● સમાજના નીચલા થરમાંથી આવતાં બકુલેશનાં પાત્રોમાં પ્રાણવાન માનવતા શ્વાસ લેતી લાગે છે. આજની વિષમ સમાજરચનાનાં ભોગ બનેલાંઓની સૃષ્ટિનું અચ્છું અને પ્રતીતિજનક ચિત્રણ અહીં રજૂ થયું છે. ફૂટપાથ, ગલીઓ, પીઠાં અને અંધારા ખૂણાઓને ગોતતી એમની કલમ એ અંધાંયને એમની આગવી રીતે અજવાળે છે.

● બકુલેશનું ફલક વિશાળ છે એટલું જ નહિ એમનું તોખરણસર્જન પણ વૈવિધ્યસભર છે. સસ્તી લાગણીવશતા જ્યાંથી દૂર ભાગે છે એવી એમની વાર્તાઓમાં જીવવાની ખુમારી, મોતને પડકારવાની વૃત્તિ અને સામાજિક વિષમતાઓ તરફની લાપરવાઈ દેખા દે છે. ભારોભાર ઇન્સાનિયત અને ખેલદિલીભર્યાં કેટલાંક ન ભૂલાય એવાં પાત્રો પણ આ પાનાઓમાં ધબકી રહ્યાં છે.

● પીડાએલાં અને ફેંકાઈ ગયેલાં પ્રત્યેના સાચા સમભાવમાંથી નવલિકાનો દેહ પામતી આ જીવન્ત વાર્તાઓ કશી ય ટાપટીપ કે સજાવટ વિના લેખકના દિલમાંથી સીધીસટ કાગળ ઉપર ઊતરી આવી છે.



# કાદવનાં કંકુ

[ વાર્તાસંગ્રહ ]

બકુલેશ



પદ્મ પ્રકાશન

— મુંબઈ —

કિંમત ત્રણ રૂપિયા

કાદવનાં કંકુ

પ્રથમવાર: જૂન, ૧૯૪૪





: મુદ્રક :
વિ. આર. સાવંત
એસોશીએટેડ એડવર્ટાઇઝર્સ
એન્ડ પ્રિન્ટર્સ લિમિટેડ
૫૦૫, આરથર રોડ, તારદેવ
મુંબઈ ૭

: પ્રકાશક :
મોરારજી પદમસી
પદ્મ પ્રકાશન લિમિટેડ
લક્ષ્મી બિલ્ડીંગ, ત્રીજે માળે
ફીરોઝશાહ મહેતા રોડ, કોટ
મુંબઈ ૧

શ્રી. બકુલેશનો આ વાર્તાસંગ્રહ પ્રસિદ્ધ કરતાં આજે અમને આનંદ થાય છે. અહિં સંગ્રહેલી વાર્તાઓમાંની કેટલીક અત્યાર પહેલાં જ 'કૌમુદી' 'રેખા' 'નવચેતન' જેવાં આપણાં શિષ્ટ માસિકોમાં પ્રસિદ્ધ થઈ ચૂકી છે અને જનતાના આદરને પ્રાપ્ત થઈ છે.

બકુલેશનાં પાત્રો સમાજના નીચલા થરમાંથી આવે છે અને છતાં ય એ બધાંમાં પ્રાણવાન માનવતા શ્વાસ લેતી લાગે છે. ફૂટપાથ, ગલીઓ, પીઠાં અને અંધારા ખૂણાઓને ગોતતી એમની કલમ એ બધાંયને એમની આગવી રીતે અજવાળે છે અને આપણે સામાન્ય રીતે જેમને 'હલકાં' ગણીએ છીએ તેમના જીવનની ઝાંખી કરાવે છે. આજની આપણી વિષમ સમાજરચનાના ભોગ બનેલા પીડિતો અને ગરીબોની સૃષ્ટિનું અચ્છું ચિત્રણ અહિં જોવા મળે છે.

વિશાળ છે બકુલેશનું ફલક અને વૈવિધ્યસભર છે એમનું વાતાવરણસર્જન. ધરતીના પેટાળનો, 'મેન-હૉલ'ની ભીતરની દુનિયાનો એ આપણને પરિચય કરાવે છે તો સાથે સાથે ગુલ્મર્ગના હિમાચ્છાદિત પહાડોનું દર્શન કરાવવાનું પણ એ ચૂકતા નથી. ઉત્તરમાં છેક સીમાપ્રાન્તથી માંડી દક્ષિણમાં મ્હૈસૂર અને કોલારની સોનાની અને પૂર્વમાં ઝરિયાની કોલસાની ખાણો સુધી એમની કલમ ઘૂમી વળી છે; વચ્ચે અલ્હાબાદની પુનિત ભૂમિ પણ આપણી નજર સમક્ષથી પસાર થઈ જાય છે.

પીડાએલાં અને ફેંકાઈ ગયેલાંની ભૂમિનો, એમનાં જીવનનો અને એમનાં સંવેદનોનો બકુલેશનો ખ્યાલ વ્યાપક અને વિશદ છે. સસ્તી લાગણીવશતા તો અહીંથી દૂર જ ભાગે છે અને એને સ્થાને જીવવાની ખુમારી મોતને પડકારતી, એની વિષમતાને આવરતી ઘણી વાર લાગે છે.

ન ભૂંસાય એવી છાપ પાડી જતાં કેટલાંક મનોરમ પાત્રો પણ **બકુલેશે** અહિં રજૂ કર્યાં છે. ઈર્ષ્યાને કારણે મિત્રને ભોંયમાં ભંડારી દેતો **પાંડુ**, અણમાનીતી સ્ત્રીની માફક ફેંકાઈ ગયેલી સિગાર, જિંદગીના દામ આપી રોટી મેળવવાની મથામણ કરતા શ્રમજીવીઓ, માતાના અપમાનનું વેર વાળનાર મિત્રને આંસુઓની અંજલિ આપતી મુશ્તરી અને આવાં બીજાં કેટલાંય આ પાનાંઓમાં શ્વાસ લઈ રહ્યાં છે. એમનામાં જીવવાની તમન્ના છે અને જીવનની વિષમતાઓ તરફની લાપરવાઈ છે : ભારોભાર ઈન્સાનિયત છે અને ખેલદિલી પણ છે. આ કહેવાતા નીચા થરના માનવીઓ પ્રત્યેના પોતાના સાચા સમભાવને **બકુલેશ** શબ્દોનો દેહ આપે છે અને એમાંથી આ જીવન્ત વાર્તાઓનું સર્જન થાય છે. કશીય સજાવટ કે ટાપટીપ વિના વાર્તાઓ સીધીસટ લેખકના દિલમાંથી કાગળ ઉપર ઊતરી આવે છે.

ગુજરાત આ સંગ્રહને આવકારશે એવી અમને આશા છે.



# ક્ષમાયાચના વિના....

કોઈપણ કિતાબ કે પુસ્તકને આમુખ, ઉપોદ્‌ઘાત, પ્રસ્તાવના, પરિચય કે તેના જેવા જ સારના 'બે બોલ'ને નામે લેખક તરફથી અગર તો લેખક જેને માનથી નિહાળતો હોય તેવી કોઈ વ્યક્તિ તરફથી ચાર-પાંચ પાનાં જેટલી ઝબાનદરાજી હોવી જ જોઈએ એવો એક શિરસ્તો પડી ગયો છે: હું એ શિરસ્તામાં કે પ્રણાલિકામાં માનું કે ન માનું, એ વિશે હું અહિં કોઈપણ પ્રકારના વિવાદને મૂકવા માગતો નથી. છતાંયે કોઈપણ પ્રકારની ક્ષમાયાચના વિના, વાચક બિરાદરો પ્રત્યે હમદર્દી કે તેમની કશી દયા ખાધા વિના, હું અહિં મારી આ ટૂંકી વાર્તાઓના સંગ્રહ વિષે થોડુંક કહી દઉં છું.

ક્ષમા માગ્યા વિના, એમ કહીને પણ 'ક્ષમા' વિશેના આડકતરા ઉલ્લેખમાં રહેલા સંકેત સાથે હું સંતાકૂકડી રમવા માગતો નથી; અને એટલે જ આ સગ્રહમાં રજૂ થતી મારી વાર્તાઓ પણ આજની સમાજ-રચના, આજની દુનિયા અને આજના માનવસમુદાયની વિવિધ રીતની જિંદગીઓની ઉજળી-અંધારી ગલીઓમાં ભટકી આવીને જે હકીકત કહી જાય છે, એમાં યે હું કોઈનીયે ક્ષમા માગતો જ નથી: કારણ ક્ષમા માગવાના સદ્‌ગુણ કે દુર્ગુણને હું હજી કમનશીબે કેળવી શક્યો નથી.

ટૂંકી વાર્તા...એ વિશે, એનાં સ્વરૂપ, વિવિધ અંગો, ઘડતર, દેહ અને આત્મા તેમજ એની 'ટેક્નીક'-આયોજન અને કલાશૈલી વિશે ખૂબખૂબ કહેવાઈ ગયું છે. પણ એ બધું એવું છે કે જો કોઈ સામાજિક ઉજળિયાત ભયને ગણકાર્યા વિના સ્પષ્ટ રીતે કહે તો એમ જ કહે કે જ્યાં ફિરસ્તાઓ પગલાં માંડતાં ડરે છે ત્યાં મૂર્ખાઓ એકદમ ધસી જાય છે: અને એટલે જ ટૂંકીવાર્તાનાં કલા, સ્વરૂપ, આકાર અને અવાજ-અજવાળાં ઉપર ગુજરાત તરફથી ખૂબખૂબ જ ક્રૂર રીતે આક્રમણ અને બળાત્કારો થયા હોવાનાં ઉદાહરણોથી આપણા સાહિત્યનો ઇતિહાસ 'ઝળહળે' છે; આવાં ક્રૂર આક્રમણ અને બળાત્કારો તો હજી યે ચાલુ જ રહ્યાં છે અને પરિસ્થિતિ પરથી સ્પષ્ટ દેખાય છે તેમ ચાલુ રહે તો નવાઈ નહિ.

ટૂંકી વાર્તાની માવજત, તેનાં કલા–આયોજન, સારવાર એ ફિલ્મની કલા જેવાં છે: વાર્તા માટે 'પ્લૉટ' આવશ્યક જ છે એવું કહેનારાઓ સામે મને વાંધો નથી પણ ટૂંકી વાર્તામાં 'પ્લૉટ'–વસ્તુ હોય–હોવી જ જોઈએ, એ ટૂંકી વાર્તાના સાચા શિલ્પી, કલાકાર માટે આગ્રહભર્યું નથી હોતું.

ટૂંકી વાર્તાના વિષયમાં ગુજરાતને કૈંક જાગ્રત અને સમજદાર બનાવવામાં શ્રી. ધૂમકેતુને જવાબદાર ગણાવી શકાય. પણ આ બિરાદરના 'તણખા' મંડળ ૧ પછી ગુજરાતને જે કંઈ મળ્યું છે એમાં એમની કલમ લાગણીવશતાં તરફ, ઊર્મિમંદતા તરફ અને સામાજિક મૂલ્યને વિસરી જઈ, ઘણીવાર વાર્તાના કલેવર અને કલા–સ્વરૂપને અવગણીને, સસ્તી ભાવનાત્મકતામાં સરી પડતાં, વાર્તાની સચોટતા અને કલાત્મક ધ્વનિમયતાના બળને 'કંગાલ' બનાવી દે છે. આ પછી ગુજરાતમાં માનવતાવાદ, જીવદયાવાદ અને નીચલા થરના સમુદાયની દલિત, શોષિત, સમાજથી તિરસ્કૃત સમુહનાં પાત્રો અને પ્રસંગોની વાર્તાઓ લખાવા લાગી: પણ આ બધાયમાં જે જોમ, જે ખુમારી, જે 'નશો', જે મસ્તી અને જે બેચેનીની સાથે તંદુરસ્તીભર્યો સામાજિક, સાંસ્કારિક ધ્વનિવાળો જે સંદેશ હોવો જોઈએ, એની કંઈક કે વધુ અંશેની ગેરહાજરી ખૂંચે તેવી બની રહી છે. આમ છતાં આજે ઉદ્દામ વિચારોની રજૂઆત કરતા, નવીનોખી શૈલીમાં આજના જીવનની વાતો કહી જતા નવલિકાકારોમાં ઉમાશંકર, સુંદરમ્, જયંતી દલાલ અને જયંત ખત્રીનો ઉલ્લેખ કરવો આવશ્યક છે.

અહિં રજૂ થતી વાર્તાઓમાંની ઘણી ખરી તો મારા મિત્રો–શ્રી. જયન્ત ખત્રી કે 'રેખા'ના તંત્રી શ્રી. જયન્તી દલાલ અગર બિરાદર ભોગીલાલ ગાંધી કે જીતુભાઈ મહેતાના પ્રેમાળ અને બિરાદરીભર્યા આગ્રહનું પરિણામ છે: નહિતર એક જાણીતા આળસુ તરીકે, બિનજવાબદાર આદમી તરીકે, હું આ નવલિકાઓને જન્મ આપત જ કે કેમ એ એક શંકા છે.

ટૂંકી વાર્તાઓએ વિશ્વસાહિત્યમાં જેમ જેમ ભિન્ન ભિન્ન કલાકારો અને શબ્દશિલ્પીઓને હાથે આકાર લેવા માંડ્યો તેમ તેમ તેના જન્મ, વિકાસ, વધુ વિકાસ અને નવાંનોખાં સ્વરૂપોમાં અમેરિકા, ફ્રાન્સ, રશિયા, નૉર્વે, ઑસ્ટ્રીઆ, સ્પેઈન, ડેન્માર્ક, ચીન, વગેરે મુલકોએ અગ્ર ભૂમિકા

ભજવી છે: પણ ટૂંકી વાર્તાના સાચા પિતામહ તરિકે તો યુરપ તરફથી રશિયન કલાકાર ગોગોલ અને અમેરિકા તરફથી એડગર એલન પોને જ ગણાવી શકાય: પછી તો વહેતા કાળ-પ્રવાહે, યુગબળોએ અને પલટાતાં સામાજિક, સાંસ્કારિક રંગ-બળોએ નવલિકાની કલા ઉપર અસર પાડી-પાડવા માંડી છે.

આ સંગ્રહમાં રજૂ થતી વાર્તાઓમાંની ઘણી ખરી તો 'રેખા', 'નવચેતન', 'કૌમુદી', 'હિંદુસ્તાન-પ્રજામિત્ર' વગેરે સામયિકોના દીપોત્સવી અંકો કે વિશિષ્ટ અંકોમાં પ્રકટ થઈ હતી: અને વાચકસમૂહે એમાં ખૂબ જ રસ લીધો છે, એમ મને મળેલા અનેક પત્રોપરથી કહી શકાય. ઉજળિયાત વર્ગના રમકડા તરીકે, ઉજળા વર્ગની દાસી તરીકે 'કલા' હવે રહી નથી: મારી વાર્તાઓમાં જિંદગીની-સમાજની, શહેરની, મુલ્કની, તિરસ્કૃત સ્ત્રી-પતિતા કે કોઈ રખડેલ ભામટાની જિંદગીની અંધારી ગલીનાં અવાજ-અજવાળાં સંભળાય છે, દેખાયાં કરે છે: મારા પર આવાં આક્રમણ થયાં છે; એવા દોષો પણ ઢોળાયા છે કે આ બકુલેશ વિચિત્ર આદમી છે: અંધારી ગલી, શરાબખાનું, ખાણ, ગટર, મવાલી-ભામટાઓ, અને પતિતાઓ અને લફંગાઓની જ વાર્તાઓ લખવા સિવાય એને કંઈ સૂઝતું નથી: પણ આવા દોષારોપણને હું તો અભિનંદન જ ગણી લઉં છું. ઉજળા વર્ગ પ્રત્યે, નફાખોરી અને શોષણના પેશાથી પોતાને 'ઉજળા' રાખનારા વર્ગના ઇન્સાનો-જંતુઓ પ્રત્યેની મારી દયાને હું વેડરી દેવા માગતો નથી: એ અસમાન સમાજરચના સામે તો કુહાડો, બંધૂક, તમંચો અને લોખંડી મુક્કાઓ જ ઉગામવામાં મારાં પાત્રો માને છે, એમ હું માનું છું. હું કે તમે માનીએ કે ન માનીએ પણ ભાંગતી સમાજરચના, નીતી-રીતિનાં બંધનો, નવી આશા સાથે જાગૃતિ પામતી વિરાટ માનવતા દુનિયાને એ મનાવશે જ; એની સામે અવાજ કહાડનાર, એવા ક્રાન્તિના નિશાન સામે જબાન હલાવનાર, જીવદયાવાદી રોગથી પીડાતા લાગણીવેડામાં રાચનારાઓને નીચે ઝૂકી જવું પડશે જ!-અને એટલે જ મારી વાર્તામાં કાદવની કલા છે, ઉઘડતા પ્રભાતમાં કોઈ મગજના ફરેલા કલાકારે પૂરેલા રકતરંગી પીંછીના શ્રદ્ધાપૂર્વકના કલાત્મક લપેડાઓ છે: મને એમાંથી જડતી બેચેની, જિંદગીના મધુરા ડંખ અને 'નીતિ'ના કાગળના ફૂલોના ઉઘાડા થતા દંભમાંથી મને મઝા સાંપડે છે અને મારૂં દિલ ખિલે છે.

—પણ સાહિત્યકારો જેઓ સૌન્દર્ય અને રૂપરંગની તલાશમાં, વાસ્તવિકતાનો લાભ લઈ તેના પર બળાત્કાર કરી, એકાદ વાર્તા સરજાવવાની તલાશમાં શિકારીની માફક ફર્યા કરે છે, તેઓને મારી આ વાર્તાઓ કદાચ 'એકતરફી' જ લાગશે: પણ અત્યારે તો સમય જ એવો છે (જેવો કયારેય ન્હોતો) કે લેખક કે કલાકારને તરફદારી કરવી જ પડે છે, નહિતર તે સામાજિક દ્રોહ કરે છે આ વલણ અથવા દ્રષ્ટિબિન્દુની સાથે સંમત થનાર કલાકારને માથે કલંકનો ટીકો, તમે અગર હું ઇચ્છીએ કે ન ઇચ્છીએ તોયે સરજાતા ઇતિહાસ તરફથી લાગી જ જાય છે.

'સૌન્દર્ય અને પ્રેમ'માં રાચનારાઓને; ચાંદ, કોયલ, વહેતી સરિતાના કિલકિલ નિનાદના સંગીતમાં જ પોતાની કલા નિહાળનારાઓને, આજનો ઘડાતો ઇતિહાસ અને માનવતાના થઈ રહેલા ક્રૂર હ્રાસમાંથી આવતા આહ્વાનનો પૂકાર જ જવાબ આપે છે, એટલે એ વિષયમાં હું હવે કંઈ વધુ નહિ કહું.

વળી 'સાક્ષરો'ને લાગુ પડેલો, વંશ–વારસામાંથી મળેલો પેલો પૂરાણો રોગ: 'આ મૌલિક નથી'!...'આ તો અપહરણ છે!' 'ચોરી છે!'...એના સંબંધમાં ઉલ્લેખ કરતાં કહી દઉં કે જિંદગી જેટલી મૌલિક છે, માનવતાના હ્રદયના ધબકારા અને આ ધરતીની માટી અને આકાશના રંગો...તેમજ ઋતુઓના મિજાજોમાં જે મૌલિકતા છે તેટલી જ મૌલિકતા મારી વાર્તાઓમાં કદાચ છે.

આ બધા શબ્દો કોઈ વિવેચક કે અવલોકનકારની કલમમાંથી છીનવીને હું અહિં મૂકી આપું છું, એ માટે હું જરાય ક્ષમા માગવા નીચો વળતો નથી: પછી ભલે મને 'ગર્વિષ્ટ' અને 'ઘમંડી' તરીકે સાક્ષરો નવાજે!

'જીવનની વણઝાર' માટે **વિકી બોમ**ની એક વસ્તુ, અને 'તેતરની જોડી' માટે **સ્નીટ્‌ઝલર**નો હું અહિં ઉલ્લેખ કરી દઉં: બાકીની બધી જ વાર્તાઓ જિંદગી સાથે ખભેખભા મિલાવીને જિંદગીની સફર કરવા માટેનો જે આદેશ મારાં માતાપિતા તરફથી મળ્યો છે તેનું પરિણામ છે: પરંતુ મેં ઈલાહાબાદ જોયું નથી–છતાં યે ગંગા નદી પરનો મોટો

પુલ, ઈલાહાબાદનો પાનવાળો બિરજુ અને તેનો દોસ્ત ઇસ્માઇલ અને એની મુશ્તરીને મેં બહેલાવીને 'ઘૂમરીઓ વચ્ચે...'માં પેશ કર્યાં છે. મેં કાશ્મીર–ગુલમર્ગ નથી જોયાં; તોયે મીરઝાં અને અમીરની જિંદગીને 'તેતરની જોડી'માં હાજર કરી છે. હા; મેં જોયાં છે દક્ષિણમાં કાવેરીનો નીલોતરીભર્યો પ્રદેશ અને કોલારની સોનાની ખાણ: એમાં તાંબાના સિક્કા માટે સોનું ખોદી, ખાણમાં પસીનો પાડતાં નરનારીઓ! મેં જોયાં છે મુંબઈ નગરીના છણકા અને લટકા, નઝાકત અને નાઝ, અંધારાં અને અજવાળાં, ઘોંઘાટ અને ધાંધલ; એના સીના પર વસતી વિશાળ માનવતાની કંગાલ દુનિયા અને ઉજળી મહેલાતોમાંની ક્ષયથી ઘેરાયેલી રોશનીઓ! હું મળ્યો છું ભટકતી અને છટકેલ નારીઓનાં દિલને: હું આવ્યો છું મવાલીઓ અને લફંગા આદમીઓના સહવાસમાં: હું રખડ્યો છું ઈમાનદાર જિગરના કંગાલોના મયખાનામાં, ભૂખ મિટાવવા ટુકડા શોધતા વર્ગની કતારો વચ્ચે: શું આ બધું અનેક નવલિકાઓ અને નવલકથાઓના શિલ્પ માટે પૂરતું નથી?...જિંદગી કેટલી ભવ્ય અને વિશાળ, બાલક જેટલી નિર્દોષ અને રાક્ષસ જેવી ક્રૂર છે!

આ જ છે મારી કલમનો ખોરાક: ગુજરાત સામે આ ટૂંકી વાર્તાઓ ધરતાં મારું દિલ એક પ્રકારની ગ્લાનિની સાથે મીઠી, પ્રિયતમાના,–પત્નીના નહિ,–પાશની તલપભરી પ્રેમ–હૂંફે નાચી રહે છે: એટલા માટે કે બકુલેશની વાર્તાઓ કાદવની કલાની છે; ભામટાઓ અને પતિતાઓની તેમજ શરાબીઓની છે;–એને પુસ્તકરૂપે કોણ છાપે?–લોકો ખરીદતાં અચકાય!...એ 'ભય'ની પરવાહ કર્યા વિના પદ્મ પ્રકાશનવાળા શ્રી. ભૂખણવાળાએ જે રીતે પ્રોત્સાહનનો પ્રેમભર્યો ખભો આપી, વાર્તાઓના સંપાદનમાં, 'પ્રૂફ'થી માંડીને એના પ્રકાશન સુધી જે કાળજી લીધી છે એ માટે એમની સાથે અહિં હાથ મિલાવીને, ગુજરાતના વાચકસમુદાય સમક્ષ આ 'કાદવનાં કંકુ' ધરૂં છું.

૫૯૫, ઈ. મણિવિલા;
વિન્સેન્ટ રોડ
માટુંગા:

—બકુલેશ

## અમારાં પ્રકાશનો

**સીતા** (નાટક)
ચન્દ્રવદન મહેતા

**હવે પછી**

**આપણા નેતાઓ** (રેખાચિત્રો)
યુસુફ મહેરઅલી

**સુનંદા** (વાર્તા)
રમણ વકીલ

**મૃચ્છકટિક** (નાટક)
સુંદરમ્

**સમાજવાદની પુનર્વિચારણા**
મીનુ મસાણી

**ઢંઢે પહોરે** (નિબંધિકાઓ)
મુનિકુમાર ભટ્ટ

**લતા** (સળંગ વાર્તા)
ગુલાબદાસ બ્રોકર અને બીજાઓ

**ફોરાં** (નવલિકાસંગ્રહ)
ડૉ. જયંત ખત્રી

તદુપરાંત
પ્રા. રામનારાયણ પાઠક
જયંતી દલાલ અને
ગુજરાતભરના બીજા અગ્રગણ્ય
લેખકોની કૃતિઓ.

પદ્મ પ્રકાશન લિમિટેડ
ફિરોજશાહ મહેતા રોડ
મુંબઈ

# અનુક્રમ





૨૪૬૫૦

# ૧ કાદવનાં કંકુ !

બપોરનું અવસાન થાય અને સુરજ પશ્ચિમ તરફ ઢળે ત્યારે જ એનાં કિરણો શેરીના ગંદવાડ પર જામી રહેલા કીડા, મચ્છરો અને ઝીણાંઝીણાં જન્તુઓ અને જીવડાં પર ચમકવા માટે આ ગલીમાં આવી હળવી લટાર મારી જતાં.

એ સાંકડી ગલીમાં—સાંકડી શેરીમાં ગંદવાડ અને કિચડ જ જાણે જગ્યાનું મૂળ ભાડું ભરતા હોય અને આસપાસની કાળીકાળી જૂની પૂરાણી ગલીઓમાં રહેતા લોકો જાણે એનાં પેટાભાડુતો હોય ને, એ રીતે ત્યાં ગંદકી અને કંગાલિયતના અડ્ડા જામેલા દેખાતા. ખખડી ગયેલી સ્ત્રીના પોકળ ઠસ્સા કે રૂવાબ જેવી ચાલીઓ વર્ષે બે વર્ષે ઉપરના રંગ રોગાનના નાહકના ઠઠેરા વિના એક બીજાની સામે આંખો ફાડી સદાય જોયા કરતી—ઊભી રહી હતી. ચાલના પહેલા, બીજા, ત્રીજા, ચોથા માળની સાંકડી ગૅલેરીઓ પર, તેના કઠેડાઓ ઉપર ગુણપાટના ફાટેલા, ગંદા અને ધુમાડા તેમજ ધૂપ અને વરસાદના મારાથી કાળા ભૂખરા બની ગયેલા પડદાઓ, કઠેડાના નીચલા ભાગમાં ભરાવેલા સીંદરીના—કાથાના પાંગતવાળા ખાટલાઓ ગલીમાં ઊભા રહી જોનારને અંદર વસતા આદમીઓના જીવનનો પરિચય આપતા. કઠેડાના ઉપલા ભાગ પર બાંધેલી વળગણીઓ, એ દોરીઓ પર ધોયેલાં ગંદાં કપડાં કે રાત્રિએ મૂતરથી બગાડેલાં ગોદડાં-રજાઈઓ ટીંગાડાયેલાં દેખાતાં. વળી કોઈ કોઈ માળ પર તુલસીના કે કોઈ ફૂલના છોડનાં બે ચાર કુંડાં ચાલીમાં વસનારા—જીવવાની આશામાં અવસાન પામી ચૂકેલા, જીવતાં મુડદાં સમા ધર્મી ઇન્સાનોના મિજાજની અદીઠ છતાં સાચી મુલાકાત આપી જતાં.

ચાલીની પાસેની ગટર જ ગંદવાડ અને ગંદકી માટે પૂરતી જગા ન હતી; એટલે ઘણીવાર એ ગંદાં પાણી અને કચરો બહારની ગલીમાં ધસી આવી વિજેતાની માફક ત્યાં પસરાઈ જતાં અને ત્યાં ભયંકર કીચડ

જામવા માંડતો. એ કીચડ પર કીડી અને મચ્છરોના ગણગણાટ ગલીનું એક કાયમનું સંગીત બની રહેતું.

ચાર પાંચ માળાની એ ચાલીઓમાં આવેલી એક એક ઓરડીમાં–ખોલીમાં એક સ્ત્રી, બે ત્રણ પુરુષ, એક બે ડોસીમાઓ અને થોડાંક છોકરાં ભરાઈ જીવતાં. ઉનાળાની લૂ ઝરતી રાત્રિઓમાં એ બધાંય પ્રાણીઓ બહાર નીકળી આવતાં. અને પુરુષ વર્ગ, તેમજ છ સાત વર્ષનાં છોકરાંઓ રસ્તાની ગોદમાં પોતાની બાદશાહી ગૂણપાટની બિછાયત પર ઊઘાડે શરીરે માત્ર લંગોટીથી પોતાની જાતને છુપાવી નિદ્રાને ખોળે પડી જતાં. આસપાસની નિર્માલ્ય ફાનસની ભૂખરી રોશની નીચે તેઓ ઘસઘસાટ ઊંઘી જતાં. સ્ત્રીવર્ગ પોતાની ખોલીમાં—ઓરડીમાં નહિ સૂતાં, બહારની સાંકડી ચાલીમાં સડેલી, કાળી, માંકડ મચ્છરની ચોકીવાળી સાદડી કે ગુણિયાની પથારીમાં પોતાના શરીર—માત્ર શરીરને આરામ આપવા સૂવાડી દેતો. ચોળી કે ઘાઘરા વિના એક જ સાળુ વીંટાળી આ સ્ત્રીઓ પોતાના યૌવનને છૂપાવવા જેમ જેમ પ્રયત્ન કરતી તેમ તેમ તો તે યૌવન સાફસાફ ઊઘાડું—શરમ વિના, એમ ને એમ, જીવન્ત છતાંય નિર્જીવ—વહેલી સવારે આવતા શહેરના અવાજ સુધી એમ ને એમ પડ્યું રહેતું!

બહાર વિશાળ ધોરી રસ્તો!... રસ્તાપર ધમધમાટ કરતી એ વિશાળ રસ્તા પર ઊભેલી ગંદી ચાલીઓ અને દુકાનોનો ઉપહાસ કરતી મોટરો વહી જતી. રસ્તાની બન્ને બાજુની ફૂટપાથ પર, ફક્ત પથ્થરોથી વાળી લીધેલા નાના જમીનના ટૂકડાઓ પર નાનકડી દુકાનો વસી ગઈ હતી. દિવસે એ ફાટેલા ગુણપાટની ચાર ફીટની છતવાળી દુકાનો બનતી અને રાતે એ છત નીકળી જઈ ઉપર વિશાળ તારલા–મઢ્યા આભલાની છત નીચે સૂવાની પથારી બની જતી.

કંગાલિયત, ગુનેગારી, રોગ, દર્દ, દરિદ્રતા, દગો, લબાડી, ચોરી, વહેમ, જાદુ અને અનેક રહસ્યનાં વિવિધ રંગી ગુલાબ એ ગલીના કીચડમાં નિશદિન ઉગ્યા કરતાં!

અને–એ ગલીના શ્વાસોચ્છ્વાસમાં ‘જીવન’ ધબકતું: એમ જ ધબક્યા કરતું!

[ ૨ ]

ચાલીનો રૂમ નંબર ૧૨ !...પાસેજ સંડાસ અને નળ !! કાયમ વહ્યે જતા નળનો કંટાળાજનક પાણી પડવાનો અવાજ !......નંબર ૧૨ ની પાસે પડેલા કચરા નાખવાના કાટ ખાઈ ગયેલા ડબ્બાની પાસે બેઠેલ એક ગલુડીઉં ! જરાક એ મોટું થઈ ગયું છે !...એને શરીરે ખસ થઈ છે !...એ સડી ગયું છે !...એની કાંધ બગાઈ અને જીવડાંનું ઘર છે.

રાતના અંધારમાં કોઈની ઠોકરે ચઢતું આ ખસ–ખાજીવાળું કૂતરૂં 'કાઉં...કર્ર્ર્ર્ર...કાઉં...કાઉં!' અવાજ કરતું અડધા વાસેલા રૂમ નંબર બારમાં ધૂસી જતું અને એક ખૂણે અંધારમાં ટૂંટિયું વાળી પડી રહેતું.

પણ મધરાતે અંદરની ડોશી જાગી ઊઠે છે. એને સખ્ત ઉધરસ આવે છે—કૂતરા પર નજર રાખે છે. 'હઠ...મેલ્યા, બાહર નીકળ ?...' પણ કૂતરૂં તો 'કાઉં...કાઉં!' નાં કરૂણ રૂદનદ્વારા જવાબ સૂણાવી ત્યાં જ પડ્યું રહે છે. ડોશી બિચારી અશક્તિને લીધે એને ત્યાં જ રહેવા દે છે.

પણ વહેલી સવારે જ પાસેના નળ પર લંગોટી પલાળીને એ ઓરડીની ડોસીનો 'દીકરો'—પાંડુ કામ પર ચાલ્યો જાય છે. ગૌરી—એ જુવાન છે !...નમણી છે !...રૂપાળી છે !... ફુટડી છે !... નંબર ૧૨ ની ઓરડીમાં, નળે જનાર દરેક મજદૂર જાણ્યે અજાણ્યે નજર ફેંકતો જાય છે—તેનાથી ફેંકાઈ જવાય છે :

અને પછી થોડીક પળોમાં મીસરી કરી અને પછી ચહા ! ગૌરી બીડીનાં–તંબાકુનાં પાન પર કાતર લઈ મારો ચલાવે છે. ડોસી ઘરકામમાં પરોવાય છે :

પાંડુ જુવાન છેઃ મુંબઈ શહેરની મ્યુનિસિપાલિટીમાં મજદૂરી કરે છે; ગટરોની 'ગુલાબી' દુનિયામાં એની નજર તીણી બની છેઃ ધોરી રસ્તાની હેઠળ વહ્યે જતાં મુંબઈનાં મળ, મૂત્ર, ગંદવાડ કીચડની એક કાળી દુનિયામાં ડોકિયું કરનાર, 'મેન–હોલ'–ગટર પરના ઢાંકણા નીચેની દુર્ગંધ મારતી એક જીવતી નરક જેવી આલમમાં ડૂબકી દેતાં એને કચવાટ થતો નથીઃ શહેરની સુધરાઈ તરફથી એ ગંદી ગટરોમાં, એની આસપાસ ગુલાબી રંગના 'ફીનાઈલ'ની ભૂકી છાંટતો ! ગટરોમાં ડૂબકી મારતો !

એ ડૂબકી એને રોટી આપે છે!...સખ્ત મજદૂરી અને પરસેવો એ ગટરમાં વહી જાય છે. પાંડુ સાંજના ઘેર આવે છેઃ ગૌરી, પાંડુ અને ડોસી–ખૂણામાં બેઠેલું ખસવાળું કૂતરું; એ ચાર જણ!...રૂમ નંબર બારની એ નાનકડી દુનિયા!...પાંડુ એટલું જ ઇચ્છતો કે એને બેકારી ન જડેઃ ગૌરી એટલું જ ઇચ્છતી કે પાંડુ સદાય એની સાથે રહ્યા કરે! નહિતર એમને શો સંબંધ? એક જ ગામનાં તે વતની હતાં. ડોસી એટલું જ ઇચ્છતી કે પાંડુ–એનો દીકરો ન હતો છતાંયે–વધુ સારી રીતે બધાંયને રાખે. કૂતરૂં એટલું જ ઇચ્છતું કે એને બહારની ઓસરીમાં બધાય ગાળો દેતાં, ઠોકરો મારતાં, એના કરતાં અહીં ઘરમાં એકાદ ખૂણામાં એને જગા મળી જતી હોવાથી રૂમ નંબર ૧૨ અને તેના માલિક સુખી રહે!

રાત્રિએ જ્યારે પાંડુ ગટરની દેખાતી ગંદકીની દુનિયા છોડી બહાર નીકળી ઘેરે આવતો ત્યારે જરૂર કંઈક ખાવાનું લઈ આવતો. પાનની પટ્ટી ચાવતો ચાવતો પાંડુ ઘેરે આવી, સીધો કપડાં કાઢી નળના પાણીના ધોધ નીચે બેસી જતો ત્યારે તેની સામે ગૌરી એક મેલો ટુવાલ ધરીને ઊભી રહેતીઃ રોજ સાંજ–અને રોજ રાત–વચ્ચે નળ પરનો એ તેમનો ધંધાને લીધેનો નિયમિત કાર્યક્રમ હતો.

ઘણી વાર જ્યારે ગૌરી માટે 'લે લો! યે તરેહવાર રેશમ કે ટૂકડે!...મલમલ કે ટૂકડે!...સબ! ચાર આનેમેં...'ની બૂમ મારનાર ફેરિયા પસેથી પાંડુ એકાદ ટૂકડો ઘેર લઈ આવતો ત્યારે ડોસીને હૈયે અપૂર્વ સુખની લાગણી જાગતી! ગૌરીના મ્હોં પર સુરેખ ગુલાબી પ્રસરી જતી–પણ કાળી ચાલીમાં એવી ગુલાબીને ઓર ખીલવાની મનાઈ હતી!

ડોશી કોઈ વાર કૂતરાને બોલાવીને કહેતી, 'તું મોટો થાજે!... ઘરમાં વહુ લાવજે!...પછી ન્હાનાં ન્હાનાં ગલુડીઆં આવશે!...કેવું સારૂં!...' પછી બહાર ગયેલી પોતાની દીકરી ગૌરીને ઘેર આવતાંની સાથે એનાં નયનોમાં ઊંડે ઊંડે જોયા કરતીઃ એક વાર બીડીવાળાએ એની સાથે છણકો કર્યો હતો–પાંડુને એ વાતની ખબર પડી–અને બીજે દિવસે છણકો કરનાર આદમી ઇસ્પીતાલમાં પડ્યો હતો. પાંડુ મ્યુનિસિપાલિટીની પોલીસની લાગવગને લીધે આબાદ બચી ગયો હતો.

રોજ પાંડુ ગટરના ગારા ખૂંદતો!...રોજ ગૌરી બીડી વાળવા માટેનાં તમાકુનાં પાન કાપ્યાં કરતી!...રોજ 'ડોશી તુકારામનાં ભજન ગાતી ભગવાનની પ્રાર્થના કરતી; રોજ એ ખસુડિયું કૂતરૂં દૂંટિયું વાળી એક ખૂણામાં પડ્યું રહેતું. રોજ રોજ એ ચાલીમાં ઉપર, નીચે, શેરીમાં મારામારી કે તુફાન થયા કરતાં!...રોજ નળ નીચે કોઈ લપસીને પડતું!...રોજ ઘરભાડું ઉઘરાવનાર ભૈયો કો'કને ખાલી કરાવવા આવતો ને છતાંયે ભાડુત ત્યાં જ રહેતો! રોજ કોઈ મોડી રાત્રિએ શરાબ પી દાદરા પર ફસડાઈ જતું...તુફાન કરતું!......

રોજ એ ચાલી જીવતી...શ્વાસોચ્છ્વાસથી જીવનના ધબકારા દેખાડતી!

[ 3 ]

પણ એક દિવસે એ માળામાં રૂમ નંબર ૧૨માં એક વધુ આદમી આવ્યો. એનું નામ દત્તારામ—જો કે એને બધાં દત્તુ તરીકે જ ઓળખતા.

પાંડુનો એ દૂર દૂરનો સગો થતો થતો હતો. પણ સગાના સંબંધ કરતાં યે તેમની વચ્ચેની અદ્‌ભુત બિરાદરીની ગાંઠ વધારે બળવાન હતી. મુંબઇમાં પહેલી જ વાર એણે કદમ માંડ્યા હતા. એણે વીજળીની ઝાકઝમાળ રોશની ન્હોતી દીઠી. એણે સિનેમા અને ચળકતી 'નિયો લાઈટ્સ' નિહાળી ન હતી. એણે લાલ ચટક બસ, કે સ્ટ્રીમ-લાઇન્ડ લેન્ડો મોટરો ન્હોતી જોઈ. મુંબઈએ એને અનેક જાતની તાજ્જુબી આપી હતી.

પણ આવતાંની સાથે જ પાંડુએ એને કામે લગાડયો. કામ માટે જ એ આવ્યો હતો. ગામડામાં એ દુ:ખી થયો હતો. શહેરના ગંદવાડમાંથી એને આર્થિક તંદુરસ્તી મેળવવી હતી. પણ એવી તંદુરસ્તી મેળવવા, રોટી રળવા માટે એને પણ પાંડુની મીસાલ ગટરના ગારા ખૂંદવા પડતા. નાક ફાટી જાય તેવી દુર્ગન્ધ મારતી ગટર અને ગંદવાડની ભીતરમાં, 'મેન-હોલ' નીચે, કમ્મરે સાંકળ બાંધી ઊતરવું પડતું. વાંસડાને ગટરમાં ફેરવવો પડતો!...ગંદકીમાં ડૂબકી મારવી પડતી હતી. પાંડુએ એને એ શીખવી દીધું હતું.

દરરોજ સવારે પાંડુ કરતાં દત્તુ વહેલો જાગી જતો અને ઊઠતાંની સાથેજ પહેલાં એ નળ પર કોલસાની ભૂકી અને ચપટી મીઠું લઈ ઊપડી જતો. તે વેળા ગૌરી, ડોસી અને પાંડુ પણ ઊઠી જતાં. કૂતરાએ આ નવા મહેમાનની સાથે પહેલે જ દિવસે થોડીક વારની અતડાઈ બતાવી, સુન્દર પિછાણ અને દોસ્તી જમાવી દીધી હતી એમ દેખાઈ આવતું.

અને જ્યારે મુંબઈનો બીજો વર્ગ સુંવાળા બિછાનામાં આરામથી પડ્યો રહેતો; વહેલી સવારની હૂંફાળી–ગુલાબી ઊંઘમાં આરામ લેતો, ત્યારે એ ચાલીનાં અનેક જીવડાં બહારની દુનિયા પર–રસ્તા પર કીડિયારાંની પેઠે ઊભરાઈ જતાં. આઠ, નવ કે દશની પહેલાં એ બધાંય જીવતાં પ્રાણીઓ મિલમાં, ઇમારતમાં, કારખાનામાં, ગોદીમાં, ખટારાની કે દાણા બંદરની ધમાલમાં ક્યાંક પરસેવો પાડવા લીન થઈ જતાં. તેમ છતાંયે બેકારીનું ગાન ત્યાંથી સંભળાયા કરતું; છતાંયે ભૂખનો પહેરેગીર ગુનેગારી કે ચોરીની આલબેલ બજાવ્યા કરતો; છતાંયે પાંડુ, દત્તુ જેવાને ગટરની ગોઝારી નદીનાં નીરમાં સ્નાન કરવાં પડતાં.

'દત્તુ!...આપણા મુકાદમ દાદાને જતાં વેંતજ 'રામ રામ' અને ઇન્સ્પેકટર સા'બને 'સલામ સા'બ!' કહી દેવાં ને પછી લંગોટી બાંધીને જે રસ્તા પર કામ ચાલતું હોય ત્યાં 'લાલ પાટિયાં' લગાડી ગટર ખોલવા માંડવી!' આ રીતે પાંડુએ એને શરૂઆતમાં જિંદગીના ધંધાની વિધિ સમજાવી દીધી.

વિશાળ આસ્ફાલ્ટના રસ્તા પર કરોડપતિઓના ભાર ઊપાડી લેન્ડો ને ટુરીંગ મોટરો ચાલી જતી અને એ જ રસ્તા પરના ત્રણ 'મેન–હોલ' ખૂલી જતાં—જે ગટરમાં સમારકામ કરવાનું હોય, જે ગટરને સાફ કરવાના મુકાદમના હુકમ હોય તે ગટરના મુખ્ય 'મેન–હોલ'ની આગળનું એક અને પાછળનું એક–એમ બીજા બે 'મેન–હોલ'ના લોખંડનાં વજનદાર ગટર–ઢાંકણાંને ખોલી નાખવામાં આવતાં. ઉપર ત્રણ વાંસડા ખોડીને એક લાલ પાટીઉં ટીંગાડવામાં આવતું. તેમાં 'ડેન્જર' 'Danger' એ શબ્દ વંચાતો. મોટરો, ગાડીઓ, ખટારાઓ, રાહદારીઓ. એ 'ભય'થી દૂર રહી રસ્તો કાપી જતા. ફક્ત બીજાનો 'ભય' દૂર કરવા,

'ભય' સાથે દોસ્તી કરી રોટી રળવા જતા પાંડુઓ, દત્તુઓ અને ઈભિરામો ગટરની નીચે કામે લાગતા—જ્યાં તેમને બેકારીના 'ભય' સિવાય બીજા કશાયનો ભય ડરાવી શકતો નહિ. કામ શરૂ થતું. ઇન્સ્પેક્ટર સા'બ, મુકાદમ દાદા અને હવાલદાર આવી જતા. ત્રણ 'મેન–હોલ' ખોલાઇ જતાં. ત્રણ જગાએ 'ભય'નાં પાટીઆં લાગી જતાં. વચ્ચેના 'મેન–હોલ'માં મોટા ફાનસને ઊતારવામાં આવતું. અંદરની ઝેરી હવા એ ફાનસની રોશની ખાઈ જતી. અને થોડીવાર પછી કમ્મરે સાંકળ બાંધી પાંડુ અંદર ઊતરતો. પાંડુના હાથમાં થોડીવાર પછી લાંબો વાંસડો આવતો. એ વાંસડો ગટરમાં ગોથાં ખાતા પાંડુના હાથથી—બળથી ગટરની ઊંડાઈને ઘૂમી વળતો. અંદર સમારકામ થવા માંડતું. પાંડુ જ્યારે ગૂંગળાતો ત્યારે તે દોરડું હલાવી 'મદદ!' માટેનો ઇશારો કરી દેતો. અને ઉપરવાળો ઈભિરામ એને બહાર ખેંચી લેતો. પણ હવે ઈભિરામની જગાએ દત્તુ આવ્યો. ઈભિરામ બીજા વિસ્તારના એક બીજા રસ્તાની ગટર પંર કામ કરતો હતો.

અને પછી તો ઘણીવાર દત્તુ પણ ગટરમાં ઊતરતો. કમ્મરે સાંકળ બાંધી એ સડસડાટ કરતો અંદર ઊતરી જતો. તે વાંસડાને વેગ આપી ગટરને સમારતો. એ ગંધાતા પાણીની ગંગામાં પવિત્ર થવાની આશા કે નિરાશા વિના દત્તુ અને પાંડુ બન્ને, કામ પરથી પાછા ફર્યા બાદ, સાંજે ઘેર આવી નળ નીચે બેસી જતા. હવે એક ટુવાલને બદલે બે ટુવાલ લઈને ગૌરી નળ પર ઊભી રહેતી.

થાળીઓ પીરસાતી; દત્તુ પાંડુ, ડોસી, ગૌરી અને ખૂણામાં પૂંછડી હલાવતો કૂતરો!...... જીવનને ટકાવવા રાતના 'પકવાન' આરોગી લેતાં.

ગૌરીની ચોળી સારૂ રેશમી ટૂકડો, કે બંગડીની બેચાર જોડ; દત્તુ અને પાંડુ બન્ને માટે સિનેમાના બેલની ઉજાણી અને ઇન્ટરવલમાં સિંગલ ચહા અને એકેક પટ્ટી પાન; અને તે વખતે ડોસીનાં ઘરડાં નયનો ભવિષ્યમાં કયાંક ઊંડે ઊંડે ઊતરી જઈ કંઈક અદ્દ્ભુત જ જોયા કરતાં. ખસવાળા કૂતરાને હવે ખસ મટી ગઈ હતી. એની કાંધ પર બગાઈ ને જીવડાંનાં ઘર ન હતાં કારણ કે એ

કૂતરો હવે બપોરનો ભાગ સામેની ચાલીમાં એના એક મિત્રનો હેવાયો થયો હતો; અને એક સાંજે કૂતરાની હિંમત છતી થઈ; રૂમ નંબર બારના કઠેડા આગળ એક નાનકડી, રૂપાળી પણ ગંદી કાબરચીતરા પટ્ટાવાળી કૂતરીની ચામડીને કૂતરો ચાટી રહ્યો હતો. નીચે કેટલાક કૂતરા ખૂબ ભસી રહ્યા હતા.

[૪]

રોજ સૂરજનાં કિરણો એ ગંદી ચાલી પર પડતાં...કેલેન્ડરનાં પાનાં કપાતાં જતાં... ગટરોમાં વસતા—ગટરોમાંથી રોટી મેળવતા એ આદમીઓ, દિવાળી, હોળી, ગુડી પડવો, રામનવમીના ઉત્સવોમાંથી પસાર થતા.

અને ત્રીજા માળની રૂમ નંબર બારમાં આવ્યે દત્તુને આજે બેથી વધુ વર્ષ થઈ ગયાં હતાં...ઘણીવાર પાંડુને રાતપાળી પર જવું પડતું ત્યારે ગૌરી અને દત્તુ એકલાં પડી જતાં. ડોસી રામ ભજન કરી સૂઈ જતી;

'દત્તુ!' ગૌરી કહેતી, 'તારાં લીલાં ખેતરો મૂકી તું અહીં કાં આવ્યો?'

'ગૌરી! તને ખબર નથી. ગામડામાં સુખ નથી, દુ:ખ છે: મને એ ગમતું નથી. અહીં ભલે મજૂરી અને ઢસરડો છે, પણ એ ઠીક છે; તે વિના થાય પણ શું?'

'પણ તું તે દિવસે આપણા બધાંની સાથે ફીલ્મ જોવા સિનેમામાં ગયો હતો ત્યારે તો તને ગામડું યાદ આવી ગયું હતું... ખરૂંને?'

'હા, એ તો 'શાત્રકારી પાશ'માં...' દત્તુ હળવેથી બોલ્યો.

'તો હવે તું ગામડે નથી જ જવાનો?' ગૌરીએ દત્તુની સામે ઊંડે ઊંડે અનિમીષ નયને જોયા કર્યું—પહેલી જ વાર, આટલા સહવાસમાં ગૌરીનાં નયનમાં દત્તુએ ધારીધારીને જોઈ લીધું...પહેલી જ વાર ગૌરીના સહવાસમાં દત્તુને કૈંક અદ્ભુત માલૂમ પડયું...પહેલી જ વાર

દત્તુનાં દિવસની સખ્ત મજદૂરી અને થાક ગૌરીના આ બે ચાર મિનિટના, ન સમજાય એવા શબ્દોથી ઓગળી ગયાં! તેની કાળી, અંધારિયામાં ચમકતી નૂરપૂર–પણુ તન્દુરસ્તીની લડત ચલાવતી ચમકતી આંખોમાં દત્તુએ પહેલી જ વાર કૈંક ન સમજાય એવું અદ્દ્ભુત અને અપૂર્વ જોઈ લીધું.

અને ભોળા ભટાક દત્તુએ ગૌરીને કહી દીધું:

'ગૌરી! એમ શું જોયા કરે છે?...હાં, જો!... આજે જ પાંડુએ તારા માટે રૂપાની કડલીઓ બનાવવા આપી...'

'હેં? મારે માટે?...'

'હા! એમાં શું નવાઈની વાત તને લાગે છે, ગૌરી?'

'પણુ માપ...?'

'માપ?...માપ તો પાંડુ કહેતો હતો કે...'...દત્તુએ ગૌરીના પગ પર ઝૂમી રહે તેવી કડલીઓના માપની કલ્પના, હાથ કરી તેને આંકડાદ્વારા વ્યકત કરવા પ્રયત્ન કરવા માંડ્યો. વિચારમાં જરાક તેણે ડોક ઊંચે કરી.

'આમ જો!...' ગૌરીએ એકદમ દત્તુનો હાથ ઝાલી પોતાના પગે ફેરવી દીધો. દત્તુએ ગૌરીના પગને સ્પર્શી લીધો–આમ તો રોજરોજ તેઓ એક બીજા પર ઊંઘમાં–લાતો ઊડાડતાં: પણ આજે જીવનમાં પહેલી જ વાર ગોઠણુ સુધી ખુલ્લા પગને અદ્દ્ભુત રીતે સ્પર્શ કર્યાથી દત્તુને કૈંક થયું!...તે સફાળો બેઠો થઈ ગયો. તેણે ગૌરીને કહી દીધું:

'હાં ગૌરી!...જો આજે રાતના કદાચ પાંડુ આવશે...એટલે ચહા માટે દૂધ રાખ્યું છે ને?'

ગૌરી એકદમ શાન્ત બની ગઈ. દત્તુના મુખભાવ એણે વાંચ્યા વિના મિજાજ બદલ્યો–અને પછી...'હા...' ગૌરીએ કહ્યું: 'દૂધ રાખ્યું છે.'

'ને પાંઉની સલાઈસ પણુ છે ને...?'

'હા...'

'ગૌરી ! મને ઊંઘ આવે છે...તને નથી આવતી ?...વળી પાછો બે વાગે પાંડુ જગાડશે...!'

'તું તારી વાત કર...મને ઊંઘ આવશે ત્યારે સૂઈ જઈશ... ચાલ...હવે...!' ગૌરીએ લટકો કર્યો.

'એમ કે?'—દત્તુએ પણ મિજાજને મલકાવ્યો—'ઠીક ત્યારે રાતભર બેઠી રે'?......બીડીનાં પાન કાપતાં શું થાય છે?'

'તું પૂછનાર કોણ?'

'હું ?'

'હા...!'

બન્ને જણ હસી પડ્યાં!...જોરથી મુક્ત હાસ્ય એ કંગાલ કોટડીમાં ગાજી રહ્યું. નળપર ધીમેધીમે ટપક...ટપક...પાણીનો અવાજ થતો હતો...નીચે ભજનમંડળી જામી હતી...તંબુરાના તાલમાં ભજનિયું ગવાતું હતું...

'બારે પાંડુરંગા! કેવ્હાં ભેટ દેશી......
'ઝાલો મીં પરદેશી તુઝ વિણ...
'બારે પાંડુરંગા!...કેવ્હાં ભેટ દેશી...?!

અને ફરી વાર ગૌરી અને દત્તુનાં નયન મળ્યાં...કોણ જાણે શાથી, આ વખતે બન્નેની આંખોમાં મસ્તી હતી...! બન્નેનાં નયનમાં બન્ને સમજી જાય, છતાંયે ન કહી શકાય—એવું કૈંક વાંચતાં હતાં, ઉકેલતાં હતાં.

પણ અચાનક દત્તુએ પૂછ્યું 'ગૌરી!...જોઉં તારો અંબોડો ? હા. તું ગાંડી છો...'

'કેમ ?'

'પાંડુએ મોકલેલી વેણી—ચમેલી કાં નથી પહેરી?' દત્તુએ અંબોડા પર નજર કરી અને પછી કહ્યું.

'અરે, સારૂં થયું તે તેં યાદ અપાવ્યું. હું તો સાવ ભૂલી ગઈ હતી!... આ તમાકુનાં પાન...કાતર...ને બીડી!...' ગૌરી બોલી—ને ઊભી થવા ગઈ...પણ વળી પાછી તે બેસી ગઈ.

'દત્તુ!'

'કાં વળી શું થયું?'

'દત્તુ!'

'બોલને!'

'મને......અહં...અહં...અહં...કંટાળો...થાક લાગ્યો છે. અને ગૌરીએ આળસ મરડવા બે હાથ ઊંચા કર્યા. એનો સાળુ નીચે સરકી પડ્યો-એનું યૌવન, તસતસતા લુગડામાં બાંધેલું વેનું યૌવન, બળવો કરી અડધું બહાર નીકળી આવ્યું-ધસી આવ્યું હતું. દત્તુથી જાણ્યે અજાણ્યે એના પર નજર પડી...પણ એથી એને કૈં થયું જ ન હોય, એ રીતે મોં ફેરવી એ ઊભો થઈ ગયો. દીવાલના ટોડલામાં પડેલી કંકુની ડાબલીની પડખે અરીસાનો ભાંગેલો ટૂકડો પડ્યો હતો, તેની પાસે જ કેળના વાસી પાંદડામાં મોગરાની ચમેલી પડી હતી. કોઈપણ જાતની લાગણી વિના-દત્તુએ એક આદમીની સાહજિક વૃત્તિથી-હળવે હૈયે એ વેણી લઈ લીધી... ઉપરના સુતરને તોડીને તેણે વેણી બહાર કાઢી.

'લે...આ...પહેરી લે...લે! વાલ આતાં!'

'ઉંહ!...તું...તું...દત્તુ અશી લુચ્ચેગીરી કાં કરતોસ? ઉંહ...! તુલા કાય સાંગુ મીં?' ગૌરીની આ વાણીમાં વેદના હતી.

'ગૌરી? ચાલ પહેરી લે-તું તારે હાથે જ-જો...આઈ હવે ભજન મંડળીમાંથી પાછાં આવતાં હશે...ચાલ જોઉં...'

પણ ગૌરીએ લટકો કર્યો.

'તું નહિ પહેરાવ, એમ ને?'

'એમ જ છે તો...લે...હવે' અને ગૌરીએ પીઠ વાળી. પાતળી કમ્મર પર બંધાયેલ સાળુ અને કાછોટો ખોસેલો તેણે બરાબર જોયો: લગભગ પોણી ખુલ્લી વિશાળ ગોરી પીઠ પર એક કાળું મોટું બિન્દુ એણે દીઠું...અને ગૌરીની ગરદન પર ઊંચે ઊગેલા કાળા કાળા બાલો અને તે ઉપરનો મોટો અંબોડો જોઈ લીધાં. એની મસ્તી આંખોએ ધરાઈને પી લીધી. એક પળમાં દત્તુને શું શું થઈ ગયું, એનું એનેય બહુ

ભાન ન રહ્યું; પણ તેણે ફરી પોતાના હૃદયને સ્થિર કરી કોઈપણ જાતની લાગણી વિના વેણી બાંધવા માંડી!......

પણ એટલી વારમાં જ બહાર કૂતરો એની સહચરી કૂતરી સાથે તુફાને ચઢ્યો હતો...ચાલીના આંગણામાં પડી પાડોશીની પતરાંની ડોલને કૂતરાએ ધક્કાથી ઊંધી વાળી દીધી! નીચેના ભાગમાં કોઈક ખાંસી ખાતું હતું–સંડાસ આગળ કોઈએ ધબાકો મારી નળ પાસે પગલાં મૂક્યાં... અને બીજી જ પળે પાછળથી રૂમ નંબર બારના અડધા ખુલ્લા કમાડને ફડાક ઊઘાડી પાંડુએ પોતાના કદમ ઉંબરમાં મૂક્યા.

'કાં ?...જાગો છો કે ?'

પાંડુની જબાન આટલું જ બોલી: એની આંખોએ એ બધું જોઈ લીધું. દત્તુ એના હાથવતી ગૌરીના અંબોડાપર વેણી બાંધી આપતો હતો... અને ગૌરીનો એક હાથ દત્તુના હાથને અડોઅડ હતો. પણ દત્તુએ કોઈ પણ જાતની લાગણી બતાવી નહિ. તેણે થોડુંક હસી દીધું—હંમેશ ભાઈ આગળ—દોસ્ત આગળ મંદ હસી દેવું, એ દત્તુના જીવનની કલા હતી. એણે આ વખતે પણ હસી દીધું–મીઠું! પછી થાક હોય, આરામ હોય કે ઉત્સવ હોય!...પાંડુએ એની રીત મુજબ ખભા પર હાથ મૂકી દીધો... પણ આજે પાંડુને પોતાને લાગ્યું કે દત્તુના એ ખભામાં કંઈક જુદી જ જાતની ભાવના હતીઃ જુદી જ જાતની શક્તિ હતી!...કંઈક જુદી જ જાતના આહ્વાનના ધબકારા સ્નાયુમાં ધબકતા હતા...કોણ જાણે, એવો અર્થ પાંડુના મને એની પાસે કરાવી લીધો–પોતે કરી લીધો.

પાંડુ એક પળ તો કંઈ બોલ્યા વિના જ, 'આઈ નથી ?...નીચે ભજનમાં ગઈ છે!...આવશે!...' એટલું કહીને નળ પર ચાલ્યો ગયો.

ગૌરીને બદલે દત્તુ હાથમાં ટુવાલ લઈ ઊભો રહ્યો. કૂતરો અને કૂતરી પૂંછડાં પટપટાવતાં બન્નેની પાસે ગેલ કરવાને બદલે લાંબી જીભ કાઢીને ઊભાં રહ્યાં–શૂન્ય જેવાં!... અંધારિયા નળના ખૂણામાં નળમાંથી પડતા પાણીનું બેસૂરૂં સંગીત...મચ્છરોનો ગણગણાટ...કંસારીનો તીણો અવાજ...અને ઉંદર, વાંદા–જીવડાંઓની રાતની લીલા શરૂ થઈ ચૂકી હતી.

પાંડુએ ઘરમાં પગ મૂકયો...એણે કહ્યું, 'હું ચહા પી આવ્યો છું–ખાધું પણ છે! હું તો થાકી ગયો છું–'

'પણ બીજા શા શા ખબર?' દત્તુ બોલ્યો: 'ગટર પૂરી થઈ!...હવે કાલે કયાં?'

'કાલે પણ રાતપાળી છે!'

'એમ કેમ?' દત્તુએ પૂછયું.

'અરે ઇન્સ્પેકટર સા'બનો અરજંટ ઑર્ડર છે.'

'વળી કયાં?'

'રાજાના કાળા ઘોડા આગળ–કોટમાં...મોટી ગટર ખોલવાની છે. ચાર રાતદિવસનું કામ છે,' પાંડુએ જવાબ વાળ્યો.

'ત્યારે મારે આવવાનું થશે ને? દત્તુએ પૂછયું.

'કેમ નહિ?...આવવું જ પડશે.' પાંડુએ ધીમેથી કહ્યું.

'આજે જરાક ગરમી વધુ લાગે છે, નહિ?'

એકદમ વચ્ચે જ ગૌરીએ કહ્યું, 'તારૂં બિછાનું ચાલીમાં કરી દઉં!...લાવ, તને પંખો નાખીશ!'

'ના!...ના! ગૌરી, રહેવા દે!...આજે હું નીચે રસ્તા પર જઈશ.' પાંડુએ નીચેથી મેલો તકીઓ અને ગુણપાટનું બિછાનું ઊપાડયાં–અને તે બહાર નીકળ્યો. ને–'લ્યો! આઈ પણ આવી! કાં?...ભજન પૂરાં થઈ ગયાં...?...સૂઈ જા હવે. ગૌરી પણ જાગે છે ને? હું તો જાઉં છું નીચે સૂવા. બહુ જ ધામ–ગરમી થાય છે.'

'ત્યારે, હુંયે આવું છું–!' દત્તુએ પણ પોતાનું ઓશીકું ઊઠાવ્યું–

'લે હાલ ત્યારે'

ગૌરી બન્નેને સાથે નીચે જતા જોઈ રહી: એની પાછળ કૂતરો પણ પૂંછડી હલાવતો હલાવતો દાદરા સુધી ગયો. કૂતરી ગૌરી પાસે ઊભી રહી પૂંછડી પટપટાવતી હતી. પણ તુરત જ ત્યાં કૂતરો પાછો આવ્યો.

એ ટૂંટિયું વાળી બહાર બેઠો-કૂતરી નળની પાસે ઠંડકમાં જામી ગઈ! ડોસીએ 'હે રામા!...આતા તુચ આશરા!...હે દેવા!'ના શબ્દો ઉચ્ચાર્યા—

ગૌરીથી એક ઘેરો નિશ્વાસ નંખાઈ ગયો. એના હાથ એકદમ વેણી પર-અંબોડા પર-દત્તુના હાથે બંધાયેલી વેણી પર-પહોંચી ગયા.

એ રાત્રિએ કોણ જાણે ગૌરીને સરખી ઊંઘ ન આવી!

એ રાત્રિએ પાંડુને નિદ્રા ન આવી!

એ રાત્રિએ દત્તુને ચેનથી સૂવા ન મળ્યું!

એ રાત્રિએ ડોસીને આખે શરીરે કળતર થયા કરી!

એ રાત્રિએ પાંચ સાત વેળા કૂતરી ઘડી ઘડી ઝબકીને અંધારામાં કો'કની સામે જોઈ દાંતિયાં કાઢી ભસ્યા કરતી!

[ ૫ ]

રાજાના કાળા ઘોડા પાસે-મુંબઈના એ વિશાળ—મ્યુઝીઅમની આસપાસના ચાર-છ વિશાળ ધોરી રસ્તાઓ નીચે વહી જતી, જબરજસ્ત ગટરમાં સમારકામ ચાલતું હતું. આઠથી બાર ઠેકાણેથી 'ગટર-ઢાંકણાં'-લોખંડી 'મેન-હોલ' ખોલી નંખાયા. દિવસના ભાગમાં ત્રિકોણ વાંસડાની ઉપર 'ડેન્જર'ના લાલ અક્ષર રાહદારીઓને સલામતી બતાવતા-રાત્રે રાતા ફાનસ વડે 'ભય'થી દૂર રહેવાની સીધી સૂચના મળતી. નીચે ખુલ્લી ગટરમાંથી બહાર પડતી ગટરની બદબૂ પોતાને મળેલા વેર લેવાના મોકાનો અચ્છો લાભ ઊઠાવતી. ગટરની ગંદકીની આસપાસ રાતા રંગના કંકુ જેવા દેખાતા ફીનાઈલના પાવડરને પુષ્કળ વેરવામાં આવેલો જોવાતો. બેચાર દિવસ થતાં દત્તુ અને પાંડુ રાજાના કાળા ઘોડાની સામેની આ ગટરના ગારા એકી સાથે મળીને ખૂંદ્યા કરે છે-રોજ સાંજે સીધા એ લત્તાથી ખૂબ દૂર, પરેલ-ડીલાઈલ રોડ પરની કામદાર ચાલીઓની કાળી દુનિયામાં-પોતાની અસલી ભોમકામાં ચાલ્યા જાય છે-રોજ રાત્રિએ પાંડુ અને દત્તુ ગલીમાં દાખલ થાય કે કૂતરી એમનાં પગલાં સૂંઘીને ચાલીના છેક નીચેના દાદરા આગળ, બીજાં ખસવાળાં-ગંદાં-મેલાં કૂતરાંઓ

વચ્ચે ચર્ચા કરતા બેઠેલા કૂતરાને ભસીને તેમના આવ્યાની ખબર આપી દેતી—ને તરત જ ત્રીજે માળેથી બાર નંબરની ખોલી આગળ આઈનું કે ગૌરીનું મુખડું નીચે ડોકાતું.

ગૌરીના અંબોડામાં વેણી !......એ વાત તો દત્તુને જરાય યાદ નથી—પણ ગૌરી ખાતી વેળા, ખવડાવતી વેળા, અને જીવનના બીજા ઘરગથ્થુ પ્રસંગો દરમિયાન દત્તુ તરફ એવી રીતે વર્તતી જોવામાં આવતી કે પાંડુની દ્રષ્ટિમાં એથી વિચિત્રતા દાખલ થવા પામે, કદાચ પાંડુનું દિલ જ એવું બની ગયું હોય ! પહેલાંની મિસાલ જ પાંડુ દત્તુની સાથે છૂટથી વર્તતો પણ ઊંડે ઊંડે, બન્ને વચ્ચે કૈંક અંતર હોય એમ બારીકાઈથી જોતાં લાગ્યા વિના રહે નહિ.

* * *

'પાંડુ ! ફીલમ સારી આવી છે !...આજે જોવા જશું ?' દત્તુએ એક દિવસ પાંડુ લહેરમાં હતો ત્યારે કહ્યું.

'હા !...આજે રાતના જશું...'

'ને આઈ પણ...' દત્તુએ પૂછ્યું.

'બીચારી એ તો હવે ઘરડી થઈ !...એનાથી—'

'હા ! સાચું છે...' વચ્ચે દત્તુએ કહી દીધું, 'એનાથી કેમ બને ?'

'પણ...દત્તુ, ગૌરી આવે તો ભલે આવે...અરે ! ભલેને જુએ... એ સિનેમા !'

'હા ! હા ! જરૂર ! એને તો ખૂબ જ મઝા પડશે.' દત્તુએ દેખીતી રીતે, સાફ સાફ, તન્દુરસ્ત હૈયાંનો આનંદ વ્યકત કર્યો. એના ચ્હેરા પર સાફદિલી અને બિરાદરી, મીઠાશ અને ખડખચડી ઊર્મિ દેખાતાં હતાં.

પાંડુએ એને આંખમાં અમી સાથે જોઈ લીધો......એણે પણ તરત જ એનો જવાબ વાળ્યો, 'હા, ગૌરી આવશે તો મઝા પડશે, આજે કહી દેજે એને કે રાતે જમવાનું તૈયાર......અને...કપડાં બરાબર પહેરી ઓઢી લે......!'

'જરૂર!...પેલી કડલીઓ યે પહેરી લે...ને...નવો સાળુ પણ...' દત્તુએ કહ્યું.

અને બન્ને જણ કામે લાગી ગયા. બપોરે થોડીક પળો દરમિયાન, પાસેની એક ન્હાનકડી હોટલમાંથી બે સીંગલ ચહા મંગાવી અને પાસેની બાંધેલી ભાકરી અને ચટણી કાઢ્યાં...બન્નેએ સાથે ખાધું...દત્તુના હૈયે આનંદ હતો; પાંડુ પણ આનંદ દેખાડવા પ્રયત્ન કરતો!...પણ એ માત્ર પ્રયત્ન જ રહેતો. એનું હૈયું કોણ જાણે કશાથી...કોઈ આગામી ભયથી થંભી જતું એને લાગ્યું!...એને યાદ આવ્યું કે પોતે દાદરો ઊતરી આવ્યો ત્યારે નીચે જ ગલીની ગંધાતી ગટર આગળ બે બિલાડા ભારે તુફાન કરતા હતા પણ પછી એ છૂટા પડતાં એક કાળો બિલાડો બરાબર એના રસ્તેથી આડો ઊતરી ગયો હતો. વળી એનાથી મારૂતીનાં દર્શન કરવાનું યે ભૂલી જવાયું—જો કે તદ્દન રસ્તે જ એની નાનકડી દેરડી હતી. પણ એથી શું?...સાંજે તો સિનેમા જોવા જશું!

તે વખતે જ એણે સામેની એક આલીશાન દુકાનમાં કૈંક જોયું. દત્તુ તો કામે વળગી ચૂકયો હતો. સામે બનાવટી 'ઓરીએન્ટ-ગોલ્ડ' સોનાનાં આભૂષણોની દુકાન હતી. અનેક જાતનાં સુશોભિત આભૂષણો કાચની બારીઓમાં—કબાટમાં મખમલ જડયા દાબડાઓમાં પડયાં હતાં... દુકાનમાં ખરીદી કરવા આવેલો એક પુરૂષ સ્ત્રીની ગરદનના પાછળના ભાગમાંથી પણ એક હાર પહેરાવતો હતો—એ સ્ત્રીની પીઠ ઊઘાડી હતી: ખસી ગએલી સાડી જોઈ! એણે નવી રીતે કાતરેલી ચોળી જોઈ!... એમાંથી એને પીઠ વધુ પડતી સાફ દેખાતી હતી...અને એ સ્ત્રીનો અંબોડો જોયો. એ અંબોડા પર મોટી વેણી જોઈ! અને હાર પહેરાવતાં વેણી બગડતી નથી એની તપાસ કરતા સ્ત્રીના હાથને ત્યાં ફરતા જોયા...!

એણે એ સ્ત્રીની પીઠમાં ગૌરીની પીઠ, ગૌરીનું મુખડું, ગૌરીનાં નયનો દેખ્યાં!...અને એની પાસે ઊભેલા હાર પરોવનાર પુરૂષમાં દત્તુ જોયો!...બસ...એણે મુઠ્ઠી વાળી!...એમ જ મુઠ્ઠી વાળી...કદાચ વળાઈ ગઈ! પછી જે 'મેન-હોલ' માં દત્તુ ગયો હતો, જે ગટરમાં દત્તુ કામ કરતો હતો ત્યાં એની નજર પડી. એક ક્ષણમાં એના હૃદયમાં કૈં નું કૈં તુફાન—

–વીજળી કડાકા–ઝંઝાનિલ આંધીતત્ત્વોનું–વાવાઝોડું...જન્મ્યાં અને શમી ગયાં...!!' હં! કંઈ ફિકર નહિ!...દત્તુ!' આટલું જ તે બોલ્યો. પછી તેણે આસપાસ નજર નાખી. એની આ વાત કોઈએ સાંભળી તો ન્હોતી ને?

એ સફાળો થયો...એ જ વખતે દૂરથી દોડી આવતી મોટરકારનું ટાયર ફાટ્યું... પંચર થયું–અને તે સાથે ગજબનાક ધડાકો થયો!...... એની વિચારમાળા એકદમ તૂટી પડી. એણે તરત જ બૂમ મારી,

'દત્તુ!'

'દત્તુ!'

'એય દત્યા! કુઠં આહે તૂ?'

પણ દત્તુ ગટરની ભીતરમાં હતો... હજી એક મિનિટ નહિ વીતી હોય ત્યાં તે બહાર નીકળ્યો–

'કામ પૂરૂં થયું!' દત્તુ બહાર આવી બોલ્યો. એને આખે શરીરે ગટરનો કાળો કાદવ ચોંટયો હતો. એની લંગોટી સિવાય એના શરીર પર કંઇયે ન્હોતું...એણે પીપમાં પડેલા પાણીમાંથી મોટા ટીનના ડોલચા વડે પાણી લઇ બે હાથ, મોં અને પછી શરીર ધોઈ નાખ્યું. પણ વચ્ચે જ પાંડુએ કહ્યું,

'અરે ભાઈ! ઇન્સ્પેકટર સા'બનો હુકમ છે કે આગલી ગટરમાંયે સુધારો કરવાનો છે.'

'એમ! ઠીક, ચાલો ત્યારે! આપણી કયાં ના છે?' દત્તુ આગળ વધ્યો.

'તું ત્યાં વાંસડો લઈ ઊભો રહે...હું આગળના 'મેન–હોલ'માં ફાનસ મૂકું છું–' પાંડુએ ફાનસ લીધું–અને તેણે આગળના ખૂલેલા ગટર–ઢાંકણાની અંદર ફાનસ મૂકવા હાથ લંબાવ્યો. પછી તેણે સાદ પાડયો–'સાકળ બાંધી છે ને?...લે, ઊતર અંદર! હું હમણાં જ આવીને પકડી લઉં છું!'

દત્તુ જેવો ગટરમાં ઊતર્યો કે તરત જ પાંડુએ આગળના 'મેન–હોલ'માં ગટર–ઢાંકણામાં નીચે ઊતારેલું ફાનસ ઝડપથી બહાર કાઢી લીધું અને તે સડાક દઈને દત્તુની કમ્મરે બાંધેલી સાંકળ પકડી બહાર ઊભો રહ્યો: અને જે ફાનસ ગટરની અંદર મોકલવું જોઈતું હતું તે તેણે ક્યાંય, સહેલાઈથી નજરે ન પડે ત્યાં મૂકી દીધું–કદાચ એનાથી એમ કરાઈ ગયું!!

આસપાસ પુષ્કળ મજદૂરો કામ કરતાં હતાં. એણે દરેક પર નજર ફેરવી...એક મિનિટ!......બીજી મિનિટ!...રાજાબાઈ ટાવરના ઘડિયાળમાં સાંજના સાડા પાંચ થઈ ગયા!......હજી થોડોક દિવસ બાકી હતો. દત્તુ ગટરમાં પડ્યો હતો– 'મેન–હોલ'ની અંદર!!...હેઠળ સુંવાળા લાગતા આસ્ફાલ્ટના હૈયાને કોરી ખાતી ગટરમાંની ભીતરમાં કોણ જાણે ક્યાંક!...કોણ જાણે ક્યાં એ વાંસડા વડે, કચરો કાઢતો હશે!!

પાંડુએ એકદમ સાંકળ ઢીલી મૂકી દીધી. 'મેન–હોલ'ની અંદર જનાર આદમી ભયમાં આવે તો સાંકળ હાલવા માંડતી...પણ પાંડુએ એને હાલવાની તક ન આપી...હાલતી હોય તો જણાય જ નહિ!– પાંડુએ એકદમ બૂમ મારી:

'ઘોંડ્યા! એઈ ઘોંડ્યા! બગ! ઈથં' તેણે કહ્યું 'મી સાયબ જવળ ચાલલો...મલા બોલવીલા આહેત!'

એ પણ ખરું હતું કે પાંચ વાગ્યે એને સાહેબે બોલાવ્યો હતો; પણ સાડા પાંચ થઈ ગયા. એ જવા ઉતાવળો થયો. એણે કૈંક વિચાર કર્યો– વિચારને પડતો મૂક્યો. જેમ કોઈ સ્ત્રી આપઘાત કરવા કૂવામાં પડતું મૂકે તેમ!

તેણે પાસે કામ કરતા બીજા એક કામદારને બૂમ મારી:

'બગ! ઘોંડ્યા!...અંદર દત્તુ ઊતર્યો છે! જો ધ્યાનથી સમાલીને કાળજીપૂર્વક કામ કરજે. ઇશારો કરે કે સાંકળ ખેંચવા માંડજે. જો સાલા! દત્તુને કૈંક થયું છે તો...તો...તારા જાનની ખેર નથી!'

'બરં!' એક બીજો મજદૂર ઘોંડુ ત્યાં આવી પહોંચ્યો.

એણે સાંકળ હાથમાં લીધી...ઠંડી સાંકળ...ટાઢીબોળ સાંકળ! પાંડુએ સાંકળ ઘોંડુને સોંપી ત્યારે એનો હાથ જરાક ધ્રૂજ્યો. એનું હૈયું જરાક કંપ્યું. પણ બીજી જ પળે તે કૂદ્યો પાણીના પીપમાં: મોઢું ડૂબાડી, મોં ધોઈ, કપડાં પહેરી સાહેબને મળવા ઊપડી ગયો!

[ ૬ ]

સાંજનાં કાળાં અંધારાં એ ગલીમાં પથરાયાં...ગલી અંદરની ઝાંખી ભૂખરી બત્તીમાં તેજ પણ પૂરાઈ ગયાં. કાળી દુનિયાનાં અસંખ્ય ઘરોમાં ઘાસલેટના દીવા જલી અંદરની દુનિયાને એનો રંગ કાળો છે, તેની સાબિતી આપવા ઉજાળી રહ્યા. ઘર ઘરમાં ચૂલો સળગ્યો...અને લાકડાં જલવા લાગ્યાં. ગલીના ગંદા ચોગાનમાં નાગડા છોકરાઓનાં ટોળાં રમતાં હતાં. ફાનસ હેઠળ કૂતરાં રમતાં, ભસતાં, ટળવળતાં, દોડતાં – અને એક ખૂણામાં બે ચાર બેકારો ગંજીફાના પાનાની રમત ચગાવી રહ્યા હતા.

અને સાંજ મરી ગઈ–રાત આવી ગઈ–ત્યારે જ, વખતસર, મોડું નહિ – પાંડુએ ગલીમાં પ્રવેશ કર્યો. પણ કૂતરાંનાં જૂથમાં એની ઓળખીતી કૂતરી એણે દીઠી: છતાંયે એણે એના આવવાની નોંધ ન લીધી. એણે પૂંછડી પટપટાવવા માંડી– પછી તે જીભના લબકારા બોલાવતી વિચિત્ર રીતે ફાનસ નીચે બેસી ગઈ.

પાંડુ ચાલ્યો–એના પગમાં કોણ જાણે ન સમજાય એટલું વજન બંધાયું હોયને, એમ એને લાગતું હતું. સાહેબે એના પગારમાં વધારો કરી આપ્યો હતો. શું એ વાત ખુશીની ન્હોતી? છતાંયે એના હૃદય પર જાણે સો મણનું ભારે ઘંટીનું પડ પડ્યું હોય ને, એવી રીતે દબાયેલા દિલે એ ચાલ્યો–આગળ! એનું દિલ પૂકારી ઊઠતું હતું–'તેં ગુન્હો કર્યો છે! મિત્રદ્રોહ કર્યો છે!'

'ગૌરી! પગાર વધ્યો!...આજે રાતના સિનેમા જોવા જઈશું ત્યારે આઈસક્રીમ પણ ખા'શું!–' પણ એ જ વિચાર પર બીજી જ પળે કોઈકે–એના અંતરમાંથી, કોઈકે ગોઝારા હાથ વડે ઘણનો ધડાકો

બોલાવ્યો!...એને ધમ્મમમમ જેવો અવાજ કાનમાં બોલતો લાગ્યો. એ સડસડાટ દાદરો ચઢવા લાગ્યો–પણ જાણે એને બહુ સમય લાગતો હોય એમ લાગ્યું–એણે બોલવા ઇચ્છ્યું–પણ ગળે કૈંક બાઝયું હોય એમ થયું. એણે ગીત લલકાર્યું...

'જરા જપુંની ચલા માઝી બાઈ...ગ...'
'જરા જપુંની ચલા માઝી બાઈ...ગ...'

પણ જાણે એના એ ગાયન પર, એના વિચિત્ર અવાજના ઢંગ પર કોઈક હસતું હોયને, એમ એને લાગ્યું. એણે આસપાસ નજર ફેરવી, એક વૃદ્ધ ડોસો–જે ઘણા દિવસથી માંદો હતો, એ નળની પાસે ઉલટી કરી રહ્યો હતો. એની પાસે એક ન્હાનકડી નાગી છોકરી પાણીનો લોટો લઈ ઊભી હતી.

ત્રીજો મળો! રૂમ નંબર બાર!... ખૂણામાં જીભ કાઢી બેઠેલા કૂતરાએ એને આવતાં દીઠો. પહેલાં તો એણે પૂંછડી પટપટાવી, પણ પછી ભસવા માંડયું...કોણ જાણે શા માટે? પાંડુએ એની પરવાહ ન કરી.

અંદર ગૌરી ઊભી ઊભી, ગોખમાં પડેલા અરીસાના ભાંગેલા ટુકડામાં મોંની છબી જોઈ માથું હોળતી હતી. એને આવતાંની વ્હેંત જ તેણે કહ્યું:

'પાંડુ! ક્યાં છે દત્તુ?...ચાલો વહેલા થાવ!...જમવાનું તૈયાર છે.'

'હા!...ચાલો.'

એના જવાબમાં એવું તે શું હતું કે જેનો ઘણો જ આકરો આઘાત ગૌરી પર થયો? એણે કંકુની ડાબલીમાંથી કંકુ લઈ ચાંદલો કરવાની તૈયારી કરી હતી. પણ એકાએક જ એ ડાબલી કોણ જાણે શાથી એના હાથમાંથી પડી ગઈ! કંકુ જમીન પર–મેલી ભોંય પર ભીનાશવાળી લાદી પર વેરાઈ ગયું! અને...ગૌરી બોલી:

'અરર!...મારૂં કંકુ ઢોળાઈ ગયું! હાય!...દેવા!'

પાંડુ ધબ લઈ જમીન પર બેસી ગયો. એણે તરત જ કંકુ–વેરાયલા કંકુ ને એકઠું કરવા માંડ્યું.

'જો ! મેં આજે નવો કમખો પહેર્યો છે...અને નવી લુગડી!'

'હા !'

'અને જો ! આ તું તે દિવસે બંગડી લાવેલો તે મેં આજ સુધી સાચવી રાખી છે. એ જરાક ન્હાનકી પડે છે. પણ કેવી શોભે છે! ખરું ને ? તને ગમે છે ?...' પણ ગૌરીનું હૃદય જમીન પર ઢોળાઈ ગયેલા કંકુને જોઈ જરાક ખિન્ન થઈ ગયું.

'હા !...બહુ રૂપાળી લાગે છે તું !' પાંડુ ટૂંકમાં બોલ્યો : એના અવાજમાં ઉષ્મા ન્હોતી; પણ ટાઢાશ: 'જરાક ધીરી થા !...ઉતાવળી કાં થયા કરે છે ?'

'સિનેમા !'

પણ એટલી વારમાં તો નીચે કોલાહલ થવા માંડ્યો. એ પોલિસની આસપાસ બે ચાર મ્યુનિસિપાલિટીના માણસો, વચ્ચે ઇન્સ્પેક્ટર...અને તેની આસપાસ જાણે આખી ચાલીના આદમીઓની ઠઠ જામી હતી...એ બધામાં, રાતનો કોલાહલ !...રસ્તા પર પસાર થતી ધમધમાટ કરતી મોટર લૉરીઓ !...ફેરિયાઓના અવાજ...!...દૂર મદ્રાસી હૉટેલમાં રેડિયોમાં ગવાતા સંગીતનો ખોખરો અવાજ !...અને આખરે ટોળાંને જોઈને છેક ભૂરાયાં થયેલાં કૂતરાઓનાં ટોળાંનો ભયંકર ભસવાનો અવાજ— આ કોલાહલને એક સનસનાટીભર્યો ગોકીરાના દેખાવ અને રૂપ આપતાં હતાં.

'પાંડુ !...પાંડુરંગ અહીં—આ ચાલમાં છે ને ?'

'હા...ત્રીજે માળે, રૂમ નંબર ૧૨—મેં હમણાં જ આવતો દીઠો !' કોઈએ જવાબ વાળ્યો : અને બધાય ઉપર ચઢી આવ્યા; રૂમ નંબર બાર આગળ ઠઠ જામી—પોલિસે બધાને વીખેરી મૂકયા—પણ તોયે પંદર વીશ માણસો, પાડોશીઓ, ચાલીવાળા સ્ત્રી-પુરુષો અને અડધાં નાગાંપૂગાં છોકરાંનું એક ટોળું ત્યાં આ સનસનાટીની આશા આપતા 'તમાશા'ને જોવા ઘેરે વળીને ઊભા.

ગૌરીએ એ જ વખતે કહ્યું,

'પાંડુ! ઝટ કર!...દત્તુ આપણુને જરૂર મોડું કરાવશે. મને તો કહેતો હતો કે તું તૈયાર રહેજે. વાર ન કરતી! અમે બેય સાથે જ આવશું...પણ...તું એકલો આવ્યો!'

પાંડુ જવાબ દે તે પહેલાં તો મ્યુનિસિપાલિટીનો ઇન્સ્પેકટર–તેનો ઓળખીતો, જેની સાથે, જેની દેખરેખ નીચે પાંડુને કામ કરવું પડતું, તેણે ગંભીરાઈથી કહ્યું:

'શું કરું, પાંડુ!...બહુ ખોટું થયું!'

'શું થયું, શું છે, કહો તો ખરા?...જલ્દી કહો!' ગૌરી આતુરતાથી વચ્ચે બોલી.

ઇન્સ્પેકટરે ખીસામાં હાથ ઘાલ્યો–મેલો રૂમાલ કહાડી કપાળ પરથી પરસેવો લૂછવા માંડ્યો.

એ જ વખતે સિપાઈના હાથમાંની, રૂમાલમાં વીંટાળેલ થોડીક વસ્તુઓ નીચે મૂકાઈ.

તેમાં હતી દત્તુની ગુલાબી રંગની પાઘડી: એના ગળામાં એ હંમેશ બાંધતો એ રૂપાનું માદળિયું: અને ડાબા હાથ પર પહેરતો તે દેશી રૂપાનું એક નક્કર કડું:

'શું?...શું થયું?' શૂન્યમનસ્ક જેવી ડોસી બહારથી આવતાં વેંત જ ઓરડીના બારણામાં ફસડાઈ પડી. 'શું છે?...' બધી વસ્તુઓ જોવા તે ઊભી થઈ–માંડમાંડ.

'મેન-હોલમાં, ગટરમાં અકસ્માત થયો!...દત્તુ ઇસ્પિતાલમાં... એ...દત્તુ...દત્તુ...હવે...આ દુનિયામાંથી......'

ઇન્સ્પેકટર વધુ ન બોલી શક્યો. પાંડુ અને દત્તુ વચ્ચેની દોસ્તીને એ સારી રીતે પીછાનતો હતો.

ગૌરી ધબ લઈ જમીન પર બેસી ગઈ. એને ખબર ન પડી કે એનો અંબોડો કેમ છૂટો પડી ગયો હતો...એનાથી કંઈ પણ વધુ બોલી શકાયું નહિ. પાંડુના ચહેરા પર ભૂત જેવી ધોળાશ પ્રસરી ગઈ!

એણે બે હાથ વચ્ચે પોતાનું મોં બીજા ન જુએ એ રીતે સંતાડી દીધું! તે જ ક્ષણે એક ધબાકા સાથે ડોસી જમીન પર ફસડાઈ.

ગૌરીનાં નયનમાં એક મોટું આંસુ નીચે વહેવાની તૈયારીમાં હતું. પાંડુ શૂન્યમનસ્ક જેવો ત્યાં પડી રહ્યો.

સંડાસનાં પગથિયાં પર ફરી કોઈ અંધારામાં અથડાયું...નળમાંથી પાણી વહેવાનો કંટાળાજનક અવાજ ફરી સંભળાવા લાગ્યો...કંસારીઓ અને ઉંદરની લીલા ફરી શરૂ થઈ.—કૂતરો ઓરડીમાં નહિ પણ બહાર ટૂંટિયું વાળી બેસી ગયો.

નીચે જામેલી ભજન-મંડળીમાં ધૂનની શરૂઆત થઈ હતી:

'ભજ મના, પાંડુરંગા હરિ!
ભજ મના, પાંડુરંગા હરિ!'



# ૨. 'ગુલાબની રાખ!'

આજની વિષમતા અને મિજાજની ગમગીનીને ભૂલાવવા માટે હું નાહકનો ગઈ કાલની વિષમતાને 'સુખી પળો'ના 'સુરમ્ય વાધા' પહેરાવીને, સ્મૃતિનાં ખંડિયેર સાથે ખેલી રહ્યો હતો: કોણ જાણે એમાં જ માનવીના દિલને એક જાતની લિજ્જત મળી આવે છે: ગઈ કાલનું દુઃખ સંભારવાની કલામાં જ આજના દુઃખને હળવું બનાવવાની કલા જોનારા કેટલાક માનવીઓ જેવો તો હું નથી; પણ કોણ જાણે કોઈક નિર્બળ ક્ષણે આવી ભાવનાનો હું શિકાર બની જાઉં છું: અને એવે ટાણે મનની દિલરૂબા પર ગમગીનીના સૂરો છેડી દઉં છું ને છાતી પરનો ભાર હલકો કરવા નાહકના પ્રયાસો કરું છું.

ફૂટપાથ પર હું આડો પડવાની તૈયારીમાં હતો. મેં મોંમાં સિગારેટનું સળગતું ઠૂંઠું 'લાવ, એક જ દમ મારીને ફેંકી દઉં!' એવી હાલતમાં રાખી મૂક્યું હતું...ને ફૂટપાથની મારી 'શાહી', 'મખમલ'ની પથારીમાં મેં ઝૂકાવ્યું. શહેરના મિજાજને મારી આંખો મારા હૈયા સુધી પહોંચાડી જતીઃ સામેનું શરાબખાનું, આ બે કદમ દૂર પરનું 'સિનેમા-હાઉસ,' એની પાસેની પેલી બેચાર હોટેલ; મારી પાસે જ જ્યાં વિકટોરીઆવાળા, મજદૂરો, રખડતા ભામટાઓ, ભિખારીઓ, મામુલી બેકારો જ્યાં રાતની 'રોટી' જમતા એ ભઠિયારખાનું...એ બધું જ મારા-થાકેલા દિલમાં ભૂતકાળનો નકશો ઊભો કરતાં હતાં: કોણ જાણે શાથી અત્યારે મારું મન વ્યગ્ર બનીને ક્યાંક...ક્યાંક...ફૂટપાથ પર દોડી રહેલા ટ્રામના પાટાઓ પર દોડી રહ્યું હતું: ક્યાં દોડતું હતું મારું મન?

'આરામ કરી લેવા દે, યાર!' મેં પાસેના મમદુમિયાંને હાંક મારી—ને સિગારેટનો છેલ્લો 'દમ' ખેંચી ઠૂંઠું જમીન પર ફેંકી દીધું.

પથારીમાં પડ્યો ત્યારે બેચેનીએ ફરીવાર મને એની પાસે બોલાવવા માંડ્યું—પણ આ બેચેનીમાંથીયે લુત્ફ લૂંટનારા મિજાજને આથી વધુ 'ગરમી' મળી ગઈ!

મેં આંખો મીંચવા માંડી ને 'બેચેની 'એ લુત્ફને હિંડોળે ચઢી બેસવાને મનને મોકલી આપ્યું. આ જ પળે, આ જ કમનસીબ પળે, ઘણાં વર્ષો પહેલાં જ્યારે હું આજે છું એથી થોડો 'રખડુ' હતો ત્યારે લખેલી મારી એક ટૂંકી વાર્તાના એક મુખ્ય પાત્રે આવીને મને ઢંઢોળવા માંડ્યો.

મેં એની સામું જોયું: 'કોણ છો તું?' પણ જવાબમાં મારા કાને એક ખડખડાટ, નિર્ભય, મુક્ત હાસ્ય અથડાયું–એને મેં બરાબર ઓળખી લીધો! એ જ......મારી વાર્તામાં એને મેં ખૂબ લાડથી હાજર કરવાનો પ્રયાસ કર્યો હતો: ખરું પૂછો તો હું મારાં પાત્રો પ્રત્યે હમદર્દી દાખવવાની ખાસ ઈંતેજારી નથી રાખતો: એ માટે કેટલાક વિવેચકો મને 'નિર્દય' ગણી કહાડે છે. પણ એમનું હૃદય જ મારી કલમને અમુક રીતે જોમ અને ઝોક આપી જાય છે. એ પ્રમાણે જ હું એમને જીવનના મેદાનપર રમતા કરી દઉં છું: ગુલાબી...એ પાત્રનું નામ જ મેં ગુલાબી રાખ્યું હતું:

એને મેં જ 'કદાવર' બનાવ્યો હતો– મેં જ એને સદાય 'લાલ આંખવાળા આદમી' તરીકે ઓળખાવ્યો હતો કારણકે એને મેં જે માટીમાંથી ઘડ્યો હતો એ માટીમાં જ કદાવરપણાનાં અને લાલ આંખોના મિજાજનાં તત્ત્વો હતાં. એના સીનામાં જે તાકાત અને નિર્ભયતાથી જિંદગી જીવવાનો જે જુસ્સો હતો એ જ એ માટીનાં સ્વાભાવિક તત્ત્વો હતાં: ફક્ત એને સામાજિક ગેરઇન્સાફની સામે માથું ઊંચકતો અને તેનો સામનો કરતાં કાયદાનો શિકાર બનતો 'આદમી' બનાવી દીધો હતો!...

[૨]

એના કદાવર શરીરને, છ ફૂટ ઊંચી પડછંદ કાયાને મારી પથારી પાસે જોઈને, એના પડછાયાને મારા પર પડતો અનુભવીને, હું જરાક ચોંકયો! એણે આવીને જ મારી બાજુએ આવેલી ગટરના મોં આગળ, મોંમાં ઠાંસેલા ડબલ પાનના ડૂચાની મોટી પિચકારી મારી: એના લાલ થૂંકના છાંટા મને ઊડ્યા કે નહિ, એની તો મને

તે વખતે ખબર ન રહી; પણ મારી પાસે સૂતેલા મમદુમિંયાએ એને ધુત્કારી કહાડ્યો, 'ક્યું બે ?!'...

મેં એની સામે જરાક હસીને કહ્યું, 'કેમ ગુલાબી !......અત્યારે શા માટે ?......મેં તને સજાવ્યો, લડાવ્યો, બનાવ્યો એટલે વળી તું મને જ અત્યારે, આવે ટાણે સતાવવા આવ્યો ?'

'ક્યા હય, સા'બ ?' તેણે બે હાથ વડે પોતાની લૂંગીને ઠીક કરતાં લાપરવાહીથી જવાબ આપ્યો. એની આંખો પહેલાંની માફક જ લાલ હતી.

'જો ! ગુલાબી !...હમણાં મારો આરામનો વખત છે: એટલે હમણાં તો ચાલ્યો જા ! પછી કોઈવાર આવજે !'

'સા'બ !...માફ કરજો !...તમે કહો છો કે તમે મને બનાવ્યો ?... આપે મને બનાવ્યો ?' અને તે જાણે મારી મશ્કરી કરતો હોયને તેમ જોરથી ખડખડાટ હસી પડ્યો. અને પછી આગળ ચલાવતાં તેણે ઉમેર્યું, 'સા'બ ! તમે મને શું બનાવશો ?...મારામાં ગજબની તાકાત છે, કેટલી તાકાત છે, એનો હું અંદાજ પણ લગાવી શકતો નથી. તમારી કલમને જ પૂછી જૂઓ !...હા; તમારી કલમ મારા મિજાજને આબાદ પકડી શકી, એ માટે શુક્રિયા !...'

'તારો એ બધો લવારો બંધ કરજે !' મેં જરાક ચીડાઈને કહ્યું—

'પણ આમ ચીડાઈને જ વાત કરશો તો તમારાથી તમારી કલમ રીસાઈ જશે !...એટલે જરાક સાંભળો તો ખરા.'

'પણ કોઈ બીજી વાર આવજે...હું તને ધ્યાનથી સાંભળીશ.'

પણ મારી આ ધમકીની કે મીઠા અલ્ફાઝની તેને કોઈપણ પરવાહ હોય, એમ મને દેખાયું નહિ ! એણે તો ફરીવાર પાનના થૂંકની એક ભયંકર પિચકારી જમીન પર ફેંકી...ને ફરીવાર પેલો મમદુમિંયા ખીજવાઈને બોલ્યો, 'ચલ બે યાર !...જરા, આરામ તો કરને દે; બદબખ્તકો ઈસી વખ્ત ક્યા સૂઝા ?'

પણ એણે તો આગળ જ ચલાવ્યું: 'એમ મિજાજ ખોવાથી કેમ ચાલશે, સાહેબ ?...સાંભળો, તમે મને પકડી પાડ્યો—આબાદ !...

બરાબર છે!......પણ તમારી કલમે મારી જિંદગીની ખુશામત કરી છે–મારા માટે નવા શબ્દો ખાસ તલાશ કરીને શોધી કહાડ્યા છે–મારી જિંદગીની એક એક સાંસ પર તમે ફૂલ વેરી દીધાં છે–ને અત્યારે તમને મારી સામું જોવાને ફુરસદ નથી?...વાહ!'

હું ચમકયો!...આ ગુલાબી તો વળી આબાદ પીછો પકડી રહ્યો હતો–મારી વર્ષો પહેલાં લખેલી એક વાર્તાના પાત્રમાં આટલું બધું જોમ આવી ગયું હતું, એની મને અત્યારે જાણ થઈ.

મારી વાર્તાનું એક પાત્ર!...જિંદગી અને કલમનાં ચુંબનફળ!... એવો એ!...દુનિયા જેને નફરતથી પૂકારે છે, સફેદ કપડાંવાળા લોકો જેની સાથે સીધો સંબંધ રાખવામાં ગયરત સમજે છે...અને છતાંયે જેનામાં ઇન્સાનિયત ભરી છે, છતાંયે જેના કદાવર, રાક્ષસી, ભયાનક દેખાતા પડછંદ દેહમાં એક નાજુક 'દિલ' વસે છે, એવા એક આદમીને એકદમ 'પિલહાઉસ' જેવા 'આબરૂદાર' રસ્તા પરના શરાબખાનાની ભૂખરી બત્તીની રોશની હેઠળથી મારી કલમે અજબ રીતે પકડી લીધો હતો. આવા બિનજવાબદાર છતાંયે જેનામાં જીવન અને જગત વચ્ચેની જવાબદારી જાણવાની બધી જ ઉત્સુકતા હતી, બધી જ શક્યતાઓ હતી, એવા આદમીને મારી કલમે એક એવી જાન બક્ષી દીધી હતી કે એ આદમીની ગુલાબી મારી કલમની ગુલાબી બની ગઈ હતી, એમ હું યે માનવાની ભૂલ કે પછી ભૂલરૂપ લાગતું સત્ય ગણતો હતો.

મને બરાબર યાદ છે કે એ લાલ આંખવાળા, કદાવર આદમીને કોઈ સંઘરવા તૈયાર ન્હોતું. રસ્તા પરના ભામટાઓ, મવાલીઓ અને કોઈના ખીસાને સીફતથી કાપીને 'રોજી' મેળવનારા લોકો એની ખુશામત કરતા, એની શેહમાં તણાઇ જતા. એનું કારણ એ જ કે તેઓ એની બેસુમાર તાકાતથી વાકીફગાર હોઈ, તેનાથી બીતા હતા: ક્યારે એનો હાથ તેમના પર પડશે એને ક્યારે કોઈના હાથપગ કે મોં ભાંગીને ભૂક્કા બની જાય, એ જાણવાની ખાસ જરૂર નહોતી.

એને કોણ આશ્રય આપે?–કોણ સંઘરે? જેનું ઘર વર્ષમાંનો ઘણો ખરો વખત 'કેદખાનું' જ બની રહેતું; જેનો આશ્રય જ 'જેલ'ની

ઠંડી ફરસબંધી હતી; જેને માટે કોઈ ફૂટપાથ પર, કોઈ દુકાનના ઓટલા પર, કોઈ શરાબખાનાના બાંકડા પર, કે કોઈ છટકેલ વેશ્યાની પાછલી ગૅલેરીના ભાંગેલા બાંકડા પર 'સેજ' બની જતી, એવા આદમીને મારી કલમ પકડી લેતી: તે તેને હેતથી બોલાવીને પાસે બેસાડી લેતી.

પણ આજે આ ગુલાબીને, લાંબા સમય પછી મેં પાછો ફરેલો જોયો ત્યારે વર્ષો પહેલાંના ગુલાબીને આંખની સામે રાખીને સરખાવી લીધો.

મારો મિજાજ જરા ઠંડો પડી ગયો હતો! પણ એ માટે ગુલાબીની 'તુમાખી'ભરી વલણુ જવાબદાર ન્હોતી: હા, એ જરાક મૂળથી જ વિચિત્ર કિસમનો આદમી હતો, એ હું બરાબર જાણતો હતો—

[ ૩ ]

પણ આજે તો હું કોઈપણ જાતના કામ વિનાનો, છતાંયે કામ શોધવાના કામથી કંટાળીને થાકી ગયો હતો. મેં મારી કલ્પનાને કહી દીધું કે એ આદમીના પડછાયાને પણ મારી નજદીક આવવા દે નહિ!...પણ કલ્પનાના ચહેરા પર ભય, બીક, ગભરાટ આવીને ઊભાં હતાં. ગુલાબીને કોઈપણ રીતે 'બહાર' રહેવા દેવામાં મારી કલ્પનાને નિષ્ફળતા સાંપડી હતી, એમ મેં બરાબર જાણી લીધું.

આખરે મેં કંટાળીને મારી પથારી ઠીક કરતાં ગુલાબીની સામું જોયા વિના સાફ સાફ કહી દીધું, 'દેખ મિયા! તું યહાંસે અબ તો ચલા જા! કલ સુબહ તુઝે કુચ્છ કહેના હય, કહે દેના!... અભી તો મંય બહોત હી...' મેં બગાસું ખાધું ને બિસ્તર પર લોટવા પડતાં પડતાં જવાબ વાળ્યો, '...હી...થક ગયા હું!'

પણ એણે તો આ વિનંતીને ગણકારી જ નહિ! એણે જવાબ વાળ્યો; 'સા'બ! મંય જાનતા હું—આપકો તો કોઈ કામ હય હી નહિ; ઓર થક કયસે જાતે હો?'

એણે અત્યારસુધીમાં મારી સામે જે 'ભાષણ' ડહોળ્યું હતું, એ બધાને લક્ષ્યમાં લઈને મેં વિચાર કર્યો કે આ 'મારો જ બનાવેલો આદમી' મારો પીછો મૂકે તેમ ન્હોતો: એટલે હું બેઠો થઈ ગયો—અને એની સામે જોવાની પરવાહ કર્યા વિના જ શબ્દો ફેંક્યા:

'બોલ ! તારે શું કહેવું છે?'

'એમ ઉતાવળ કરશો તો કેમ ચાલશે, સા'બ?' ગુલાબીએ, ખીસ્સામાંથી સિગારેટનું પાકેટ કાઢયું અને તેમાંથી બે સિગારેટો કહાડી, એમાંની એક મારી સામે ધરી—મેં ન છુટકે એ લઈ લીધી—અને પછી દીવાસળી કાઢી, એને સળગાવી. ગુલાબીએ પણ સિગારેટનો દમ લગાવવો શરૂ કર્યો.

મેં એને પૂછ્યું:

'મેં તને છેલ્લેછેલ્લે ક્યાં મૂકયો હતો?'

તે હસી પડ્યો!......મેં યાદની ધૂપદાનીનો દેવતા જરાક સતેજ કર્યો—ને આગળ વીતી ગએલા વખતની તસ્વીર એ ધૂપદાનીના ધૂમાડાએ મને બતાવી દીધી. સ્મૃતિના દેવતાને મેં મારા મિજાજની ફૂંકથી જરાક ચેતાવી દીધો! મેં જોયું કે છેલ્લી વાર એ જેલ સજા ઉજવવા ગયો—જેમ વહુ માવતરે જાય તેમ—ત્યારે હું એને પોલિસ 'લોક-અપ'ના દ્વાર સુધી મળ્યો હતો: એ વખતે એની 'લાલ' આંખો ચમકતી હતી: મોં પર મુસ્કેરાહટ હતી!

હમણાં પણ એજ ચમક એની 'લાલ' આંખોમાં હતી. એજ મુસ્કેરાહટ એના ચહેરા પર હતી.—પણ ફરક એટલોજ કે કોઈવાર એ હાથ કરડી નાખતો અને દાંત કચકચાવતો ત્યારે ઘણો ખોફનાક લાગતો. એની દાઢીના કાળા કાળા બાલો ગુચ્છાદાર દાઢીમાં વધી ગયા હતા અને મૂછને થોડોક વળ ચઢયો હતો.

'સા'બ! આઠ બરસ કી જેલમેંસે દો દિન હુએ બહાર નીકલા હું—આજ ખૂબ જી ભરકે ખાના ખાયા!...' એણે બોલવા માંડયું: અને પછી આસપાસ નિહાળીને, ધીમેથી નહિ પણ જોરથી, છતાંયે જાણે કોઈક ડર હોય અને તેની પરવાહ ન કરતો હોયને—તે રીતે કહ્યું: 'મને, હવે તો સા'બ! પોલિસનો બિલકુલ ડર નથી...મારી આઠ વરસની જેલની કહાણી તો 'ઠીક' છે—પણ બે દિવસની કહાણી સાંભળી લો તો બડો અહેસાન થશે.'

[ ૪ ]

રાતના અગિયારના ટકોરા પાસેની ઇસ્પિતાલના ટાવરમાં થતા મેં સાંભળ્યા: મુંબઈના સીના પર અંધારાએ કાળો ધાબળો બિછાવી દીધો હતો: પણ આજે લગભગ પૂર્ણિમા જ હતી – એટલે વાદળોમાંથી બહાર નીકળી આજનો ચાંદ, આજના લડાઈના 'બ્લેક આઉટ' વચ્ચે, અંધારપછેડા વચ્ચે – વર્ષો સુધી વીજળીની ઝાકઝમાક રોશનીમાં ડૂબેલા શહેર પર પોતાનું વેર વાળતો હોય અને વીજળીની બત્તીઓ 'બ્લેક આઉટ'ની જેલમાં સબડતી હોય, તેનો ગર્વ માણીને, વેરભાવપૂર્વક પોતાની ચાંદનીને રસ્તા પર રેલાવી રહ્યો હતો. આ ચાંદના અજવાળામાં, આકાશમાં નીકળી પડેલા અસંખ્ય તારાઓ અને શહેરની બારીઓમાં કાળી બિછાતમાં છૂપાયેલી બત્તીઓનો ટમટમતો પ્રકાશ એક જાતની ગમગીનીનું ગીત છેડી જતા હતા.

રોશની મુરઝાઈ જતી હતી – ચાંદનીના અજવાળામાં શહેરની ઇમારતના કાળા પડછાયા વચ્ચે, અવાજની દુનિયા પણ દબાયલે પગલે ચાલતી હોયને, એમ મને લાગ્યું – તેમાં વળી જેલમાં જઈ આવેલા આ આદમીની વધી ગએલી દાઢી, એનો ઘોઘરો છતાં પહાડી અવાજ અને ભરાવદાર સીનો – એની 'લાલ' આંખો – એ બધાથી એક મીઠી, જેનો મને શોખ છે એવી દિલચશ્પ ધ્રૂજારીનો મને અનુભવ કરાવી જતા.

ગુલાબીએ પોતાની વાત આગળ ચલાવતાં કહ્યું:

'સા'બ તમને કામ નથી. હવે તમને મારી આઠ વરસની જેલની વાતમાંથી જે જાણવાનું નહિ મળે, એના કરતાં કદાચ મારા જેલમાંથી છૂટ્યા બાદના બે દિવસના જીવનમાંથી જડી આવશે – ને પછી...તમે મને જે રીતે ઘડ્યો છે તે જ અદાથી ફરીવાર કલમથી કાગળ પર ઊતારી લેજો!......તમને મારી જિંદગી નવી જ દિશા બતાવશે.'

'ચાલ, કહે ત્યારે...'ને હું ઊભો થઈ ગયો – મેં પાસેના મમદુ હલવાઈ તરફ મોં ફેરવી કહ્યું: 'જરા મેરે બિસ્તરકો લપેટ લેના – ઓર મંય અબહી આયા...થોડાસા...યહાં, ઈનકી સાથ ચક્કર લગા કે...'

—ને હું ઊપડ્યો! મારા ખીસામાં સાડા છ આનાનું પરચુરણ હતું. મેં એને ખડખડાવી જોયું—ને પછી ગુલાબીની સામે થોડુંક અર્થભર્યું હસી કહાડ્યું.

'કૈં ફિકર નહિ!...' ગુલાબીએ મૂછપર હાથ ફેરવતાં જવાબ વાળ્યો—ને એણે પોતાના મેલા પહેરણના ગજવામાં હાથ નાખ્યો—એક પળ પછી તેણે મારી સામે ચલણી નોટોનાં બંડલને ધર્યું:

'સા'બ! ઊઠાવો!...આ તમને કામ લાગશે!'

'હું તાજુબ થઈ ગયો! મેં એકદમ એના ચ્હેરા પર નજર નાખી. એ ખડખડાટ હસી પડ્યો—પણ બીજી જ પળે એના ચ્હેરા પર એક ન સમજાય એવી કિંચિત ખેદભરી, કૈંક વિચિત્ર હમદર્દીની લાગણી ચમકી રહી: એની લાલ આંખો, એનો મ્હોરો, માથા અને દાઢીના વાળોનાં ગુંછળાં વચ્ચે બેઠેલો ચ્હેરો, એ લાગણી વચ્ચે નવી જ ભાવનાના દીપને જલાવીને એના દિલ પર રોશની ફેંકી રહ્યો હતો.

અમે ચાલી રહ્યા હતાં: ક્યાં?

આગળ અને આગળ: માત્ર ગુલાબી જ પોતાનો રાહ જાણતો હોય છે, એમ હું બરાબર સમજતો હતો: પણ કઈ તરફ જતા હતા, એ અત્યાર સુધી હું બરાબર, ચોક્કસ રીતે કહી શકતો નથી.

રૂપિયાની નોટોના બંડલને મેં જોયું—હું તદ્દન બેકાર તો હતો જ; પણ કોઈપણ સ્થળેથી રૂપિયા મેળવવાની મારી ઇચ્છા અને ઇરાદો તીવ્ર હતાં—છતાંયે ગુલાબીના હાથમાં પડેલા નોટોના બંડલને જોઈને જ હું થંભી ગયો હતો! કારણ કે એને જેલમાંથી બહાર આવ્યે, માત્ર બે જ દિવસ થયા હતા.

'કેમ, સા'બ!...લો, ઊઠાવો, આ રૂપિયા તમારા જ છે: તમે જ મને જિંદગીની કિંમત બતાવી છે. એટલે આ રૂપિયા તમે લો તો કૈં ખોટું નહિ.' એણે મારી સામે જોઈને થોડુંક હસી નાખતાં જવાબ વાળ્યો.

હું જાણતો હતો કે જ્યારે છેલ્લેછેલ્લે એ જેલમાં ગયો ત્યારે એણે એક વેશ્યાને ઘેર ખૂબ શરાબ પીને આવેલા એક શરીફ શેઠને 'ઓરતો

સાથે કેમ વર્તવું !' એ વિષે ભાષણ આપતાં આપતાં, ઊંચકીને બારીની બહાર ફેંકી દીધા હતા. પરિણામે શેઠને ભયંકર ઇજા થઈ હતી. પણ દરમિયાન કોઈ બીજા જ બદમાશે એના ખીસામાંથી હજારોની નોટો, તથા બદન પરનાં હીરાનાં બટનો ઊઠાવી લીધાં હતાં. એ બધી ધાંધલનો અને ચોરીનો આરોપ ગુલાબી પર જ આવ્યો હતો.

[ ૫ ]

હું બરાબર જાણતો હતો કે ગુલાબી કંઈ છકેલી સ્ત્રીઓના સહવાસનો ખાસ શોખીન નહોતો. ફક્ત એ તો પહેલે માળે થતા તોફાનના અવાજોને સાંભળીને જ ઉપર ચઢી ગયો હતો. ને...ને...એ ઘરમાં રહેનારી પ્યારીને તો એ ઘણા સમયથી ઓળખતો હતો. ઘણીવાર, જ્યારે પ્યારી બહુ જ આગ્રહ કરતી ત્યારે પ્યારીને ત્યાં 'ગાણું' સાંભળવા આવતો...ને ત્યાં બેઠા પછી પ્યારીના ખૂબ જ આગ્રહથી 'બીઅર'ની ચાર પાંચ બાટલીઓ પી નાખતો. તબિયત જરાક લહેરમાં આવી જતી; પણ એની ખૂબી તો એ હતી કે આમ જ્યારે એણે શરાબ પીધો ન હોય ત્યારે એ 'પીધેલો'—'છટકેલ' 'મવાલી' જેવો દેખાતો; પણ જ્યારે શરાબને પેટમાં ઓળવતો ત્યારે તો એ ઘણો જ 'નીતિમાન', 'સદાચારી' અને કોઈનેયે ન દુભવવાના નિશ્ચયવાળો આદમી દેખાતો. આમ એના મુખડાના મ્હોરાનો જેને અભ્યાસ હોય એ જ એના મિજાજને ઓળખી શકતા.

પણ આજે એ 'પીધેલ' નહોતો: છતાંય એનામાં એક જાતની ઠરેલતા દેખાતી હતી, એ જરાક વિચિત્ર કહેવાય! જેલનું જીવન તો, એના અનુભવ મુજબ આદમીને 'આદમી' મીટાવી દે છે. પણ ગુલાબીએ તો મને હમણાં કહ્યું તેમ: 'સા'બ! આ જેલ છે. એટલે જ ગુન્હેગારો—ખૂનીઓ—ડાકુઓ વધે છે. જો જેલ ન હોત, વૉર્ડરો, હવાલદારો, ઇન્સ્પેક્ટરો અને સાર્જન્ટો ન હોત—એમના શરીરમાં જો 'દિલ'ની ગેરહાજરી ન હોત તો જેલને ભરવા માટે ડાકુઓ, ગુન્હેગારો અને ખૂનીઓ પણ ન જન્મત!...આ તો મારા જેલના અનુભવની વાત છે; કસમથી કહું છું!'

એણે સિગારેટના ઠૂંઠાને જમીન પર ફેંકી દીધું—ને પાસેના નાકા પર પાનવાળાની દુકાન આવતાં તેણે વચ્ચે જ પોતાની વાતને કાપી નાખતાં કહ્યું:

'ચલો સા'બ! પાન ખાયંગે!'

પાન ખાધા પછી અમે આગળ ચાલી રહ્યા હતા—અને હવે હું સમજ્યો કે એના પગ કઈ તરફ જતા હતા. હા; એ જ રસ્તે!... પ્લેહાઉસ...! ફૅારાસ રોડ...! કામાટીપૂરા!...આહ! અહીં જ જોબનના વેપાર ચાલે છે. માંસ અને લોહીના પીંડાઓને પિંજરામાં ગોઠવીને બેઠેલી 'નારીઓ' પોતાનું 'નારીત્વ', જેને જરૂર હોય, જેને 'ભૂખ' લાગી હોય, તેને વેચવા માટે બજારમાં બેસી રહી, ખરીદદાર–સોદો કરનારની ઇંતેજારી કરે છે.

'તું મને ક્યાં લઈ જાય છે?', મેં આ લત્તાની અંદરની ઇમારતો નિહાળીને ગુલાબીને પૂછ્યું.

ગુલાબીએ મારી સામું જોયા વિના જ, રસ્તા પરની માનવમેદની, ઇમારતોની બારીઓ—બધા તરફ હાથ ફેરવતાં જવાબ વાળ્યો:

'સા'બ! હું ઉપદેશ આપવા માગતો નથી. ફક્ત 'જો સચ્ચ હય'... એ જ કહી દઉં છું. આ મહોલ્લાથી તમે નફરત કરો છો?...તેમ કરવાની શરાફત તમે કેળવી છે શું?...સા'બ! આ જ લત્તો, આ જ ઇમારતો, એમાં રહેનારા આદમીઓ—ઓરતો તમારા લોકોની, બડા બડા માલદારોની 'શરાફત'નાં પરિણામ છે...તમે જ એના પયદા કરનારા છો...ને તમને એની તરફ નફરત શા માટે?'

હું હસી પડયો: 'દોસ્ત! તું મારા જ કહેલા શબ્દો પાછા મને જ કહી સુણાવે છે? મેં જ કદાચ તને આ બધું સમજાવ્યું છે!'

'નહિ, સા'બ! માફ કિજીએગા!...' એ બોલ્યો: 'યે સબ આપકી બદોલત!'

એ એકાએક અટકી ગયો: એણે મારો હાથ પકડી લીધો: 'આ બીલ્ડીંગમાં બીજે માળે!'

'ત્યાં ?...ત્યાં કોણ છે ?'

એ કંઈપણ બોલ્યો નહિ: હું એની સાથે શાન્તિથી ચાલી રહ્યો હતો. બીજે માળ ચઢીને ત્રીજા નંબરની ઓરડીમાં અમે પ્રવેશ કર્યો.

ત્યાં સામે જ ખાટલા પર એક અતિ સુંદર સ્ત્રી બેઠી હતી: એના બાલની લટો વીખરાયેલી હતી: જાણે હમણાં જ એ સ્નાન કરી બહાર આવી હોય, એમ મને લાગ્યું.

મોટી મોટી આંખો, ગોરૂં બદન, ફૂલગુલાબી ચહેરો...અને થોડાક પાનના ડાઘવાળા હોઠથી તે ઓર વધુ ખૂબસૂરત લાગતી હતી.

કિનખાબના ફાટેલા કબજામાંથી એનું જોબન નિર્ભય રીતે બહાર ડોકિયાં કરતું હતું. અમને જોઈને એણે શરીર સંકોચી લીધું. તે એકદમ બેઠી થઈ ગઈ. એણે એક ફાટેલી રેશમી શાલથી પોતાના શરીરને ઢાંકી દીધું અને પડદાની પાછળ ચાલી ગઈ!

એની મેંદી રંગેલી પગની પાનીઓ મને મોગલ જમાનાની, શિશ મહાલની ખૂબસૂરત બાંદીનો ખ્યાલ આપી ગઈ. એની ચાલમાં ઉચ્છૃંખલતાને બદલે મને શરમ, લજ્જા અને આવા સ્થળે ભાગ્યેજ જોવા મળનારી ચીજો તેમજ સાફ ખેલદિલી દેખાઈ આવતાં હતાં.

અમે ત્યાં પડેલી ભાંગેલી, હાથાવગરની ખુરશીપર બેઠા.

–ને ગુલાબીએ કહ્યું :

'યહ હય ગુલાબ!'

'ગુલાબ ?' મારાથી આશ્ચર્યથી બોલાઈ ગયું : 'તું ગુલાબી અને આ ગુલાબ!......આબાદ જોડી!.........'

–એ હસ્યો–બાલક જેવું! એની લાલ આંખો ચમકી રહી. અને એણે બૂમ મારી:

'અરે ગુલાબ! સા'બ કે લિયે કુચ ચાય...નાસ્તા...વગૈરહ!'

'અરે, તકલીફ રહેને દો! ઇતની રાતકો ?'

[ ૬ ]

એ વાતાવરણ!...એ દુનિયા!!...પાસેની ઓરડીમાંથી 'છુનનન છુમ છુમ! છુનનન છુમ...છુમ!...છુમ! છુમ!' નૃત્યની અને સંગીતની રમઝટના સૂરો,...કોઈ નાજનીનના પગમાંના પાયલોનો રણુકાર મારા કાનને–દિમાગને નશો ચઢાવવા તૈયારી કરતા હતા.

'મત મારો નઝરિયાં...
હાંરે સૈયાં!
મત મારો નઝરિયાં......
નઝરિયાં યહ કયસી......
લાગે કટારિયાં!
મત મારો નઝરિયાં...!
અરે! હાં!...અરે હાં...!...'

મેં આખરે ગુલાબીને કહ્યું: 'ચા...હવે ભલે આવે!... પણ મામલો શું છે?...તું તારી વાત આગળ ચલાવ!'

'સા'બ! આ ગુલાબ! ...એને પણ તમારી કલમે સમજવામાંયે તકલીફ લેવી પડશે. કેવી માસુમ ઓરત છે!'

'પણ તારો ભેટો કયાંથી થઈ ગયો, તેની સાથે?' મેં પૂછ્યું.

હું એ વિસ્તારમાં રહેનારી ઘણીખરી 'એ' પેશાની ઓરતોને પિછાનતો હતો; પણ આ 'ગુલાબ' ને મેં અગાઉ કયાંય દીઠી ન્હોતી.

'કયાંની છે?' મેં પૂછ્યું.

'સા'બ! એ તો છે બનારસની રહેવાવાળી! એની પણ કહાણી છે–એટલેજ તો હું આપને તકલીફ આપું છું...મને જેલમાંથી બહાર નીકળ્યે ત્રણ ચાર દિવસ જ થયા છે. હજી મારા દાઢીબાલ પણ કેદી જેવા જ છે! મને ફુરસદ કયાં મળે છે?...' એણે મને ગુલાબની વાત કહેવાની શરૂઆત કરી.

'આ ગુલાબ!...એને તમે જાણો છો ને નંબર એકાણુંવાળી મલ્કાએ ફસાવી હતી. એની હકીકત અખબારોમાંયે આવી ગઈ છે!...

એની પાસે પરદેશી લોકો અવારનવાર નવી નવી લડકીઓ વેચી જાય છે—એ પ્રમાણે ગુલાબને પણ બનારસથી ફસાવીને એક પરદેશી મુંબઇ આવ્યો હતો. એણે આ ઓરતને શાદી કરાવી આપવાનું વચન આપ્યું હતું—એ મુજબ મુંબઈના એક 'આદમી' જે શરીફ છે—જેનું નામ આપવા પણ ગુલાબ ના કહે છે, એની સાથે શાદી કરાવી દેવાનું નક્કી થયું—પણ પાછળથી એ પરદેશીએ ગોઠવેલી બાજી પ્રમાણે, પેલા શરીફ આદમી પાસેથી પૈસાની રકમ પડાવી લઈને, એના જીવતા શોહર તરીકે મલ્કાના એક આદમીને ઊભો કરાવીને, પેલા શરીફ આદમીને બદનામ કરવાની ધમકી આપી હતી—ને ત્યાં પરદેશીએ ગુલાબને દગો આપી તેને મલ્કાને ત્યાં વેચી દીધી.

'હું એ જ રાત્રિએ, જેલમાંથી સીધો છૂટીને મલ્કાને ત્યાં જ કોણ જાણે શા માટે ગયો એ જ મને ખબર નથી: કારણ કે મલ્કા મારા પર ખુશ હતી એટલે!...હું ગયો ત્યારે ગુલાબને એક ઓરડામાં બંધ કરી દેવામાં આવી હતી: એને ચાબુકનો માર પણ પડેલો હતો: એના પર ગુજરેલા સિતમની કહાણી તો કો'ક દિવસ ખુદ એને જ મોંએથી સાંભળી લેજો!...બધી હકીકતથી વાકીફ થઈ જશો...

'મેં જ ગુલાબને છોડાવી: મલ્કાની ગરદન દબાવી નાખી...! કદાચ!...કદાચ!...' એ હસ્યો...ખડખડાટ, પેટ ભરીને...'કદાચ મલ્કા મરી ગઈ હશે!...એને એ લોકો ઇસ્પિતાલમાં લઈ ગયા! પોલિસે મારી શોધ કરી હશે: મેં મલ્કાના ઘરમાં લૂંટ ચલાવી. મલ્કાના બધા જ આદમીઓ મારી તારીફના છે—મને તેઓ 'માને' છે. આ રૂપિયા!...' ફરીવાર એણે નોટોનું બંડલ બહાર કહાડ્યું...

એ જ ક્ષણે અંદરથી કિંમતી નહિ પણ સાદાં કપડાંમાં સજ્જ થઈને ગુલાબ બહાર આવી. એના હાથમાં એક મોટી તાસક હતી. એમાં ચહાના બે પ્યાલા, બિસ્કિટ અને બીજી વસ્તુઓ હતી. પાસે જ એક રકાબીમાં બે ત્રણ પાન પડ્યાં હતાં.

મેં એના મુખને નિહાળી લીધું. ગુલાબના ચહેરા પર નિર્દોષતા છવાઈ હતી. જાણે આસમાનમાં ઉગેલ ચાંદ પરથી બાદલ દૂર થઈ

જાય, એમ એના માથા પરથી પાલવ જ્યારે નીચે સરકી પડ્યો ત્યારે એનું બેસુમાર સૌન્દર્ય, જોબન મને દેખાઈ ગયું.

એ ખરે જ પરમ લાવણ્યમયી સુંદરી હતી.

'સા'બ!...ચાલો! ચહા પીઓ...આ બિસ્કિટ...'

અમે થોડીક વાતો કરી. એટલીવારમાં નીચે લોકોનું મોટું ટોળું જમા થએલું, પુષ્કળ કોલાહલ થતો મેં જોયો.

મેં બારીમાંથી જોયું તો કોઈક 'વેશ્યા' જોબનનો વ્યાપાર કરનાર સ્ત્રીનું 'શબ' જનાનામાં મૂકાઈ રહ્યું હતું.

'એ કોણ ગુજરી ગયું?'

'કોણ હતી એ?'

'કયા નંબરમાં રહેતી હતી?'

જવાબ કે ખુલાસો ન મળ્યો. પણ ગુલાબીએ ઉતાવળ કરી. 'સા'બ! ચાલો હવે!' એણે મારો હાથ પકડ્યો—ને આર્જવતાથી પૂકાર્યું.

'સા'બ! તમે મારૂં દિલ પીછાની ગયા! હવે...કદાચ!...હું હમણાં પાછો જ્યાંથી આવ્યો છું—ત્યાં જ ચાલ્યો જાઉં તો...કૈં કહેવાય નહિ!' એના બોલવામાં દર્દ હતું. ઇન્સાનિયત હતી.

એ બોલ્યો: 'ગુલાબ! તુમ સા'બકી સાથ ચલી જાવ!'—ને પછી મારી તરફ જોઈને એણે કહ્યું: અતિશય નમ્ર ભાવથી, ઘણી જ આર્જવતાથી: 'સા'બ! ગુલાબ!...એ એવી ઓરત છે કે જે ઓરતના દામનની, પાક દામનની કિંમત બરાબર સમજે છે. લો! આ રૂપિયા!... બાકી બધું, થોડું ઘણું સોનું અને ઝવેરાત જે છે તે ગુલાબ પાસે છે!...' એણે ગુલાબનો હાથ પકડી મારા તરફ ખેંચ્યો.

'ઓહ!...ગુલાબી! તું મને શા માટે...શા માટે...વચ્ચે...?'

'શું?...સા'બ?...તમે પણ...તમે...તમે...પણ...'

હું કૈં બોલ્યો નહિ. અમે બધાં જ ગુપચુપ, શાન્તિથી, બહાર નીકળી ગયાં. ગુલાબ પણ સંકોચાયેલા શરીરે, હાથમાં કપડાંની એક પોટલી લઈ ધીમે પગલે દાદરો ઊતરી રહી હતી.

મેં વિકટોરીઆ ગાડીને હાક મારી.

ગુલાબને મેં અંદર બેસાડી. ગુલાબીએ નોટોનું બંડલ ગુલાબને આપી દીધું ને પછી ગાડી ચાલતાં મને કહ્યું:

'સા'બ! ગુલાબને રાહ પર ચઢાવી દેજો!...જોજો એ ગુલાબ મુરઝાઈ ન જાય...સલામ આલેકુમ...ખુદા હાફિઝ! અલ્લાહ તમારી સાથ હો!...'

અને એ લાલ આંખવાળો, કદાવર આદમી—ગુલાબી વિશાળ ગલીમાં, માનવમેદની વચ્ચે ગાયબ થઈ ગયો. ગુલાબ એની સામું જોઈ રહી, દયામણી આંખોથી. પછી એ જ આંખો મારા તરફ ફરી. એક આંખમાંથી આંસુનું ટીપું 'પડું...પડું' કરી રહ્યું હતું.

એણે નયનો ઢાળી દીધાં...પાંપણો પટપટાવી.

ગાડી આગળ ચાલી...

**જ્યારે** અમે—હું અને ગુલાબ ગાડીમાંથી નીચે ઊતર્યાં ત્યારે દૂધવાળા ભૈયાની વણઝાર જતી મને દેખાઈ.

સવાર પડવાને વાર ન્હોતી.

મને ચોક્કસ ખાત્રી હતી કે ગુલાબીને જરૂર પોલિસે પકડી લીધો હતો!!

* * *

હું પથારી પરથી ઊઠ્યો ત્યારે મમદુએ બૂમ મારી: 'સા'બ! આજ તો ખૂબ સોયે!...કયા ખ્વાબ દેખતે થે?...લો! મીસ્સી કરો! ચહા પીઓ.'



# ૩. ફેંકાઈ ગયેલાં—

ઉનાળાની ગરમી ભરી રાત!......

અસ્વસ્થ દિમાગને ઠેકાણે આણવા મેં મુંબઈના રસ્તાઓ ખૂંદવા ઘર છોડ્યું!...અને મારા કદમ મને અહીં લઈ આવ્યા!...ઊજળા, ડામરના વિશાળ રસ્તાઓ! મોટર!...ટ્રામ!...લાલ ચટક બસ!... વિક્ટોરિયા!...અને માનવમેદની! ચમકતી 'નીયો સાઈન્સ'ની જાહેરાતો! આસ્માનમાંથી બરાબર ન દેખાય એવી ફરતી રોશની પાથરતી શહેરની જાહેર બત્તીઓ! ઊજળી મ્હોલાતો!...

અને છેવટે હું એ પગથી પર આવી પહોંચ્યો ત્યાં જ મેં એને દીઠું! સિગારનું ઠૂંઠું!...મેં એની સામે જોયા જ કર્યું! અને જાણે એ મારા મનની વાત પામી ગયું હોય તેમ એણે પોતાની કંગાલિયતની કથા કહેવા માંડી.

[ ૧ ]

ઊજળી પગથીની જમણી બાજુએ આવેલી ઊજળી ઇમારતોની એક બારીમાંથી થોડાંક બીજા 'ફેંકી દેવાને લાયક' કચરાની સાથે હુંયે ઇમારતના પાછળના ભાગમાં ફેંકાઈ ગઈ!...એ પાછળનો ભાગ એટલે અમારા જેવાને ભાગે આવતી રહેવાની જગા! શહેરની તંદુરસ્તી જાળવવા માટે એનો ઉપયોગ થતો. તેને 'ગટર' તરીકે ઓળખવામાં આવતી! પણ હું તો ગટરના મોં આગળ જ પડેલા કચરાના ડબ્બા ઉપર અથડાઈને ભૂલથી પગથી પર પડી ગઈ!

મારૂં નામ 'હવાના' સિગાર!...સિગાર એટલે ચીરૂટ! એ નામે મારી કિંમત મને વખત પ્રમાણે મળ્યા કરતી: હમણાં જ થોડીવાર પહેલાં જ્યારે મારી લંબાઈ લગભગ પાંચ તસુ હતી ત્યારે જ સાહેબે મને તાજા સુંદર લાકડીઆ ડબ્બામાંથી બહાર કહાડી હતી: સાહેબના હોઠે

બાઝેલા શેમ્પેઈનને ચૂમવાનો મને અવસર મળ્યો હતો: અને આજના શરાબબંધીના સમયમાં મારા જેવી સિગારને સાહેબના હોઠ વચ્ચે રમતી શેમ્પેઈનની 'ખુશ્બુ'ની મોજ માણવાનો સુવર્ણ અવસર મળી ગયો, એ એક અસાધારણ વાત નથી!...સિગારને તો સુંદર, ભારે સ્વાદિષ્ટ ખોરાક-પીણા પછી જ હોઠ પર મૂકવામાં આવતી. મારા મુખે દીવાસળી ચંપાતી એટલે હું એ આગમાંથી સાહેબને મારૂં હૈયું જલાવી એમના જીવનનો આનંદ આપતી.

પણ સિગારનીયે ચઢતી પડતી હોય છે ને! આગલા જમાનામાં સાહેબના હોઠ મને થોડુંક જ ફૂંકીને બહાર ફેંકી દેતા!...અને હું રસ્તાપર ઠૂંઠું બનીને ફેંકાઈ જતી!...આજે મને સાહેબ આ રીતે બેદરકારીથી ફેંકી દેતા નથી!...આજે તો સાહેબ મારૂં પૂરૂં હૈયું જલાવીને ફૂંકે ફૂંકે આનંદ ઊડાવે છે. ત્રીજો ભાગ થાય એટલે બસ!... પછી તો કચરાના ડબલાની સાથે મારે આવતી કાલે સવારે ભંગી, ઝાડુવાળો આવે ત્યાંસુધી, લોકોની ઠોકરો ખાઈ, રાત વીતાવવી પડે!

...અને હું એક રાત્રિએ સાહેબની 'ડિનરપાર્ટી'માંથી શેમ્પેઈનની ચૂમીની ક્ષણિક મોજ માણીને બહાર ફેંકાઈ ગઈ!...કોણ જાણે મારે સારે કે ખરાબ નસીબે હું કચરાના ડબ્બાની બહાર ફસડાઈ ગઈ! મારૂં જલતું હૈયું થોડીવારમાં ધૂંધવાઈને ઠરી ગયું!

અને શહેરના જિગર પરથી મોટરો વહી જાય છે!...સામે તાજમહાલ હોટલમાંથી 'ટાન્ગો'ના સૂરો બહાર ધસી આવે છે. લોન્જમાં ઇવનિંગ સૂટમાં સજ્જ થયેલ નરનારીઓ આછે સ્વરે કૈંક વાતો કરે છે. યુરપની આંતરસ્થિતિની અણગમાભરી, ગંભીર સનસનાટીભરી ચિંતાભરી ચર્ચાઓ થાય છે!...કોઈક ખૂણામાં એકાદ આધેડ વયની, પફ્પાવડરથી રૂપને ઉછીનું લઈને આવેલી એકાદ યુરોપીઅન ઓરત નખરાથી સિગારેટ ચેતાવી, ખૂલ્લા પગનું પ્રદર્શન કરતી કોકની રાહમાં બેસીને આવતા જતાં લોકોને નિરખ્યા કરે છે.

ટાન્ગો!...વાલ્ટઝ!...ડાન્સ!...અને સિગારેટના ધુમાડા! અમાદક પીણાં!...મરવા પડેલી રોશનીનાં આછાં અજવાળાં...અને દૂર દૂર,

'ગેટવે ઑફ ઇંડિયા'...માંથી દેખાતા સાગરની સપાટી પર તરતી સ્ટીમરોની હાર...! એમાં જલતી ઓછી ગંભીર રોશની! ચિંતાતુર વિધવાનાં નયણાંમાં આંસુ ચમકે એવી ચમકતી બત્તીઓ! અને દૂર દૂર આકાશી તારાઓના ભેદ ઉકેલવા મથતી, આસ્માનના વાદળોને વીંધવા પ્રયાસ કરતી સર્ચલાઇટોના લાંબા લાંબા લીસોટાઓ, જાણે જેલમાંથી નાસતા કેદીની તલાશમાં નીકળેલા સિપાહીઓના સમૂહની માફક પોતાનું કામ કરતા આકાશમાં ઊંચે ને ઊંચે સુધી પછાડી ખાતા!

[ ૨ ]

અને હું 'સિગાર' અણમાનીતી સ્ત્રીની માફક, ચુસ્ત હિન્દુસમાજમાં તિરસ્કારને પામેલી પતિતા, કે વિધવાની માફક, રસ્તા પરના કચરાના ડબ્બાની પાસે જ!...જાણે જગતને મારી જરાયે પરવાહ ન હોયને!... હું એકલી એકલી બહાર પડી રહી!

...હજી મારો સીનો ધૂંધવાઈને ઠરી ચૂક્યો હતો એટલામાં તો સામેથી એક લંગડાતો લંગડાતો આદમી આ કચરાના ડબ્બાની પાસે આવ્યો!...જાણે મને સહારો દેવા જ આવ્યો હોયને એમ મને લાગ્યું!... હું કોણ?...સિગાર!...ચીરુટનું એક નાચીઝ ઠૂંઠું!...સાહેબે ફૂંકીને ફેંકી દીધેલું!...

એ લંગડાતા આદમીએ મને પોતાના જાડા, કદરૂપા હાથની આંગળીઓ વડે ઊંચકી લીધી! જાણે મારી ખાતરબરદાસ કરતો હોયને તેમ મારા શરીરે, પટકાવાને લીધે બાઝેલા કચરાની ધૂળને સાફ કરતો એ મને પોતાના મોં સુધી લઈ ગયો! મને એણે ફૂંકથી સ્વચ્છ બનાવી!...પણ મારું હૈયું તો ક્યારનુંય ઠરી ગયું હતું!...હું! ઠૂંઠું જ્યાં પછડાયું હતું ત્યાં જ પડેલા 'પોલસન બટર'ના એક ખાલી ડબ્બાને એમનું એમ રહેવા દઈ, તેના પર બાઝેલી મંકોડી અને કીડીઓની સાથે એક પણ શબ્દની અદલાબદલી કે વાતચીત કર્યા વિના લંગડાતા આવેલા આદમીની સાથે ચાલ્યું આવ્યું!

એની દાઢી વધી ગઈ હતી! એનો જમણો હાથ અડધો કપાઈ ગયો હતો!...એના શરીર પર લશ્કરી મિજાજનો ખાખી કોટ હતો.

એક પગ સાવ ખલાસ થઈ ગયો હતો ! એ પગમાં એક જાડી ચંપલ હતી મેં થોડેક ગયા બાદ એને ધીમેથી કહ્યું :

દોસ્ત ! કૈં વાંધો નહિ !...તુંયે આનંદ કર ! પણ થોડીવાર પહેલાં જે ખોરાક, જે ડિનર, જે મોજ સાહેબને મળ્યાં છે તે તને મળ્યાં છે?... શેમ્પેઈન !...હા; મેં એની ખુશ્બુ આજે માણી છે !...પણ દોસ્ત ! મારી એ વાત પૂરી સાંભળી લે...હું સિગાર ! હવાના-સિગાર !... મારા શરીરનો, મારાં માબાપનો, મારાં માબાપને જન્મ દેનાર ધરતીનો... અરે બધાયનો ગોરાઓને ઇજારો અપાઈ ગયો છે !...અને ત્યાં તારા જેવા અનેક કાળા લોકો કાળી મજદૂરીથી અમારી માવજત કરે છે !... અમારા ભાઈભાંડુને, સંતાનોને, વંશજોને ઉછેરે છે...!...મારા જેવી અનેક નવજુવાન સિગારસુન્દરીઓનો ત્યાં જન્મ થાય છે ! પણ જન્મ પહેલાં અમારા તમાકુના પાક વખતે કાળા આદમીઓ પર ચાબુક પડે છે !...કાળા આદમીની, 'નેટિવ 'ની કાળી મજદૂરીમાંથી, પરસેવામાંથી, અમારી સારવાર થાય છે !...અને પછી અમને લાડ લડાવવામાં આવે છે ! ગુલામની પાસેથી પુરેપુરૂં કામ લેવા માટે પેટપૂરતું ખવરાવવામાં ગોરાઓ કાચા નથી !...એ રીતે અમારાં પાંદડાંને અનેક વિધિમાંથી પસાર કરીને આખરે 'સિગાર'ના રૂપમાં મૂકે છે. મારા શરીરે કાગળનો સોનાનો પટ્ટો મૂકે છે - એમાં અમારા માલિકની કંપનીનું નામ આલેખાય છે !...પછી મારા જેવી પચ્ચીસ સિગારોની સાહેલીઓને સુંદર કાગળોથી પેક કરવામાં આવે છે ! અમે હવાઈ ન જઈએ, ભીનાશથી અમારૂં હૈયું ભેજવાળું ન બને, એવી રીતે અમને દરિયાપાર મોકલવામાં આવે છે !...ને પછી !...આજે મને ફૂંકી દઈને, ઠૂંઠું બનાવી આમ હડધૂત રીતે ફેંકી દેવામાં આવી !...!

[ ૩ ]

સિગારનું ઠૂંઠું જરા અટકી ગયું ! મોટરના હૉર્નના અવાજે લંગડા આદમીને જરાક ચમકાવી નાખ્યો ! એ આદમી પાસેની ગલીમાં આડો પડ્યો. સામે જ એક હોટલ હતી. પણ કેવી ? 'હોટેલ' નામ તો માત્ર બહાનું હતું. બહાર સળગતી ઘાસલેટની બત્તી

પર લંગડાતા આદમીની મીટ મંડાઈ હતી. એ બત્તીના અંગારામાંથી સિગારનું હૈયું ફરી ચેતાવવાની તેની તમન્ના સાફ દેખાતી હતી. 'પણ સિગારના ઠૂંઠાની વાતથી પેલા લંગડાને બહુ ઝાઝી અસર ન થઈ! એ જોરથી હસી પડ્યો 'સિગાર!...આટલી બધી અકડાય છે શેણે? તું બહુ દુ:ખી હો; એમ મારી પાસે રોદણાં કાં રૂવે છે? તને જરાય એમ થતું નથી કે મેં મારા આ હાથપગ ક્યાં, કેવી રીતે ખોયા, તે જરાક પૂછી લઉં?'

ફરીવાર એ હસ્યો!...હા...હા...હા...હા! મારી વ્હાલી સિગાર!... શું મિજાજ?...પણ હવે તો તું મારીયે વાત સાંભળ!...'

લંગડા આદમીએ સિગારનું હૈયું ચેતાવ્યું! અને એણે એને હોઠે લગાવી! જોરથી દમ માર્યો અને પછી પૂકાર્યું: ગભરા નહિ! ઠૂંઠા! તારી કદર મારા જેવાને જરૂર છે! હું દરરોજ તારા જેવાં ઠૂંઠાંઓની તલાશમાં જ અહીં તહીં ફર્યા કરૂં છું! આજે સમો ખરાબ આવ્યો છે! પહેલાં તો લગભગ આખી સિગાર થોડીક જ ફૂંકેલી, મને આ 'તાજ'વાળા કચરાના ડબલા આગળથી મળી આવતી! પણ આજે તારા જેવાં અડધાં કે, અડધાં ઉપર જળેલાં ઠૂંઠાંઓ માટે હું ખુશકિસ્મતી માનું છું! એમાં તારો દોષ નથી!

'ત્યારે તું મારી સામે આમ કાં જોઈ રહે છે?...તને મારી અદેખાઈ આવે છે? હુંય લે, હવે તને મારી વાત કહું? ઓગણીસસો ચૌદ–અઢારના મહાન જંગમાં હું લડી આવ્યો છું ને આ હાથપગ એ જંગના જાલીમને સોંપતો આવ્યો છું! મને બદલામાં પેન્શન મળ્યું હતું! જંગ તો ખોફનાક છે! ત્યાં ઇન્સાનિયત નથી! પણ પછી મારા સીનામાંથી એક જ આહ નીકળે છે: જંગ કોના માટે? ખૂનની નદીઓ કોના માટે? કિસ લીયે?...ને મને જમાદાર સાહેબે 'ફિતૂરી' કહી જેલમાં મોકલી દીધો!...અને મારૂં પેન્શન રદ થઈ ગયું!'

લંગડો આદમી જોરથી હસી પડ્યો...'હા...હા! સિગારના ઠૂંઠા, હવે હુંસ રસ્તા પર ફેંકાઈ ગયો છું...તારી ને મારી હાલતમાં બહુ તફાવત નથી!... હુંયે એક હાથ, એક પગ વિનાનો ઠૂંઠા જ છું ને!...

'આજે હું ભીખ માગવા મહેનત કરું છું, હા હવે તો શરમ પણ આવતી નથી! શરમને મેં ઘણા દિવસો સુધી રાખી! પણ ભૂખે શરમને છટકાવી દીધી! શરમ તો શાહુકારોની દાસી છે ને? ખાનદાનોની ખવાસણ છે ને? મારા પેટે અને પેટની ભૂખે મને ભીખ માગવાનો રાહ દેખાડ્યો! પણ હવે તું ખામોશ?'

લંગડો ત્યાં અટકી ગયો. 'લે! એકાદ દમ લઈ લેવા દે!' ને ભૂખ્યાંની મિસાલ તેણે સિગારના ઠૂંઠાને પોતાના બે હોઠ વચ્ચે દબાવી, ખૂબ જોસથી એક લાંબો દમ મારી લીધો! સિગારનું હૈયું હવે ઠેઠ સુધી જલી જવામાં થોડુંક જ બાકી હતું. પણ સામે જ ગલીને ખૂણે બળતી બત્તીના આછાભૂખરા અજવાળાની નીચે કૈંક વિચિત્ર કૌતુક બન્યું! કોઈક સ્ત્રી ખૂબ ખૂબ ખડખડાટ હસી રહી હતી. એના હાથમાં સિગારેટ હતી. એક એક દમ લઈ એ હસતી!

લંગડો ત્યાં ધસી આવ્યો! શું છે! જોવા દે!...

સામે જ એક પુરૂષ ખડો હતો! કોઈ સટ્ટામાં ખુવાર થયેલો આદમી હોય, એવો એ લાગતો હતો! એની સામે જ એક ઓરત નફ્ટાઈથી હસી રહી હતી. લંગડા આદમીએ એને ઓળખી લીધી. 'કેમ ડોલી?'

ડોલીએ એની સામે જોયું. અને પછી જોરથી હસીને કહ્યું: 'દેખ! યાર!...યે સાલે જેન્ટલમેન કહાંસે ચલે આતે હય!'

'કયા હુઆ, ડોલી?...' લંગડા આદમીએ સામે ઊભેલા આદમી તરફ નજર ફેંકતાં ધીમેથી પૂછ્યું. આમ તો તે ડોલીને અવારનવાર આ રસ્તાની આસપાસની ગલીકુંચીઓમાં રાતના વખતે 'રોમેન્સ'ની ફેરી કરતાં જોતો!...રાત પડે એ સ્ત્રીનો પહેરો શરૂ થતો 'રોમેન્સ' અને 'સાહસ'ની તપાસમાં નીકળેલા ભૂખ્યા છેલબટાઉ આદમીઓને એ પોતાની લચકાતી ચાલ અને નજાકતથી થોડીક ચટક પૂરી પાડતી... પણ આજે એ કૈંક વિફરી હોય એમ લાગતું હતું.

'કયા હુઆ ડોલી? જરા બતા દે! ખફા કયોં હોતી હો?'

'ખફા કયોં?' ડોલી તિરસ્કારભર્યું હસીને તડુકી ઊઠી.

'યે! દેખો ભાઈ!...બડા જેન્ટલમેનકા બેટા નીકલા! સાલા કહેતા હય કી અબ મેં બુઢ્ઢી હો ગઈ!'

'તો પીછે?'

'પીછે કયા?...પાંચ રૂપૈકી જગહ કહેતા હય કે અબ તો દો રૂપૈ દુંગા!' ડોલીએ કહ્યું.

જેને સંબોધીને ડોલીએ આ શબ્દો કહ્યા હતા તે તો કયારનોય ચાલ્યો ગયો હતો! ડોલીએ પોતાની ઝબાન બંધ નહોતી કરી; તેણે આગળ ચલાવ્યું. 'અગલી સાલ તો વહ મેરી પીછે પીછે, કૂત્તેકી તરહ ફીરતા થા!...અબ મંય બુઢ્ઢી હો ગઈ!'

ડોલી જમીનપર થૂંકી અને મોંમાંથી એકદમ સિગારેટના ઠૂંઠાને જમીન પર ફેંકી દીધું! લંગડા આદમીના હોઠ વચ્ચેની સિગાર હવે પૂરી થવા આવી હતી.

તેણે ધીમેથી કહ્યું. 'ડોલી તુઝે માલુમ હય?...હમ સબ રાસ્તેપે ફેંક દીએ ગયે હુએ હય!...તું તો મુઝે પહેચાનતી હયને? દેખ! યે સિગાર...બડી મતવાલી!...સિગારકા યે ઠૂંઠા! મૈંને ખૂબ ખૂબ ચૂસા! અબ ફેંક દેતા હું! મંય ભી ફેંક દિયા ગયા હું!...'

'ઔર મંય ભી!...'

ડોલી એકદમ જમીન પર બેસી ગઈ. તેણે ધીમેથી પોતાની પર્સ ખોલી અને કહ્યું, 'લંગડે, ચોકલેટ ખાયેગા? એક સોલ્જરકો મૈંને ઉલ્લુ બનાકે દો રૂપિયા માર લીઆ! કયું? કૈસી બની?' અને ડોલીએ ચોકલેટ ખોલી! એની આસપાસના કાગળને રસ્તા પર ફેંકયા!... લંગડા આદમીએ સિગારના ઠૂંઠાને પણ રસ્તા પર ફેંકી દીધું. અને પછી ગળાની ખખરી દૂર કરી ધીમે સાદે પૂકાર્યું: 'દોસ્ત! સિગાર!...તુઝે મંયભી ફેંક રહા હું! ..મંયભી ફેંકા ગયા હું ના?...ઔર યે ડોલી ભી!...'

અને તેણે ડોલીએ આપેલી ચોકલેટ મમળાવવા માંડી.

તાજમાં સ્પેનિશ ટાન્ગોની રંગત બઢતી જતી રાતની સાથે તાલ દેતી આગળ વધતી હતી!



# ૪. જીવનની વણઝાર

હું કોણ હતો, ક્યાંથી આવતો હતો, શા માટે અહીં આવ્યો હતો, એ બધી વાતની અહીં કોઈને ખબર નહોતી; ક્યાંથી હોય? એક તો ઝબાનની તકલીફ ઊભી થતી: પુષ્તુ ભાષા કદી સાંભળેલી નહોતી. લાંબી ચોડી ઇજાર પહેરનારા સરહદના પહાડી પઠાણ લોકોના આ મુલકમાં મારા જેવાની હસ્તી વિચિત્ર હતી; પણ મારા સ્વભાવને લીધે મને તરત જ સગવડ મળી રહેતી. આવનાં વ્હેંત જ ગામના પટેલ જેવા ગણાતા જમાદાર અબ્દુલ વહીદની બેટીની શાદી હતી. સુથારની જરૂર જ હતી: વરસાદના દિવસો હતા. તાજેતરમાં ચણેલા ઘરને છાપરાંની ઉતાવળ હતી. હું સુથાર પણ હતો. કડિયો પણ હતો—કામ ચીલઝડપે આટોપી દીધું અને હું 'અબ્દુલ કારીગર બહુ હોશિયાર છે' એ રીતે ગામમાં મશહુર બની ગયો હતો...

જ્યારે આફતાબની ગરમ રોશનીની હુંફમાં સરહદનું એ ગામડું આરામ લઈ ઊઠતું ત્યારે મને મારૂં વતન હિન્દોસ્તાં સાંભરતું—મારૂં દિલ્હી મને યાદ આવતું. હું શૂન્યમનસ્ક જેવો વિચારગ્રસ્ત અવસ્થામાં મારા બિસ્તર પર બેસી રહેતો અને સવારની નમાઝ અદા કરી ખુદા તઆલાની પાસે દુઆ માગતો કે ફરી હિન્દોસ્તાંના દિદારની તક બક્ષે અને પછી હું એક લાંબો નિશ્વાસ નાંખતો: મારા બિરાદર ને દોસ્ત આ બધું જાણતાં.

પણ આ બધું અહીં શા માટે?—મારી ગમગીની ટાળવા અહીંના એક પઠાણ જુવાને મને કહ્યું. 'બિરાદર! ચાલ! આજે આપણા પૂરાણા કિલ્લાની પાછળ આમલીના ઝાડોના વનમાં પેલા કાબૂલીઓનું ટોળું આવીને પડ્યું છે—તંબુઓ નાંખી પડ્યું છે, એમના ખેલો નિહાળવા જઈએ.

પણ એ એની ભૂલ જ હતી. આજે જ સવારે ગામના દરવાજા ઉપર કાબૂલીઓની એક વણઝારે પડાવ નાખ્યો હતો. ગામમાં ખબર

પસરી ગયા કે બહાર સર્કસના ખેલાડીઓ, નાચવાવાળા, કસરતના ખેલો કરવાવાળા–જીપ્સી જેવા પહાડી લોકોનો સરંજામ આવી પહોંચ્યો છે. અને ગામના જમાદાર પાસે રજા માગવા તેનો માલિક આવ્યો હતો; પણ જમાદારે એને સાફ ના પાડી. 'અમારા ગામની અંદર આવવાની સાફ મનાઈ છે–પેલો કિસ્સો–હુસીના અને રહેમાનનો–કિસ્સો આજેય ભૂલાય એવો નથી...'

'શા માટે ના પાડી?' મેં ઇંતેજારીથી સવાલ કર્યો.

'જનાબેમન ! પૂછો મા ! એ પૂરાણો કિસ્સો ફરી યાદ કરવાથી શો ફાયદો ?'

'મારે જાણવું છે. મહેરબાની કરી મને કહેશો ?'

'કિલ્લેદાર જમાલચાચા આ વાતથી બરાબર વાકેફ છે. ખુદાની મહેર હશે તો આજે મગરેબ વખતે આપણે જમાલચાચાની પાસે જઈશું અને એમની પાસેથી તમને આ વાત બરાબર સાંભળવા મળશે.'

'ક્યારે વાત બની? હુસીના કોણ હતી? શું એ ખરેખર ખૂબસૂરત હતી ? એના નામ પ્રમાણે જ? અને રહેમાન?...'

'હુસીના કરતાં વધુ કિસ્સો રહેમાન વિષે છે...પણ...એ બધું... તમને જમાલચાચા કહેશે,'

'તો આજે મગરેબ વખતે...'

'ઇન્શાઅલ્લાહ !' મારા દોસ્તે મને વચન આપ્યું.

* * *

અને જ્યારે આફતાબ દુનિયાની એક બાજુની કિનાર પર ડૂબી જતો હતો અને ગામને છેડે આવેલી મસ્જીદને મિનારેથી મુલ્લાંની બાંગ મારા કાનને મગરેબની નમાઝની યાદ આપતી હતી, ત્યારે જ ગામના કિલ્લા આગળ આવેલા બહારના ચોગાનમાં તંબુઓ નાખી પડેલા ગોળબજોરિયા–જીપ્સી અંગકસરતના ખેલ કરવાવાળા–લોકોએ પોતાની રમત શરૂ કરી હતી.

કોઈ ગાતું હતું :

> આગ દિલકી બુઝતી હૈ પાની કે છીંટસે કહીં,
> શમ્અ રોતી હી રહી પરવાના જલકર મર ગયા.

જમાલચાચા ભલા આદમી હતા. મારી એની સાથે ઓળખાણ સારી હતી; પણ આ વાત સાંભળવાને મોકો મળ્યો જ નહોતો. પણ આખરે મને હુસીના અને રહેમાનનો એ કિસ્સો સાંભળવાની તક મળી

[ ૨ ]

સફેદ બાલોની દાઢીને વારંવાર પસવારતાં પસવારતાં જમાલચાચાએ પોતાની વાત શરૂ કરી ત્યારે રાત થઈ ચૂકી હતી...ગામ સુમસામ પડ્યું હતું. ફક્ત કિલ્લાની દૂર પડાવ નાખી પડેલા પહાડી લોકોના તંબુમાંથી સરી આવતા રૂ'બાબના* સૂરો કાન પર આવી ગાનગુંજારી જમાવતા. અંધારાની અંદર નાના નાના તંબુઓની વચ્ચે જલતા અંગારની રોશનીમાં કોઈક નાજનીનના પગનો ઠેકો સંભળાતો ત્યારે મારું દિલ તો એ નાજનીનને જોવાને ઇંતેજાર બનતું.

પણ જમાલચાચાએ મને વાત કહી એ વાત આમ હતી:—

જ્યારે બરાબર સાંજ પડી ગઈ હતી અને મગરેબનો વખત હતો ત્યારે જ એ લોકો પોતાની વણઝાર લઈને ગામને પાદરે આવી પહોંચ્યા. જમાદારે એમને ગામની અંદર કિલ્લાની અંદરના ચોકમાં ઉતારો આપવાની સાફ ના પાડી હતી; કારણ કે દર વર્ષે એમના આવવાને લીધે ગામમાં તુફાન થયા વિના રહેતું જ નહિ.

અને તેથી ગામની બહાર સીમમાં તેઓએ ડેરા નાખ્યા. ત્રણ ચાર ગાડાં, બે ત્રણ ખચ્ચરો, એક પાણીદાર ઘોડો અને એક ગધેડું—તેમના પર લાદવામાં આવેલો સરસામાન—બરાબર દેખાતાં હતાં. આદમીઓમાં પાંચ સાત આદમીઓ, ત્રણ ચાર લડકીઓ, બે ત્રણ ઓરતો અને બે ચાર છોકરાં હતાં અને બીજાં જાનવરોમાં બે વાંદરા અને એક બકરો: સાથે પાળેલું રીંછ અને બીજા ચારેક કૂતરાઓ હતા.

* પહાડી લોકો બજાવે છે તે દિલરૂબા જેવું વાજીંત્ર

તેઓએ ગામ બહાર જ થાણું નાખ્યું હતું. જમીન વાળીઝૂડીને સાફ કરી ત્યાં તેઓ ખેલ કરવાના હતા. કિલ્લેદારને ખબર પડી કે કસરતના અને જાદુના ખેલ કરવાવાળા આવ્યા છે; કારણ કે તેમના લોકો સામેની ટેકરીની ખીણમાં પડતા ઝરાનું પાણી ભરવા ઊતરી પડ્યા હતા: એ કિલ્લેદારે બરાબર જોયું હતું.

અને સાંજ પડતી ત્યારે રોટી પકાવવાના કામમાં લડકીઓ અને ઓરતો મશગૂલ બની જતી; સાથે મર્દો પણ તેટલી જ મદદ આપતા. પાસેથી જ વીણી લાવેલા પથ્થરોના ચૂલા બનાવી તેઓ બળતણ ચેતાવી રોટી અને 'ખાણું' પકાવતા અને છેક રાત્રિ સુધી જ્યારે શબનમ પડવા માંડતી ત્યાં સુધી એ તાપણી ચાલુ જ રહેતી. જમીને પરવાર્યા બાદ રૂ'બાબનાં સંગીતની લિજ્જત લૂંટતાં—અને રાત્રિની નિરવ શાન્તિમાં દિલચસ્પ ગીતોની લહેરો ઊડતી. પહાડી નાજનીનના ગળામાંથી છટકતી મસ્તીભરી ચીજ કિલ્લાની દીવાલ પાર કરી ગામનાં દિલને દર્દીલા ટકોર મારી દેતી: ગામના ઇશ્કી જવાનો એ સ્થળે ટોળે મળતા.

સૂરોને પાંખો આવતી...! નાચની જમાવટ થતી...' ઘુઘરા બાજતા...! અને પછી નઝાકતની મસ્તીમાં પહાડીઓના આ જીવનની વણઝાર આરામ લેતી. તે પછી રાત્રિએ કિલ્લેદારની આલબેલ સંભળાતી અને જાહેર થતું કે મધરાત થઈ અને પછી બધાં ઊંઘી જતાં: બધે ઘોર શાન્તિ છવાઈ રહેતી.

બીજે દિવસ જુમ્મેરાતનો દિન હતો. ગામના જમાદારના ખાસ હુકમથી જાદુગરો અને કસરતબાજોને ગામમાં પોતાની ઇશ્તેહાર કરવાની—એક સરઘસનો દેખાવ કરવાની રજા આપવામાં આવી. પરદેનશીન બીબીઓ પડદામાંથી, બાળકો ઘરમાંથી બહાર દોડી જઈને,—નવજુવાનો મૂછે તાવ દઈને અને જઈફ કે જુવાન ઓરત અને મર્દો 'ચાલો, જોઈએ તો ખરા!'—એ રીતે બહાર આવીને આ 'જાદુગરો'ના—ખેલાડીઓના સર્કસને નિહાળી રહેતાં. શરૂઆતમાં જ એક મશ્કરા જેવો ખેલાડી ખચ્ચર પર સવાર થઈ ચેનચાળા કરતો આગળ વધતો. એની પાછળ બીજા લોકો

આવતા: એનાં કપડાં પણ ધ્યાન ખેંચનારાં હતાં. એની પાસે જ કોથળા જેવી ઇજાર પહેરેલો, મોંએ ચીતરામણ કરેલો એક મશ્કરા જેવો, ચાળાઓ કરતો જુવાન દેખાતો. આગળ આવનાર માણસ જ્યારે બૂમ-બરાડા મારતો—'આજ રાતકો—આજ શામકો કિલ્લેકી બહાર ખેલ શુરૂ હોગા—' ની બાંગ મારતો બંધ પડતો ત્યારે આ જુવાન પોતાના હાથમાંનું રણશીંગડું એટલા જોરથી બજાવતો કે બહેરાઓના કાનના પડદા પણ ખૂલી જતા. અને તે અવાજ હજી અટકે તે પહેલાં તો પાછળથી ઢોલ અને નગારાંઓ પર દાંડીઓ દણુદણુદણુદણુણુણુણુ પડતી અને આમ આ શોરબકોર એક જાતની સનસનાટી ઊભી કરતો.

તે પછી સહુનું ધ્યાન ખેંચનારી એક ઓરત હતી. એક ખચ્ચર પર તે સવારી કરતી હતી. એની પાછળ એક ખૂંધા જેવો લાગતો, કદાચ ખૂંધો થવા માટે તેણે ગોદડાં જેવી વસ્તુ એની પીઠ પર બાંધી હશે—તેવો એક આદમી પણ ચેનચાળા કરી લોકોને હસાવવા પ્રયાસ કરી, લોકોને ખેલમાં આવવાનાં આમંત્રણ આપતો હતો—તે એક રીંછને દોરી વતી ખેંચી આવતો, અને રીંછ પોતાના પાછલા બે પગે ઊભું રહી એની ડુગડુગીના અવાજની સાથે એકતાનતા સાધવા પ્રયાસ કરતું. એની પાછળ જ હાથમાં ખંજરી લઈને કંઈક ગાતી એક નવજુવાન હસીન નાજનીન દેખાતી હતી. ગામના નવજુવાનો કહેતા કે એ લડકી આ બધામાં ખાસ ધ્યાન ખેંચનારી હતી: એની ખીલતી જવાની, એના કાળા ઘુઘરિયાળા બાલ, એની ઘાટીલી દેહલતા અને ગુલેલાલા સમા એના બે હોઠ દિલને શાદ કરનારાં હતાં. એ ખરેખર હુસ્નપૂર હતી: સૌન્દર્ય એની ચાલમાં પણ ટપકતું હતું; એની હર અદામાં જોબન છાયું હતું! પણ શરીર પર એનો કાબૂ અજબ હતો. એક પગે નાચ કરવામાં એ અજબ અંગકૌશલ્ય દાખવતી. કાળી—કાળી કાજળરંગી આંખો અને બાલો—ઝુલ્ફાં એની ખાસ વિશિષ્ટતાઓ હતી. એનાં રૂપનો મીઠો શરાબ ગામના નવજુવાનો ધરાઈ ધરાઈને નયનોમાં ઢાલવતા. વળી એનાં વસ્ત્રો પણ આકર્ષક હતાં. એના જોબનની બહારમાં એનાં વસ્ત્રો ઓર મદદ કરતાં હતાં. એની પાતળી ઇજારમાંથી એની લથબંધ જાંઘો દેખાતી; ખૂબીની વાત એ હતી કે આ નવજુવાન લડકીનું શરીર રબ્બરની મિસાલ ઊછળતું. એ ઘોડાની પીઠ

ઉપર કૂદકો મારતી—એની પીઠપર થોડીક ક્ષણો નૃત્ય કરી—ફરી તેની પગલીઓ જમીન પર પડતી; પણ એની પગલીઓ જમીન પર પડવા પહેલાં ઘોડાની પાછળ આવતો એક નવજુવાન એના પગને પોતાના વિશાળ અને સશક્ત બાહુ પર ઝીલી લેતો, અને એના બે હાથને પકડીને તે નાંજનીનને જમીન પર કુદાવતો. આ જોડી ઘણી જ લોકપ્રિય નીવડવાનો પૂરો સંભવ હતો; કારણ કે લોકો તેમને જોઈ તાળીઓ પાડતા—જુવાનો સીસોટીઓ વગાડતા, બચ્ચાંઓ કિલકિલાટ કરતાં: સહુ તાળીઓ પાડતાં: જઈફ ઓરતો પણ હસી પડતી. બુઝર્ગ આદમીઓ 'ઉંહ! ઉંહ!' કહીને પણ થોડુંક હસી પાડતા. જુવાનો આફરીન પૂકારતા.

આ જુવાન બહુ તાકાતવાળો આદમી હોય અગર ન હોય, પણ આ લડકીને ઝીલવાની એને બહુ સારી તાલીમ મળી ગઈ હતી. બધા જુવાનોને લાગતું કે એને બદલે એ નાજનીનને ઝીલવાનું કામ એમનું હોય તો? એણે રંગબેરંગી ટુકડાનું ધ્યાન ખેંચનારૂં ખમીસ પહેર્યું હતું; પણ બધાથી વધારે તાજુબીભરી અને ધ્યાન ખેંચનારી વાત એ હતી કે એના ડાબી બાજુના ખભા ઉપર એક સુન્દર અને સાથે વિચિત્ર દેખાતું પંખી બેઠેલું હતું. પંખીઓમાં કાકાકૌવાઓ તો ઘણી જ જાતના જોયા છે, પણ આ તો કોઈ વિચિત્ર જાત હતી. કોણ જાણે કયાંનો એ વતની હશે? પણ એની આંખો! એની ચાંચ હલાવવાની ઢબ, એનો રૂઆબ! એની ગરદન! જાણે આદમી કરતાં સમજવાની તાકાત એનામાં વધારે હોય તેમ લાગતું.

એ પંખી ચિચિયારી પાડતું—બોલતું—કંઈક વિચિત્ર શબ્દો કહાડતું. કેટલાકો એને જોઈ વહેમાતા; કેટલાકો એને ભેદી કસુકો કહેતા. કેટલાકો એની વાણી સાથે પોતાની જિંદગીનું સૂત્ર બાંધતા. ગામડાના આ લોકો પોતાના જીવનને પંખીની સાથે જોડી દેતા, એની ઝબાન અને બોલીમાંથી અર્થ કહાડતા:

ઘણી વાર એ કસુકો હસી પડતો. ખડખડાટ હાસ્ય! ઘણી વાર એ ચુપચાપ રહેતો અને પછી એક ક્ષણે તે કંઈક ન સમજાય એવી ભાષામાં

એ જ શબ્દો બોલતો. એના માલિકના ખભા પર બેઠાં બેઠાં એ કોણે કેવીય સાહ્યબી ભોગવતો હોયને તેમ તે પોતાની ઝબાન ઉચ્ચારતો.

પણ ગામની જુવાન ઓરતો તો એ પંખી કરતાં યે–કસુકા કરતાં યે એ જુવાનના ફાંકડા મુખડાને નિહાળી રહેતી. એની કાળી ભમ્મર જેવી–કેરીની ફાડ જેવી આંખોને નિહાળી રહેતી: જિંદગીનું લાપરવાહપણું એની આંખોમાં દેખાતું: એની પાછળ બીજા લોકો આવતા; ગામના છોકરાઓ અને કૂતરાઓ પણ એ સરઘસમાં શામીલ થતા અને આમ આખું સરઘસ થનારા ખેલોની જાહેરાત કરી બીજે દરવાજે બહાર નીકળી જતું.

[ ૩ ]

ગામની પાછળ ટેકરીઓ આવી હતી; એ મુલક ફળદ્રુપ હતો. વનવૃક્ષની ઘટાથી એ ગામ ઘેરાયેલું હતું. આસપાસનાં દ્રાક્ષનાં ખેતરોમાં પાકતી દ્રાક્ષની આવતી ખાટી મીઠી ખુશ્બુ હૈયાંને તાઝગી બક્ષતી હતી.

કિલ્લાની બહાર દ્રાક્ષનાં ખેતરોની હારની હાર દેખતી હતી, અને આસપાસ આંબાવાડિયાં પણ ભરચક્ક હતાં તેમજ બીજાં જંગલી ઝાડોનો પણ પાર નહોતો. આમ લીલોતરીથી છાએલા પ્રદેશનો એક ભાગ ઊંચો હતો. સામે આવેલી ટેકરી પર કેટલાક શોખીનોએ ઘર બંધાવ્યાં હતાં. અને વચ્ચે આવેલી ખીણમાં વહેતો ઝરો મુસાફરો અને કાફલાવાળા માટે ઉતારા માટેની સુંદર સગવડ બની રહેતો.

ગામનાં લોકો ભોળાં અને અલ્લાહમાં–ઈમાનમાં માનનારાં લોકો હતાં. બે દિવસ પહેલાં જ એવી વાત ઊડી હતી કે પેલો 'કસુકો' (કાકાકૌવો) તો કોઈ ભેદી કસુકો છે; એ ભવિષ્ય ભાખી શકે છે. એની ગરદન સુનેરી છે; એની ઝબાન બીજા કસુકા કરતાં તદ્દન જુદી જ છે. એની બોલીમાં ખુદાઈ અવાજ છે: એની બોલીમાં ભેદભરી જિંદગીની ફિલસૂફી છે. અને આમ ગામ લોકમાં જુદી જુદી વાતો ઊડવા માંડી હતી.

આ જાદુગરો અને ગોળબજોરિયાની ટોળીનું કામ ગામલોકને ગમ્યું. આખું યે અઠવાડિયું, ગયા જુમ્મેરાતના દિનથી માંડીને આ જુમ્મેરાત

સુધી, તો આ ખેલાડીઓના ખેલો જોવા ગામલોક પુષ્કળ એકત્ર થતું: કિલ્લાની બહાર લોકોની મેદની જામતી.

અને જ્યારે પેલી હસીન નાજનીન હુસીના નાચ કરતી, હાથમાં ખંજરી લઈને કોઈ એક ચીજ છેડતી ત્યારે તો જુવાનોનાં હૈયાં પર છૂરી ચાલતી.

'મઝા ક્યા દેતે હૈ અય યાર! ઉન્કે બાલ ઘુંઘરવાલે.
મઝા કયા......'

એનું નામ—હુસીના: ખરેખર એની આંખો અને જોબન; એનું રૂપ અને એની મસ્તી; ગામલોક ઉપર જાદુ ડારી ચૂક્યું હતું: કેટલાંય જુવાન જિગરોમાં એની રમત થડકો જમાવતી; એનું જોબન કેટલાયે જુવાનોમાં મહોબ્બતની મીઠી ચિનગારીઓ—થોડુંક મીઠું દર્દ જગાવી દેતું. ઊંચાં સરૂનાં બે ઝાડે બાંધેલા તાર પર, દોરડાં પર એ ચાલતી—ખંજરી બજાવતી અને તેની નીચે ખભે કસુંકો લઈને ઊભો રહેનાર રહેમાન એને જ્યારે નીચે પડતી ઝીલી લેતો ત્યારે લોકો તાળીઓથી એમના ખેલને વધાવી લેતા.

અને રહેમાન? એ પણ પોતાના શરીરની અદ્‌ભુત તાકાત બતાવતો: એનું સશક્ત શરીર કોઈપણ તંદુરસ્ત પહાડી કિસાનને અદેખાઈ ઉત્પન્ન કરે તેવું હતું. જુવાન બીબીઓ પડદામાંથી એને બરાબર જોઈ લેતી: આ જુવાનની શાદી થઈ હશે? ના, એ તો હુસીનાને જ પોતાની માશૂક—પોતાની બીબી બનાવશે.

સહુ કસરતના તરાહદાર ખેલો કરતું. વાજાંઓ વાગતાં: ઢોલ-નગારાં પર દાંડીઓ પડતી. શરણાઈ બજતી—ડુગડુગી બાજતી: રીંછ પાછલા પગે નાચવા માંડતું, અને સંગીત પણ જોશમાં આવી જતું. લોકો મસ્તીમાં 'મરહબા! આફરીન!' પૂકારવા માંડતા અને પછી બસ! તાળીઓનો ગડગડાટ!

અને થોડીવાર પછી હુસીના રૂ'બાબના તાર છેડે...અને પછી સાથે સાથે રહેમાન પોતાનો પહાડી નાચ કરી બતાવે: ઘેટાં ચરાવનારા

ભરવાડનો મિજાજ એની માશૂક રીઝાવતી હોયને તેમ પાવો બજાવતી, હુસીના રહેમાન પાસે આવે...અને રંગત જામે !

અને પેલો ખૂંધિયો તો ખીખીખીખી હસી પડે...! લોકોને હસાવે !...ગોળબજોરિયાનો વડો માલિક ચાબુકના ફટાકા બોલાવે; ઘોડાઓ કુદાવે અને બીજી રમતો કરે; જ્યારે ચોતરફ શાંતિ હોય ત્યારે એ મોટાં વિશાળ સરૂનાં ઝાડની સાથે મોટું દોરડું બધાયું હોય, તે ઉપર રહેમાન આસાનીથી, જિંદગીની જાણે તે પરવાહ ન કરતો હોય, તેવી અદાથી ચાલવા માંડે: જાણે જમીન પર ચાલતો હોયને તેટલી આસાનીથી તે ચાલતો, અને બધાનાં નયનો એની ઉપર ઢળતાં: અજાયબીથી લોકો એને જોઈ રહેતાં. પછી લોકો અંદર અંદર વાતો કરતાં, 'રહેમાન તો હુસીનાને ચ્હાય છે. હુસીના સાથે રહેમાનનું દિલ લાગી ગયું છે: એની મહોબ્બતમાં તે ગિરફતાર છે. હુસીના રહેમાન સાથેજ શાદી કરશે!'

પણ આ બધા ખેલની અંદર એક ખાસ બીજું આકર્ષણ એ હતું કે રહેમાનને ખભે બેઠેલો તેનો કસુકો એની પાસે આવનાર અમુક આદમીઓ સામે અમુક જ જાતની ઝબાન ઉચ્ચારતો. લોકો કહેતા કે—માનતા કે—તેનામાં ભવિષ્યની આગાહી કરવાની તાકાત હતી અને એની વાત બરાબર સાચી પડતી. તે કહેતો :—

'શાદી હોગી!'

'આફરીન! ફત્તેહ! ફત્તેહ! બાબા!'

'ઉંહ! હયરાન હો ગયા! મોત આ ગઈ!'

ઘણી વાર જ્યારે રહેમાન આનંદમાં હોય ત્યારે બોલતો હતો: 'આફરીન! ફત્તેહ!...ફત્તેહ!...મહોબ્બત! મહોબ્બત!...' ઘણી વાર જ્યારે થાકી જાય ત્યારે, 'હયરાન હો ગયા! મૌત આ ગઈ' એમ બોલતો. 'બહોત મઝા આ ગઈ! મહોબ્બત અયસી ચીજ હય... માશૂક!! માશૂક!!' ત્યારે કસુકો એની આ વાત બરાબર સાંભળી લેતો. પછી કોઈવાર જ્યારે કોઈની ભવિષ્યવાણી કહેતો ત્યારે પણ આવી જાતની ઝબાન ઉચ્ચારતો, પણ બે ચાર જઈફ આદમીઓ અને એક બુઝર્ગ ઓરતે કાલથી ગામમાં એવી વાત ફેલાવી કે 'રહેમાનનો કસુકો

જે વાત કહે છે તે ખરેખર સાચી જ પડે છે. એ કસુકો કોઈ ખુદાઈ કસુકો છે !'

અને જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ ત્યાં મેળો વધતો ગયો. વધુ માનવમેદની જામતી ગઈ. રાત્રિએ શરાબની ધૂન ત્યાં લાગતી. ઇરાનથી આવેલી શિરાઝીની સુરાહીઓ ત્યાં ખાલી થતી. શરાબની રંગતમાં જુવાન આશકો શું શું બકતા હોય તેની તેમને ખબર ક્યાંથી હોય ? એમ ઘણી વાર તો શરાબમાંથી મારામારી થતી : જ્યારે હુસીના નાચ કરવા આવતી ત્યારે લોકોમાંથી શાયરીના શએરો બહાર પડતી. જુદી જુદી જાતના અવાજ આવતા : 'વાહ ! દિલજાની ! પ્યારી દિલદાર !...એક બોસા...'

અને આમાંથી ઘણીય વાર મારામારીઓ થતી અને તે ગંભીર સ્વરૂપ લેતી : આખરે ગામના જમાદારે એવું ફરમાન જાહેર કર્યું કે ભરવાડોએ તેમનાં ઢોરો અને ઘેટાં જલ્દી ઘર તરફ વાળી લેવાં–દરવાજા વહેલા બંધ કરવામાં આવશે, બરોબર આઠ સુધી દરવાજા ખુલ્લા રહેશે–એની અંદર જે કરવું હોય તે થઈ શકશે. પછીથી દરવાજા બંધ થતાં ગમે તે બહાર રહી જશે, તેને અંદર લેવામાં નહિ આવે.

પણ તોયે કેટલાયે શોખીનો કિલ્લાની દીવાલો ચઢીને આ જલસો નિહાળતા. એથી તો તેમને વધુ રંગત આવવા લાગતી. જ્યારે જ્યારે હુસીના આવતી ત્યારે તેની આસપાસ છેલબટાઉ નવજવાનો વીંટળાઈ ને ઊભા રહેતા.........

અને એક દિવસ ખુદ ગામના જમાદારનો ભાણેજ સાદીક બેગ શિરાઝીના ચકચૂર નશામાં હુસીનાની સાથે હદ વગરની દિલ્લગીમાં પડ્યો. તેના દોસ્તોએ તેને અટકાવ્યો, પણ તેણે માન્યું નહિ. પછી થોડાક સિક્કાઓ તેણે એ ખેલાડીઓના માલિક તરફ ફેંક્યા અને બોલ્યો :

'હમારા કિસ્મત...?'

રહેમાન ત્યાં તરત જ હાજર થઈ ગયો. તેણે પોતાના કસુકા સામે એક અર્થસૂચક નજર ફેંકી. કસુકો કૈંયે બોલ્યો નહિ. રોજ કરતાં આજે તે કંઈક વિચિત્ર રીતે રહેમાન તરફ નિરખી રહ્યો; પછી તેણે કઢંગી રીતે

ગરદન હલાવી, પણ આટલી વાર સુધીમાં સાદીક બેગથી રહેવાયું નહિ: તેણે રુઆબથી પૂછ્યું:

'અય...હમારા કિસ્મત?...'

એ સાંજે રહેમાનનાં ચશ્મોમાં એક જાતની બેચેની સાફ સાફ દેખાતી હતી. એના સીનામાં આરામ કરતાં બેકરારી દેખાતી હતી. એનું દિલ ક્યાં હતું? અને પછી કસુકાએ એ ઝબાન ખોલી...'મૌત આ ગઈ!'

અને પછી તે વિચિત્ર રીતે ચાંચને નીચી કરી પોતાના માલિક તરફ નિહાળી રહ્યો.

સાદીક બેગ હસ્યો; ખડખડાટ હસી પડ્યો: 'હા...હા...હા...હા!... મોત!...હમારા મોત! જુઠ્ઠી બાત!...યે કસુકા લાયા કહાંસે?... રહેમાન! ઉલ્લુ કહીંકા?'

અને ફરી એક વાર રહેમાનની ઇચ્છાથી કસુકો બોલ્યો:

'હયરાન હો ગયા!...મૌત આ ગઈ!...અને તે વખતે તો બધે શાન્તિ ફેલાઈ ગઈ હતી, કારણ કે ગોળબજોરિયા લોકોનો આ કસુકામાં ભારે વિશ્વાસ હતો. આ વખતે બીજી વેળા કસુકો બોલતો હતો: 'મૌત આ ગઈ!' શું?...કોનું મોત આવવાનું હતું?...

'તેરે કસુકેકી અયસી તયસી!' સાદીકે જોરથી કહ્યું અને પછી તે જમીન ઉપર થૂંક્યો. એના મોંમાંથી શરાબની બદબુ બહાર આવતી હતી. અને પછી થોડી વારે તેણે થોડાક બીજા સિક્કા જમીન પર ફેંક્યા, 'રહેમાન! તીસરી દફે પૂછતા હું! તેરા કસુકા ક્યા બતાતા હય?'

પણ રહેમાન ખુદ ઝંખવાણો પડી ગયો હતો. એની સારી જિંદગીમાં કસુકાને આટલી ચીવટાઈથી, આટલી ગંભીરાઈથી 'મૌત આ ગઈ!' કહેતાં સાંભળ્યો નહોતો. તે પોતે મર્દ જેવો મર્દ વહેમથી ડઘાઈ ગયો. તેણે ઝંખાઈ ગએલા ચહેરાથી જવાબ વાળ્યો:

'ચુપ કરો અબ!...તુમારી મૌત આ ગઈ સમજો!...યે ઇદ કે પહેલે...કસુકા કભી જુઠ નહિ કહેતા!'

અને ઇદને કેટલા દિવસની વાર હતી?

[ ૪ ]

અને કોણ જાણે કે કેમ બીજે દિવસે આ વાતની ખબર દરેકને કાને પહોંચી ગઈ. જમાદારના ભાણેજ સાદીક બેગના ભવિષ્યમાં મોત જલ્દી છે?...અને એ રાત આવી! કોણ જાણે તે વખતે શરાબ વધુ પ્રમાણમાં પીવાયો હશે કે મસ્તીનું ભાન તેને રહ્યું નહિ!...હસીના નાચતી હતી, રહેમાન ઝીલતો હતો–રીંછ ડુગડુગીના અવાજ પ્રમાણે તાલસર નાચતું હતું–અને ફરી હસીના નાચવા આવી...અને પછી...

'દિલ્દાર!...' સાદીકે એકાએક એનો હાથ પકડી લીધો. ભરી મહેફિલમાં આ પહેલી જ વખત બનતું હતું–સભાના માલિકે ચાબુકનો એક જબ્બર ફટાકો હવામાં બોલાવ્યો. રીંછ નાચતું જ રહ્યું–ચારે દિશાની મશાલો સળગતી જ રહી હતી. દૂર દૂર માણસોના ઓળા વધુ લાંબા લાંબા થતા હતા.

'દિલ્દાર!...' બીજી વખત સાદીક બેગે શરાબી ઝબાન ખોલી–આ વખતે પણ એના મોંમાંથી શરાબની–નાક ફાડી નાખે એવી બદબુ બહાર આવતી હતી.

એની ધ્રૂજતી આંગળીઓ હસીનાના છૂટી ગયેલા હાથને પકડવા મથી રહી. પણ બીજી જ ક્ષણે વાઘની માફક છલાંગ મારી રહેમાન સાદીક બેગ ઉપર કૂદી પડ્યો; અને ભયંકર મારામારી શરૂ થઈ. રંગમાં જબ્બર ભંગ પડ્યો–રીંછની રમત બંધ થઈ. ગધેડા ઉપર વાંદરો બેઠો હતો, તે ચીંચીંચીંચીં કરી નીચે ઊતરીને માલિકના પગ આગળ બેઠો. ગધેડાએ કાન સરવા કર્યા. રહેમાનના ખભા ઉપર બેઠેલો કસુકો હસીનાની ઉપર ઊડવા લાગ્યો. હસીનાએ એને પ્યારભર્યા શબ્દો સંભળાવ્યા......

...અને ત્યાં ભયંકર મારામારી શરૂ થઈ. સાદીક બેગ પણ મજબૂત હતો...પણ અત્યારે એ શિરાઝીથી ચીકાર હતો–પરન્તુ એના સાથીઓ પણ હતાને? તેઓ પણ ચીકાર હતા. રહેમાનની આસપાસ પુષ્કળ આદમીઓનું ટોળું ઘેરો વળી બૂમો પાડતું હતું. માલિક તો ચાબુકનો ફટાકો બોલાવ્યા સિવાય બીજું કંઈ કરતો નહોતો.

...અને ત્રણ મિનિટમાં તો રહેમાને સાદીક બેગને જાનથી ઠાર કરી નાખ્યાના ફેંસલાના ખબરોએ વાતાવરણમાં સનસનાટી ફેલાવી દીધી. સાદીક બેગ જમીન ઉપર મુડદું થઈ ફસડાઈ પડ્યો હતો.

[ ૫ ]

આજે દિવસે જ્યારે આફતાબની રોશનીનો પહેલો લીસોટો કિલ્લાના કેદખાનાની બારીમાંથી કાળા પથ્થરોની જમીન પર પડ્યો ત્યારે રહેમાનને લાગ્યું કે એ કેદમાં પડ્યો હતો. કાલે રાત્રિએ એણે સાદીક બેગને તેની ગેરવર્તણુક માટે જાનથી ઠાર કર્યો હતો: એ વાતથી તે બરાબર વાકેફમંદ હતો.

એમ માલૂમ પડ્યું કે એની સજા હતી—'મોત!' જમાદાર રહમદિલ આદમી હતો. પણ એનો પોતાનો સગો ભાણેજ માર્યો ગયો હતો...તેનું શું? તોયે રહેમાન જેવા જુવાનને મોતની સજા કરવાનું એને દિલ નહોતું; પણ કાયદા પાસે તે નાઇલાજ અને લાચાર હતો. સાદીક બેગનું ખૂન!... એને માટે કોણ જવાબદાર? રાત્રિએ જ્યારે જમાદાર અબ્દુલ વહીદ એકલો પડતો ત્યારે એનાં ચશ્મોના પડદા પર સાદીકનું ખૂને રંગાયેલું મુખ તરવરતું અને પછી રહેમાનને ફાંસીએ ચઢાવવાની વાત યાદ આવતી—તે બોલતો...'યા અલ્લાહ!...પાક પરવરદિગાર!...હવે શું કરવું?'

એને ફાંસી આપવી?......

તે દિવસે સૂરજનાં સોનેરી કિરણો દ્રાક્ષની વેલીઓને જિંદગી બક્ષતાં હતાં. દ્રાક્ષો પાકવા માંડી હતી: હીલોળા મારતાં ખેતરોને તાઝગી બક્ષતી હતી. લીલોતરીમાં એક જાતનો આનંદ અને ઉલ્લાસ દેખાતાં હતાં, દૂર દૂર કિસાનો પોતાનું કામ કરતા હતા. કોઈ અફઘાનીસ્તાનની જૂની ચીજ ગાતું હતું.

જમાદાર અબ્દુલ વહીદ જેલનો દરવાજો ખોલાવી અંદર આવ્યો. શૂન્યમનસ્ક જેવો એક વખતનો જવાંમર્દ આદમી રહેમાન કાળી કોટડીના એક ખૂણામાં ઘાસમાં માથું નાખી બેચેન દિલે પડ્યો હતો.

એની આંખોમાં નિર્દોષતાનું દર્દ હતું. ચહેરા ઉપર આત્માની શાંતિની છાપ હતી. એ બેગુનાહ હતો, એમ એનું દિલ પૂકારી પૂકારીને કહેતું હતું. એના ચહેરાની ઝબાન પૂકારી પૂકારી જમાદારના કાનને ફોડી રહી હતી. એના હાથમાં જંજીરો હતી, એના પગમાં પણ જંજીરો હતી. અને એને લોખંડી વજન બાંધ્યું હતું. મહામુશ્કેલીએ વજન ખેંચી રહેમાન ઊભો થયો. એણે અજાયબી વચ્ચે જોયું કે એના ડાબી બાજુના ખભા પર એનો જ કસુકો આવીને બેઠો હતો. અને એ આ વખતે જાણે કેદીને શાંતિનાં સૂત્રો સંભળાવતો હોય ને તેમ કાશ્મીરી ઝબાનમાં, ન સમજાય એવી હિંદી ઝબાનમાં મીઠા શબ્દો બોલી રહ્યો હતો. જાણે કોઈ રૂપાળી સ્ત્રી, કોઈ જોબનભરી નાજનીન તે વાણી બોલતી હોયને, એવો એ કસુકાના અવાજમાં મીઠો રણકો હતો.

'અને આ ક્યાંથી આવ્યો ?...અહીં ?' જમાદારે પૂછ્યું, જરાક ખોફમાં: 'એ તો તારી પાસેથી ઝૂંટવી લેવામાં આવ્યો હતોને ?...કસુકો ! ...તને એની સાથે લઈ આવવાની મનાઈ કરવામાં આવી હતીને ?'

જવાન રહેમાનનાં ચશ્મોમાં પણ એક આંસુ ઊભરાઈ આવ્યું અને છતાંયે થોડુંક મુશ્કરાવીને તેણે ધીમેથી જવાબ વાળ્યો :

'જનાબેઆલી !...હુઝુર ! તમને ક્યાં ખબર છે ? આ પંખી ઘણું જ વફાદાર હોય છે !–મને શોધતો શોધતો મારો આ કસુકો... આખરે મારી પાસે અહીં આવી પહોંચ્યો... આ બારીમાંથી...'

'બારીમાંથી ?...' જમાદારે કંઈક કુતૂહલ અને કંઈક ભયથી કસુકા તરફ નજર નાખી, 'આ પંખી તો મને ભયંકર લાગે છે. એને જાદુ આવડતું લાગે છે, એને વશીકરણ આવડતું હશે ?...અને જો એ જેલખાનામાં આવી શકે તો પછી તે અહીં તારે માટે દરેક વસ્તુ પૂરી પાડે શકે; કાલે ઊઠીને ચાવી...કાનસ કે જેલ તોડવાનાં સાધનો પણ તે લાવી આપે !... તારા દોસ્તો મારફત તે તને નસાડવામાં મદદ કરે !'

રહેમાન હસી પડ્યો, 'માફ કરો આલાહુઝુર ? કદી નહીં! રહેમાન એવી ચોરીછૂપીથી નાસી જવામાં માનતો નથી...' અને રહેમાન જેલની બારી તરફ ધસડાયો. 'જુઓ મયદાન તો સાફ થઈ ગયું છે ! ક્યાં છે

તંબુઓ? ક્યાં છે અમારો સરંજામ? ક્યાં છે મારી વણઝાર?...મારા લોકો ચાલ્યા ગયા છે! અફસોસ!...' અને તેના વિશાળ ગાલ ઉપર બે આંસુઓ ટપકી પડ્યાં. થોડીવાર સુધી જમાદારે તેની સામે જોયા કર્યું અને પછી પૂછ્યું, '...તારી પાસે આ પંખી ક્યાંથી આવ્યું?'

'એ તો મારા વાલિદે મને આપ્યું છે.' એટલું કહી તે અટક્યો.

'પણ કહેવાય છે કે આવું પંખી તો ઘણું ડહાપણવાળું અને જીવનનું રહસ્ય સમજાવનારૂં હોય છે, ખરૂં ને?...એ અમર હોય છે! એનું મોત નથી હોતું?...' અને જમાદારની આંખો ચમકી.

'હુઝુર! બધી વાતો તમે સાંભળી હશે. મારા વાલિદ ખુદ મારા જેવા અઠંગ ખેલાડી હતા. તેઓ હિંદુસ્તાનમાં ગયા હતા...અને... હિમાલયમાંથી એક સાધુ પાસેથી આ લાવેલા. કહેવાય છે કે હિમાલયની ખીણમાં જ્યાં આદમી બહુ જ જૂજ વસે છે ત્યાં રૂપેરી ઝાડની ડાળીએ આ પંખી બેઠું હોય છે. મારા વાલિદે એક સાધુની જાન બચાવી હતી. અને એના બદલામાં સાધુએ એને આ કસુકો આપ્યો, 'જા! બેટા! આ પંખી તારી જિંદગી સાચવશે.' ત્યારથી આ પંખી અમારી પાસે રહેતું આવ્યું છે. એનામાં ઇલ્મ છે, તાકાત છે; પણ એ અમર છે કે નહિ...તે તો...તે તો ખુદાતઆલા જાણે!...મને માલૂમ નથી.' રહેમાને અપૂર્વ નિખાલસતાથી અને સાચી ઇમાનદારીથી પોતાની વાત કહી.

'અને જો!...જો, ધાર કે હું આ પંખીને જીવતું જલાવી નાખું તો?'

રહેમાન શાંત રહ્યો. એણે પછી પોતાનાં ચશ્મો મીંચી દીધાં; અને પછી જેલની બારી બહાર પડતા ખુશનુમા તડકા તરફ નજર નાખીને ફરી જમાદારના મુખ તરફ જોયું...ઊંડે...ઊંડે નયનોમાં નજર કરી.

'એમ કરવાની જરૂર નથી. જનાબેમન! મને લાગે છે કે પંખી હું જેટલું જીવીશ એટલું જ જીવશે. અને હવે વધુ આવરદા એના માટે નથી રહી.' અને તે પોતાની વિચિત્ર રીતે ફરી હસવા લાગ્યો.

'અને તેં ખૂન કર્યું?...તું ખૂની! બદમાશ!...લ્યાનત હો!' જમાદારે ખોફ અને ધિક્કારના લબ્ઝ ફેંક્યા.

આ જ વખતે રહેમાન પુનઃ જમીન પર ફસડાઈ પડ્યો; પણ તરત જ કસુકો કૈંક મીઠું અને દિલાસો આપતો હોયને તેવું બોલવા લાગ્યો. રહેમાને તેને પોતાની ગોદમાં લીધો અને તેની સુંવાળી પાંખો પંપાળી.

રહેમાનની આંખમાંથી આંસુઓ વહેવા લાગ્યાં અને તેનું હૈયું હીબકા ભરવા માંડ્યું. જમાદારના હૈયા પર એની ચોટ લાગી, 'તું ખૂની છે; હવે એનું ફળ ભોગવ.'

'બરાબર !—' રડતાં રડતાં રહેમાન બોલ્યો, 'ભોગવીશ, પણ સાદીક બેગ મારા કરતાં વધારે જીવવાને નાલાયક હતો. એણે ઇન્સાનિયત ગુમાવી દીધી હતી. હું ઇન્સાનિયત માટે જાન ગુમાવું છું.'

'પણ રહેમાન, તને લાગતું નથી કે તું એક નાલાયક આદમીની ખાતર તારા જેવા લાયક આદમીની જાનની આ રીતે ફાંસીને ખયરિયાત કરી રહ્યો છે ?...તને ખબર નથી કે સારું કયું અને નરસું કયું ?...'

અને આ જ વખતે પંખીએ એક મહોબ્બતભર્યું–સ્નેહાર્દ્રતાભર્યું લટકું કર્યું. રહેમાને તેને પોતાની ગોદમાં લઈ પંપાળ્યું–કસુકાએ એને બરાબર ઓળખી લીધો હોયને તેમ કંઈક બોલ્યો.

'અને આલાહુઝુર, જમાદારસાહેબ ! તમે મારી જિંદગીની કિતાબ વિષે એક લબ્ઝ સુદ્ધાં જાણુતા નથી...કે તે જાણુવાની તમને પરવાહ સુદ્ધાં ન હોય. તમને શી રીતે વર્ણવી બતાવું કે એ ઝાડને બાંધેલાં દોરડાં પર ત્રણથી ચાર મિનિટ સુધી, એક છેડેથી બીજે છેડે સુધી ચાલ્યા જવું એ તલવારની ધાર પર ચાલવા કરતાં વધારે અઘરું છે ?...તમને અમારા ડેરાની આસપાસ રાતે ચોકી ભરવાની રીતની ક્યાં ખબર છે?... તમને અમારા ઇમાન, અમારી જિંદગીમાં ક્યાં યકિન છે ?...અમે આદમિયતને, ઇન્સાનિયતને સંઘરનારા લોકો છીએ...અને એક શહેરથી બીજે શહેર, એક ગામથી બીજે ગામ અમે સંગીત અને શાયરીનો પ્રચાર કરીએ છીએ...એના દામ તમે કેવી રીતે કરી શકો ?...અને પેલી હસીન નાજનીન !...તમે એના ગુલાબ સમા જિગરને કેવી રીતે પિછાની શકો ?...જનાબ ! કોઈ દિવસ તમે ઇશ્ક કે મહોબ્બતના વીંજણાએ તમારા થાકેલા બદનને આરામ બક્ષવાનો ખીયાલ કર્યો છે ખરો ?...

જનાબેમન!...ગુસ્તઆખી મેઆફ કરજો...અમારી જિંદગી એ જિંદગી છે. તમે એ છોકરીને...હસીનાને...હસીનાને એક નાચીઝ લડકી કહો છો, પણ મારા જીવનનું એ સર્વસ્વ છે, એ તમે જાણો છો?...અમારામાં એવું શું છે જેને તમે ધિક્કારો છો?—જેના પર તમે લ્યાનત વરસાવો છો?'

હું એ જિંદગીને કેટલી ચહાઉં છું—આઝાદી...આઝાદી!...આ પંખી જેટલી આઝાદી...અને હમણાં તો અહીં મોતની સજાની રાહ જોતો પડ્યો છું. સારુંય ગામ જેના ખેલ જોઈ તાળીઓ પાડતું—જેનાં સાહસો જોઈ થંભી જતું—જેના નામ પર ગામની નાજનીનો ઓવારી જતી, એને માટે કોઈ આજે ઊભું નહિ રહે?...જનાબ! અમારી જિંદગીને ભોગે અમે સારીય નગરીને આનંદમાં મશગૂલ કરીએ છીએ, અમારી જાનના જોખમે અમે ખેલો કરીએ છીએ—અમારા આંસુથી બીજાને અમે હસાવીએ છીએ અને હવે એ લોકોમાંથી કોઈ પણ મારી તલાશ નહિ કરે...?'

'હા! હા!...હા!...હા!' જમાદાર ખડખડાટ હસી પડ્યો... 'ઘેલો રે...ઘેલો!!...તું બાળક છે? એમ તો તને કોણ મદદ કરવા આવનાર હતું? તું ખેલો કરી શકે છે એટલે તું ફાંસીની સજામાંથી બચી શકે; એમ!...તારા આ પાપનું પ્રાયશ્ચિત તું કેવી રીતે કરી શકે?'

'જનાબ!...જિંદગીમાં કદી ન કર્યાં હોય તેવાં નૃત્ય, નઝાકત અને ખેલો કરી બતાવું?...જાનને જોખમે...સારાય ગામને ખુશ કરી બતાવું? અને મારી હસીનાને લઈ હું સારા ગામને તાજુબ કરી નાખું...ધરતીને ચૂમી લઉં?...કારણ કે તમે મને જીવવા દેવાના છો...મારું તમામ કંઈ હું સવાબમાં—ખયરિયાતમાં આપી દઉં...કારણ કે હું જીવવાનો છું.'

[ ૬ ]

**જ્યાર**ે જમાદાર ત્યાંથી ગયો ત્યારે એનું જઈફ દિલ જુવાન રહેમાનની વાતોથી ઉત્તેજીત બન્યું હતું.—જ્યારે તે કિલ્લાનાં આડાઅવળાં પગથિયાં ઊતરતો હતો ત્યારે તેણે પાછળ કોઈક ઓરતનો વિચિત્ર અવાજ સાંભળ્યો. તેણે પાછળ જોયું તો ત્યાં કોઈપણ નહોતું. ત્યારે જ તે સમજી શક્યો કે એ તો કેદખાનામાં પડેલા રહેમાનના કસુકાનો અવાજ હતો.

બીજે દિવસે જમાદારે એના અમલદારોની એક ખાનગી સભા ભરી અને રહેમાનને તક આપવી કે કેમ, એ વિષે વિવેચન કર્યું... અને આખરે એમ નક્કી થયું કે ગામમાં એક ઢંઢેરો પીટાવવો: જો બાર કલાકમાં આપણા ગામની કોઈપણ કુમારી કે વિધવા—ગમે તેવી ઓરત ઇમાન પર ઝબાન ઉચ્ચારી રહેમાનને પોતાના ખાવિંદ તરીકે સ્વીકારવાની મરજી દેખાડે અને તેની સાથે રહી, તેને સારે રસ્તે દોરે અને શાન્તિથી જિંદગી પસાર કરે તો રહેમાનને ફાંસીની સજામાંથી આઝાદ કરવામાં આવે.—જો રહેમાનને ખરેખર લોક ચાહતું હશે, તો જરૂર કોઈ ને કોઈ બહાર આવશે અને તેને માટે આટલી કુરબાની જરૂર આપશે.

—અને ગામમાં આ વાતની જાહેરાત થઈ. જાણે આ તો રહેમાનની મશ્કરી હોયને, એમ લોકો માનવા લાગ્યા. કેટલીયે નાજનીનો મનમાં તો એને પોતાના હૈયાના હાર તરીકે સ્વીકારવા માગતી હતી. પણ આ રીતે તેની સાથે શાદી કરીને લોકોમાં અળખામણાં થવાની તેમની તૈયારી નહોતી!

બીજા દિવસની બડી ફજરમાં જ જમાદારને બારણે એક ઓરત ખડી રહેલી જોવામાં આવી: તે વિધવા હતી,—અમીનાખાતુન. તે સુંદર નહોતી. તેના વિચિત્ર સ્વભાવ માટે એ મશહૂર હતી. શું રહેમાન તેને પસંદ કરશે?...કે મોતને ભેટવું પસંદ કરશે?...જમાદારથી જરાક હસી દેવાયું!

એના આગલા ખાવિંદને હેરાન કરવામાં અમીનાખાતુને કૈં બાકી રાખી નહોતી: એ વાત સારા ગામમાં મશહૂર હતી. તે ગામની બહાર રહેતી હતી, જ્યાં એનાં પોતાનાં ખેતરો હતાં—પણ એ ખેતરો ખેતીવિહોણાં પડ્યાં હતાં. એનો આગલો ખાવિંદ ભારે શરાબી હતો અને સારીય મિલકત પીવામાં—શરાબમાં જ ખર્ચી નાખી હતી.

અત્યારે આધેડ વયે અમીનાખાતુન એકલી જ ગામ બહારની ઝૂપડીમાં ખેતરને છેવાડે રહેતી અને શાકભાજી વેચી ગુજરાન ચલાવતી. વળી પગમાં તેને એક ખોડ હતી, તે લંગડાતી લંગડાતી ચાલતી.

'મને ખબર છે કે રહેમાન જેવા લોકો બડા ખતરનાક હોય છે!' એણે જમાદારને વાતચીતમાં કહ્યું.

'તો પછી તમે શા માટે રહેમાનની પસંદગી કરી?'

વિધવા ચુપ રહી. તે એકલી–સંતાનવિહોણી હતી. તેણે ધીમેથી કંઈક કહ્યું: જમાદાર સમજ્યો નહિ!

'હા! હું બરાબર કલ્પી શકું છું. તમને સંતાનની ભૂખ છે. પણ આ પરદેશી પાપીને તમે તમારી બિસ્તરનો ભાગીદાર બનાવો, તે પહેલાં સો વાર વિચાર કરી લેજો. પાછળથી પસ્તાવો ન થાય!'

અને આ ઝબાન સાંભળી અમીનાખાતુને કપાળે કરચલી પાડી, જરાક ગુસ્સાથી કહ્યું:

'તમારી ભૂલ છે! તમે તમારા દામથી એને જુઓ છો. પણ જુઓ તો-ખરા! એ જુવાન છે. મારા બિસ્તરને, મારી સંતાનની ભૂખને એની સાથે કશો સંબંધ નથી. મને સંતાનની તલપ હોય તો પણ હું એક ખૂનીના સંતાનની ભૂખી નથી! એના કરતાં વાંઝણી રહેવાનું હું પસંદ કરૂં છું. મારો આગલો ખાવિંદ શરાબ પી પીને મરી ગયો. મેં એને સુધારવાનો પ્રયાસ કર્યો, પણ નકામો. આ જુવાનને હું સુધારીશ... એનામાં તાકાત છે, જમાદાર સાહેબ! મેં એને તાજુબના ખેલો કરતો જોયો છે. એની આટલી તાકાતનો આવો ઉપયોગ જોઈ હું ગુસ્સે થતી હતી. એને મને સુપરત કરો અને એ કામ માટે, દુનિયા માટે, વતન માટે કામ કરતો બની જશે–એને હું કામમાં લઈશ.'

જમાદાર વધુ ન બોલ્યો; તેણે કરારનામું તૈયાર કર્યું. નિકાહ માટેની બધી વાતો કરી.

'પણ જમાદાર સાહેબ! મારી એક વિનંતી સ્વીકારશો? એને સુધારવા હું પ્રામાણિક રીતે પ્રયાસ કરીશ; પણ જો મારા ઘરમાંથી એ ભાગી જાય તો?–એ માટે તમે એના પર આંખ રાખવાનો બંદોબસ્ત ન કરો?'

'વચન!'

અને અમીનાખાતુન તો ગઈ.

[૭]

આજે દિવસે મગરીબ વખતે કાજીની હાજરીમાં રહેમાન અને અમીનાખાતુન મસ્જિદમાં જઈ 'બીબી અને ખાવિંદ' બની ચૂક્યાં.

કાજીએ દુઆ આપી, 'આમીન!'ના લબ્ઝ સાથે એમને વિદાય આપી. અમીનાનાં ચશ્મો જમીનને નિહાળતાં હતાં. રહેમાનનાં નયનો પણ એ સ્થળેજ હતાં—જાણે બન્ને પ્રાયશ્ચિત કરતાં હોય ને!...પણ નિકાહ પઢાઈ ગયા—શાદી થઈ, તેજ વખતે કસુકાએ શાંતિનો ભંગ કર્યો હતો.

રહેમાનને ખબર પડી કે પોતે અમીનાનો ખાવિંદ બન્યો છે ત્યારે એના હોઠ બિડાયા: એને સજા સહન કરવાની હતી. આ પણ એવીજ સજા હતી ને? એક પણ શબ્દ બોલ્યા વિના તે ગુપચુપ અમીનાની પાછળ પાછળ ચાલ્યો ગયો.

પાછળ કેટલાક મશ્કરીભર્યા અવાજો સંભળાયા: કાને બહેરો હોય તેમ નીચી મૂંડીએ રહેમાન પોતાની 'અમીનાબીબી'ની સાથે ચાલતો હતો: ખભે એનો કસુકો બેઠો હતો.

અને જે જંગલમાં તેણે પોતાના ખેલો કરી લોકોને ચકિત કર્યા હતા. તે વનમાંથી પસાર થઈ તે અમીનાનાં ખેતરને ખૂણે આવેલી એક ઝૂંપડીમાં આવી પહોંચ્યો.

'આ ઘર!...આ ઘરમાં તમે પગલાં માંડો...આજથી ખુદાતઆલાની નજરમાં તમે મારા ખાવિંદ છો—આ ઘર મારૂં—તમારૂં—આપણું છે!'

અંદર એક ચિરાગ જલી—ટમટમી રહ્યો હતો—જાણે એ પણ ઘરમાં આવકાર આપતો હોય તેમ રહેમાનને લાગ્યું. બંને ઘરમાં દાખલ થયાં અને બહારથી બારણું બંધ થયું.

અને પછી એ બંધ થયેલાં બારણાં પાછળ શું થયું એ જાણવાને ગામલોકોને અંજાયબી વચ્ચે મહિનાઓની રાહ જોવી પડી. કાલેજ

કંઈક થશે, એવી વાતો હવે અસંગત થઈ હતી; કારણ કે અમીનાની પહેલી શાદી તો બહુ જ ખૌફનાક નીવડી હતી, એ ગામલોકને ખબર હતી.

અમીનાખાતુન ખરેખર રહેમાન સાથે શાંતિથી અને આનંદથી રહેતી હતી. એના જેવો ફાંકડો જુવાન ક્યાંથી મળે? એ તો તેને પોતાની જિંદગીનો એક અનન્ય ઉત્સવ ગણતી હતી: આખો દિવસ રહેમાનના ખોળામાં પોતાનું માથું રાખીને અગર તો રહેમાનનું માથું પોતાના ખોળામાં લઈને મહોબ્બતની આ નવી દુનિયાના લ્હાવા લૂંટવામાં મશગૂલ રહેતી. હવે, બીજાઓ એમ માનવા લાગ્યા હતા કે અમીના રહેમાનને એક ગુલામ તરીકે રાખતી હતી. એને વિષે અનેક જાતની અફવાઓ ઊડતી હતી: પરંતુ ખરૂં જોતાં તો અમીના પોતાની તમામ શક્તિ આ ખેલાડીની તમામ શક્તિને સુપંથે વાળવાના પ્રયાસમાં ખર્ચતી હતી. મહોબ્બતનાં મીઠાશ અને સુખ જે અમીનાએ કદી અગાઉ અનુભવ્યાં નહોતાં તે સર્વ તેને સમજાવા લાગ્યાં. એની આધેડ વયમાં એને નવી જિંદગી સાંપડી. એની જિંદગીનો રાહ જ બદલાયો હતો.

અને રહેમાન પણ એના દિલનાં ઊંડાણમાં આ તમામ પરિવર્તનને આબાદ સમજતો હતો. એક વચનને ખાતર અમીનાની બધીય આજ્ઞાને એ માથે ચડાવતો હતો. ઘણી વાર એને આ ઘર છોડી જવાના વિચાર આવતા; પણ તે અટકી જતો. એની પાસે ખેતર હતાં. એને એની જિંદગીની વણઝારનો રણકો બોલાવવો હતો. એ સંગીત, એ આઝાદ જીવન અને એ આકાશના તારાઓ નીચે જિંદગી પસાર કરવાની મઝા એનું ગઈકાલનું સ્વપ્ન બની રહ્યાં.

પણ ગામની ઇજ્જત રહી જાય એવાં સરસ દ્રાક્ષનાં ખેતરો એણે તૈયાર કર્યાં હતાં: ફાંસીએ ચડનાર જુવાન રહેમાન એક બાહોશ ખેડૂત તરીકે ગામની આંખમાં બેઠો હતો.

અને જ્યારે ઇદ આવતી ત્યારે દિલને બહેલાવવા રહેમાન મહિનાઓ સુધી અમીનાના ઘરમાં પડેલી એક જરીપુરાણી દિલરૂબાના તારને છેડતો. જમાદાર આ ગીત સાંભળીને થંભી જતો. એને ખબર પડી કે જેને તે જાનથી ઠાર કરવાનો હતો તે અત્યારે હિલોળા મારતાં અનાજનાં ખેતરો

સરજી શક્યો છે. આજે ત્રણ સાલ થયાં વેરાન પડેલાં અમીનાનાં ખેતરો લીલાંછમ થઈ ચૂક્યાં છે. અમીનાની જિંદગીની વાડી પણ લીલી બની ચૂકી છે. આ વર્ષની એના ખેતરોના પાકની લણણી ગામમાં સારામાં સારી કહેવાઈ.

હજીયે જમાદારને સદાનું ઉખ્યાણું—પેલો કસુકો—એમ ને એમ અણઉકેલ હતું. હજીયે તે કસુકાને રહેમાનને ખભે બેઠેલો નિહાળતો. તે બોલતો: 'રહેમાન!...રહેમાન!'

પણ પાછળથી એને ખબર પડી કે આ પંખી અને અમીના વચ્ચે વેર બંધાણું છે. કારણ કે રહેમાનનું પંખી પર અજબ વહાલ હતું.

[ ૮ ]

બે વર્ષનાં વહાણાં વાઈ ગયાં—અને આજે ફરી અમીના બે વર્ષ પછી જમાદારને બારણે હાજર થઈ. આ વખતે તેના હાથમાં રેશમી કપડામાં વિંટાળેલો એક કરંડિયો હતો.

'શું છે?'

'આ કસુકો!...હું અહીં લાવી છું—હું એનાથી કંટાળી ગઈ છું. જમાદાર સાહેબ! આ પંખી સાથે પળેપળ તકરાર થાય છે—એની સાથે લડવાની, એનો મુકાબલો કરવાની મારામાં તાકાત નથી. મને તો એની બીક લાગે છે કે રખેને તે મારી ભવિષ્યની આશાને કરમાવી નાખે. મારા ભવિષ્યના ચિરાગને આ કસુકો બૂઝાવી નાખે—મારું ભાવિ અંધકારમય બનાવી દે!'

અને તેણે એ પંખીની ઝીણી સાંકળ ટેબલ પર મૂકી: મોત-મિસાલ શાન્તિથી પક્ષી ટેબલ પર બેસી ગયું: કસુકાના ચહેરા ઉપર ન સમજાય તેવી વિચિત્ર બેકરારી, બેચેની અને ટંડી શાન્તિ દેખાતાં હતાં.

'પણ આ પંખી...આવડું પંખી?' જમાદારે તાજુબીથી પૂછ્યું.

'હા જી, જનાબ! આ પંખી જ મારી જાન લેશે.' અમીનાબીબી તાડુકી ઊઠી; અને પછી તેણે કહ્યું: 'ફરી પેલા મૂઆ મદારીઓની—

ગોળબજોરિયાઓની વણઝાર આવી પહોંચી છે: કાલે જ આવી છે. રહેમાન એના ખ્યાલમાં પાગલ બન્યો છે.'

'હું તે જાણું છું–દરેક વર્ષે બનતાં સુધી દ્રાક્ષની ચૂંટણી થાય છે ત્યારે–આ મદારીઓ અહીં આવે જ છે. પણ એક વાતનો બરાબર વિચાર કરી લેજો. તમે આ પંખીની સામે ફરિયાદ કરો છો એનો અર્થ એ કે તમે તમારા ખાવિંદની સામે ફરિયાદ કરો છો; ખરૂં ને?'

'પણ મહેરબાન! એક ભટકતી ટોળીના આદમીને ઘરમાં વસતો કરવો એ બડી મુશ્કેલીનું કામ છે. જનાબ! મારે એની પાછળ કેવી તકલીફ ઊઠાવવી પડતી હશે, એ હું અહીં કહેવા માગતી જ નથી. મેં એને મારો બનાવવા કેવી અને કેટલી કોશિશ કરી છે! પણ આ કસુકો: એ જ મારી આડે આવે છે. ઘણીવાર મને લાગે છે કે આ પંખીને જાણે ઇન્સાનનું દિલ હોય!...'

'એ તો બધા ફુઝુલ ખ્યાલો છે!'

'ના, હુઝુર, ના! પંખી સાથે મારા શાહર કલાકો સુધી વાતો કરે છે: પોતાની ખાસ ઝબાનમાં કોણ જાણે શુંયે બોલતા હશે? મીઠી ઓરતની ઝબાનમાં જ્યારે આ કસુકો બોલે છે ત્યારે મારા ખાવિંદ એના પર એટલા મુગ્ધ થઈ જાય છે કે હું એ જોઈ શકતી નથી. આમ કેમ ચાલે? અને વળી અધૂરામાં પૂરૂં, એના દોસ્ત મદારીઓ પાછા અહીં આવ્યા છે: એ ઘરની બહાર બેસી...બસ...ત્યાં જ જોયા કરે છે. અને રાત્રે ત્યાં આતશ જલવા લાગે છે ત્યારે એ ગાંડાતૂર...પાગલ બની જાય છે. કોઈ ગાતું હોય છે ત્યારે તો મસ્ત અને મશગૂલ બની જાય છે. અને પછી મારા દિલમાં દર્દ જન્મે છે: હું જલવા લાગું છું. મારાથી એ સહન નથી થતું અને આવે વખતે આ મૂઓ કસુકો એની સાથે મીઠી મીઠી વાતો કરે છે, મારાથી છાની ઝબાનમાં, જમાદાર સાહેબ! મારી આરજૂ છે કે આ મૂઆ પંખીને તમે અહીં જ ખત્મ કરી નાંખો એટલે બસ!'

'પણ તમે આ પંખી ઉપર આટલી બધી લ્યાનત વરસાવો છો તો પછી મારી પાસે એને શા માટે લાવ્યાં?' જમાદારે પૂછ્યું, 'તમે જ ખુદ એ પંખીને ખત્મ કરી નાખો ને?'

ઓરતનો ચહેરો એકદમ ફિક્કો, સફેદ રૂની પૂણી જેવો બની ગયો. ' જમાદાર સાહેબ ! તમને એ પંખી મૂઉં ખૌફનાક નથી લાગતું ! ઓહ ખુદા ! હું તો એનાથી ડરૂં છું. એને મારવાની મારામાં હિંમત કે તાકાત નથી; વળી કેટલાકો કહે કે કસુકા તો અમર હોય છે–'

જમાદારે કેટલીયે વાર સુધી એ પંખી તરફ સ્થિર નયને જોયા કર્યું. કસુકો તો મોત જેટલી ખૌફનાક શાંતિ ધારી ટેબલ પર બેઠો હતો. આવે સમયે એનો દેખાવ એટલો વિચિત્ર બની જતો કે જોનારના દિલમાં એથી કંપારી જન્મતી.

...અને સહસા, ઓચિન્તા જ એ કસુકાને વાચા આવી. એ ઓળખીતી ઝબાનમાં બોલ્યો :

' ફત્તેહ, બાબા ! મહોબ્બત, બાબા !...ઓર મોત આઈ!...'

કેવા શબ્દો ! આ બધું એટલું બધું ભયજનક અને ખૌફનાક લાગતું હતું કે જમાદારનો હાથ એના હૃદય પર ફરી વળ્યો. એને આખે શરીરે પરસેવો થઈ આવ્યો હતો. પણ અમીનાબીબી તો શાંતિથી ઊભી હતી.

' આ મારૂં ભવિષ્ય કહે છે–આગાહી...આગાહી !' તે બોલી.

પૂરા બે દિવસ સુધી એ પંખી જમાદારને ત્યાં રહ્યું. એક દાણો પણ ખાધા વિના, એક કેદીની દશામાં–બંદીવાન બનીને: એ દરમિયાન એ કંઈ બોલ્યું જ નહિ. ત્રીજે દિવસે અમીનાખાતુન દુ:ખભરી હાલતમાં ખુલાસાના એક શબ્દ વિના પંખી પાછું લઈ જવાની આજીજી કરતી ત્યાં આવી પહોંચી.

' મહેરબાની કરી કસુકો પાછો આપો.' અને એટલું જ કહીને દીવાનાની માફક તે પોતાને ઘેર ચાલી ગઈ.

અને એ પછી થોડા સમયે એક રાત્રિએ અમીનાખાતુનને ત્યાં એક બેટો અવતર્યો.

[ ૯ ]

સાત વર્ષ વહી ગયાં : યાકુબ સાત વર્ષનો થયો. ગામમાં પ્લેગના વાયરા હતા. અમીનાખાતુન પ્લેગનો શિકાર બની !...સાત અઠવાડિયાંના સખ્ત બુખારમાં એ ઊકલી ગઈ...છેલ્લા દિવસો દરમિયાન એની ગરદન ઉપર આસ્માની રંગના ચટાપટા જણાયા...અને સાતમા અઠવાડિયાના છેલ્લા દિવસે એનો છેલ્લો શ્વાસ ચાલતો હતો ત્યારે તો તેના આખા શરીરે પણ ચટાપટા ફૂટી નીકળ્યા હતા !

એના ખાવિંદે એની દફનક્રિયાની તમામ વિધિ કરી : અને કફનમાં લઈને બહાર જવાની તૈયારી થતી હતી તે વખતે જ સામે દૂર સુદૂર ખેતરમાં રહેમાનની ટોળકીએ પડાવ ઊઠાવીને–વણઝારને રવાના કરવાની તૈયારી કરી હતી. ગાડાં બંધાઈ ચૂક્યાં હતાં–રીંછ કંઈક વિચિત્ર અવાજ કરતું હતું. વાંદરાઓ ખી ખી ખી અવાજ કરતા હતા. ગધેડા ભૂંકવા લાગ્યા ! ઘોડાએ પગ ઊછાળી મસ્તી કરવા માંડી હતી.

અને રાત્રિ થઈ ત્યારે ટેકરી પર–જ્યાં રહેમાનનાં ખેતર અને તેને ખૂણે ઘર આવેલ હતાં ત્યાંથી – દૂરથી અવાજ આવતો હતો.

રહેમાન બહાર બેઠો હતો, અંદર એનો દીકરો યાકુબ સૂતો હતો : 'અમીના જન્નતનશીન થઈ !' ચિંતામાં રહેમાનના કપાળપર કરચલી પડી હતી: બારણામાંજ કસુકો બેઠો–પણ એના ગળામાંથી કોઈ તાજુબીભર્યા, ગમગીનીભર્યા, સૂરો સરકતા હતા: જેમ જેમ રાત્રિ ચડતી ગઈ તેમ તેમ એ સૂરો વધુ ને વધુ ઘેરા બનીને વધુ પ્રમાણમાં હવાઈ પ્રવાહમાં તણાતા જતા હતા.

* * * *

—અને અમીનાખાતુનના જન્નતનશીન થયા પછી એક દિવસ, જ્યારે ફરી ગોળબજોરિયા લોકો ગામની બહાર આવીને પડાવ નાખી પડ્યા હતા, ત્યારે રહેમાન એક મામુલી પ્રેક્ષક તરીકે, તમાશબીન તરીકે ત્યાં આવ્યો હતો. રાત વધતી ગઈ તેમ એક ક્ષણે રહેમાન મદારીઓની–ખેલાડીઓની છેક અડોઅડ આવીને, આગલી હારમાં ખડો થઈ ગયો. અને જ્યારે બે ઝાડને બાંધેલા દોરડા પર ચાલવાનો વારો આવ્યો ત્યારે

તે છલંગ મારી દોરડા પર ચડી ગયો અને ગામની તાજુબી વચ્ચે પોતાની જિંદગીને રમતમય કરી નાખી.

અને આ વાત સારાય ગામમાં ફેલાઈ ગઈ—સનસનાટીભર્યા ખબરની મિસાલ : જમાદારને લાગ્યું કે રહેમાન ફરી પાછો મદારીઓની સાથે ચાલ્યો જશે: વળી પાછું શું રહેમાનનું ખૂન ઊછળી આવ્યું? ઠરી ગએલો અંગાર શું ફરી ભભૂકી ઊઠ્યો?—જમાદારને થયું કે ફરી રહેમાનની જૂની સજા કાયમ રાખવી. એ રહેમાનને ઘેર જવા ઊપડ્યો:

સંધ્યામાંથી સોહામણી રાત બનતી હતી : બહાર તંબુમાંથી સંગીતના સૂરોની રમઝટ જમાદારને કાને પડતી હતી: ચાંદાનો ગોળો સામેની ટેકરીના પેટાળમાંથી બહાર આવતો હતો.

જમાદાર, યાકુબના—રહેમાનના ઘર આગળ આવીને અટક્યો. તેણે રહેમાનને કોઇની સાથે સ્પષ્ટ વાત કરતો સાંભળ્યો. પણ એ જેની સાથે વાત કરતો હતો તે એનો બેટો યાકુબ તો હરગીઝ જ ન્હોતો. એ કોની સાથે આટલી છૂટથી વાત કરતો હશે? પણ જેમ જેમ તે નજદીક ને નજદીક આવતો ગયો તેમ તેમ એની એ ધારણા ખત્મ થતી ગઈ. અંદર એક ઝાંખો ચિરાગ જલી રહ્યો હતો. હમણાં જ ચેતાવેલા લોબાનની ખુશ્બુ હજી પણ તાજી હતી: જમાદારે જોયું કે રહેમાન તો પોતાને ખભે બિરાજેલા કસુકા સાથે વાતચીત કરતો હતો:

'સલામ અલયકુમ્મ! રહેમાન!' જમાદાર બોલ્યો.

કસુકાએ બોલવું એકદમ બંધ કર્યું અને જાણે ઊંઘમાંથી જાગતો હોય તેમ રહેમાન ચોંક્યો : કંઇક અજાયબી અને કંઇક ભયથી તે જમાદાર સામે જોઈ રહ્યો.

'ભાઈ, લોકો વાતો કરે છે કે તમને તમારી બીબીના ગુજર પામવાથી ભારે દુ:ખ થયું છે.'

'હા જી, અલ્લાહની મરજી; ખયર! જમાદાર સાહેબ!'

'હા, તમારી બીબી ખરેખર બીજી દેખાવડી ઓરતો કરતાં વધારે જાતવાન હતી.'

'એ તો દરખ્ત (ઝાડ) જેવી હતી.' રહેમાન બોલ્યો, 'એનાં મૂળિયાં મજબૂત થતાં અને પોતાના શરીરને તાપમાં જલાવી બીજાંને રક્ષણ અને છાંયડો આપતી અને પછી ફળ પણ આપતી.'

'તારે મુખેથી આ વાત સાંભળું છું અને હું ગામમાંથી જે સાંભળું છું એથી મને ખરેખર તાજુબી લાગે છે. રાત્રિએ તારા ઘરમાંથી સંગીતના સૂરો સંભળાય છે. આ તે કઈ જાતનો શોક? શું હુસીના રોજ રાતે તારા ઘરમાં સરકી આવે છે? લોકો એમ વાતો કરે છે.' જમાદારે ધીમેથી કહ્યું.

રહેમાન કૈં બોલ્યો નહિ. હુસીનાનું નામ સાંભળી તેણે લાંબો નિશ્વાસ નાખ્યો અને જમાદાર એની તરફ તાકીને જોઈ રહ્યો—પછી જમાદારે પૂછ્યું:

'આ તારો કસુકો શું કહે છે?'

'તે તો પોતાની પૂરાણી કહાણીઓ કહે છે: જુદી જુદી નગરીની, દૂર દૂરના દેશોની તરહ તરહની એ વાતો કરે છે. એ કહે છે: આ દુનિયામાં સોનેરી નગરીઓ પણ છે અને કાળા દિલના ઇન્સાનો—કાળા જિગરના આદમીઓ પણ છે; એવાં જંગલો છે કે જ્યાં રંગબેરંગી પતંગિયાંઓ પુષ્કળ હોય! અને ઝેરી સાપ પણ હોય છે: દુનિયા તો અજાયબીથી ભરપૂર છે. એક પહાડની પાછળ બીજો ઊંચો હોય છે, તેની પાછળ ત્રીજો હોય છે: એમ હારમાળા ચાલે છે, કોણ જાણે ક્યાં સુધી? આ કસુકાએ મને એવા રસ્તાની, મંઝિલની કહાણીઓ કહી કે જેનો છેડો ન હોય...અને સંગીતના સ્વરો વિષે પણ એણે મને કહ્યું—કેટલાયે સૂરો અને સ્વરો છે—અસંખ્ય...! અને તે અનન્ત છે! અજબ...! આપણે મરી જઈશું ત્યારપછીયે એ સંગીતના એ સૂરો ગવાયા જ કરશે!......

'અને પછી તેણે મને કહ્યું—એક ખૂબસૂરત નાજુક પંખીસમી ગુલબદન—મીઠી મધુર માશૂક તેને હતી: પણ હમણાં એને એક બદમાશ રાજો પોતાના મહેલમાં લઈ ગયો છે...એ રાજાશાહીને હવે શાપ દે છે—કોણ જાણે એ ક્યાં હશે?—કે પછી તે કોઈ ખાઈમાં પડીને કંગાલિયતભર્યું મૃત્યુ ભોગવી ચૂકી હશે?—કે કોઈ સ્થળે હજીયે એ મધુર

ગાન ગાતી નૃત્ય કરતી હશે?...સોનેરી જ્યોતસમોવડી એની...એ... આશક! એની દિલ્દાર!'

એકાએક જમાદારે જોરથી અને સહજ ગુસ્સાના આવેગથી પૂછ્યું, 'તું કહે ને કે હવે આ બધા તારાજ ખ્યાલની દુનિયા છે? હું જાણું છું કે તું હવે શાના ખ્યાલ કરે છે આ બધા! તને કસુકાએ આ બધી વાતો કહી? નહિ! નહિ! તું જુઠું બોલે છે! તું તારી જન્નતનશીન બીબીનો ખ્યાલ કર–તારો બેટો અંદર સૂતો છે એનો વિચાર કર!'

રહેમાને આ શબ્દો સાંભળ્યા ત્યારે એ ચમકયો–એ પોતાની સ્વપ્નસૃષ્ટિમાંથી–ગુલાબી ખ્વાબની દુનિયામાંથી સફાળો જાગૃત થયો–તે એકદમ પોતાના બે ઘુંટણ વચ્ચે માથું નાખીને, બાળકની માફક ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો.

'રડ મા! ભાઈ! શા માટે આટલું દુ:ખ? શા માટે રડે છે?'

'મારી ખોવાયેલી જિંદગી માટે...મારી ખોવાયેલી સુખી જિંદગી માટે...' ડુસ્કાંમાંથી શબ્દો સર્જાતા હતા.

'તને માફ છે તારા તમામ ગુનાહ!' જમાદાર બોલ્યો: 'પણ સાંભળ રહેમાન! તું તારી મરજીમાં આવે ત્યાં જઈ શકે છે. તારા બાળકની બધી વ્યવસ્થા હું કરીશ. હું તારી જિંદગીના મિજાજને ઓળખી શકયો છું. જો, હવે રડ નહિ. ત્રણ દિવસમાં તો મદારીઓનું ટોળું પોતાના ડેરા–છાવણી ઊપાડીને રવાના થશે.'

એટલું કહી જમાદાર ચાલ્યો ગયો–રહેમાનને વિચારમાં મૂકીને.

## [૧૦]

આજે દિવસે બપોરે ગોળબજોરિયા–ખેલાડી લોકો પોતાની વણઝાર લઈને ઊપડી ગયા ત્યારે જમાદારને એ ચોક્કસ ખબર ન મળી શક્યા કે રહેમાન પણ એમની સાથે ઊપડી ગયો કે કેમ! અને એથી તે સાંજે તપાસ કરવા બહાર નીકળ્યો. આફતાબ તો હમણાંજ પહાડો નીચે છૂપાઈ ગયો હતો. સામેજ ઝાંખો ચિરાગ જલતો હતો.

જમાદારે ધીમેથી અંદર ડોકિયું કર્યું. કસુકો બેસતો હતો એ સ્થાન ખાલી પડયું હતું. જરૂર એ બહાર ગયો હશે,–એમ ધારી જમાદાર આવ્યો.–દૂર દૂર ટેકરી પર કોઈ ધીમે ધીમે ગાયબ થતા આદમીની આકૃતિ તેને દેખાઈ. એની નજર સામે જ લીલાં લીલાં ધાન્યનાં કણુસલાંથી લચી પડતાં ખેતરો પવનના વાયરા સાથે હિલોળા લઈ રહ્યાં હતાં અને ઉપર નજર કરતાં ટેકરી ઉપર વાદળાંઓનો ઢગ આરામ લઈ રહેલો દેખાયો. જમીનની ખાટી મીઠી ખુશ્બુ એમાંથી બહાર આવતી હતી.

થોડે દૂર એને હવે એક નાનકડો છોકરો પણ દેખાયો–એની સાથે એક કદાવર બાંધાવાળો એક આદમી ઘેરાતા અંધારામાં કશાકથી ગાંસડી બાંધતો દેખાયો. જમાદાર અબ્દુલ વહીદે ઉતાવળી ગતિએ એ બે ખેતરોને વટાવી દીધાં.

'એ જ...આ તો બાપ અને દીકરો...રહેમાન અને તેનો બેટો યાકુબ!...' આશ્ચર્ય અને આનંદની મિશ્ર લાગણીઓ અનુભવતા જમાદારના મુખમાંથી શબ્દો સરી પડ્યા.

અને આખરે બંને સામસામા મળ્યા.

'કાં રહેમાન! ખુશમિજાજમાં?'

રહેમાને ડોકું ધુણાવ્યું.

'આજે તારો કસુકો શું કહે છે? તું ગયો શા માટે નહિ? તને તો મેં રજા આપી દીધી છે ને?'

'આજે જ્યારે ખેલાડીઓએ પડાવ ઉઠાવ્યો અને રવાના થયા ત્યારે...કસુકો મરી ગયો...ઓહ!' ગંભીરાઈથી રહેમાનના મુખમાંથી શબ્દો સર્યા. એની પાંપણ ભીની થઇ હતી.

'ઓહ!! તાજુબી!' જમાદાર બોલ્યો.

'એટલે એ અમર તો નહોતો જ!'

'કદાચ હતો અને કદાચ નહિ!–અને આપણે એ વસ્તુઓ સમજી શકતા જ નથી'–સમજવાની તાકાત ખુદાએ આપણુને નથી બક્ષી. રહેમાને શાન્ત જવાબ વાળ્યો.

જમાદારની આંખમાથી દડદડ આંસુઓ સરતાં હતાં.

'શા માટે રડો છો?' આ વખતે રહેમાને પૂછ્યું.

જમાદારે જવાબ ન આપ્યો—તેનાથી આંસુ રોકી શકાયાં જ નહિ.

જમાદારની વાત પૂરી થઈ કે નહિ, એ તો મને બરાબર માલૂમ નથી; પણ—એ જ વખતે સામેની મસ્જિદના મિનારાપરથી મગરીબની આઝાન સંભળાઈ.

'લાઇલ્લાહ......ઇલ્લ.:.લલ્લાહ !...' આમીન!



# ૫. ....ઘૂમરીઓ વચ્ચે....!!!

જેલમાંથી બહાર નીકળીને ઇસ્માઇલ એકદમ પોતાના પુરાણા દોસ્ત બિરજુ પાનવાલાની દુકાન પાસે આવીને ઊભો રહ્યો: પણ ત્યાં તો બિરજુ કે તેની માને બદલે કોઈક બીજું જ બેઠેલું એને દેખાયું! એ હતી એક વૃદ્ધ ઓરત. ઇસ્માઇલે જતાં વ્હેંત જ એ ઓરત પાસે જઈ કહી નાખ્યું: 'અમ્મા! યે બિરજુકી દુકાન હય ના?'

'હાં, હય. કયા ચાહિયે? પાન ખાઓગે?'

'નહિ–નહિ! મગર બિરજુ કહાં હે?'

'બિરજુ તો લશ્કરમેં ભરતી હોને કે લિયે પંજાબકો ચલા ગયા. ઉસકી માને ભી પંજાબકો ચલ દીયા. મંય બિરજુકી મૌસી હું.'

'મૌસી? ચલો, તુ હમારી દૂસરી અમ્મા!'

'હાં. કયા હય, બોલો?' બિરજુની માસીએ જરાક ચિંતાની છાયા ચ્હેરા પર બિછાવતાં કહ્યું.

'દેખો અમ્મા! મંય સીધા જેલસે ચલા આ રહા હું...' ઇસ્માઇલ કંઈ આગળ બોલે, એ પહેલાં તો 'જેલ' શબ્દથી ડોસી ગભરાઈ અને જોરથી બોલી ઊઠી: 'તુમ્હે પાન ખાના હો તો ખા લો, વરના ચલે જાઓ યહાંસે: ફુઝુલ બાતેં બનાને કયોં આયા હય, રે?'

પણ ઇસ્માઇલે ધીમેથી કહેવા માંડ્યું: 'દેખો અમ્મા! બડા ગજબ હો ગયા હે! જીસ લિયે મંય જેલ ગયા, ઉસી લિયે બિરજુ જંગમેં ગયા! યહ કૈસે હો સકતા હે?'

'તો કયા તેરી તરહ જેલ જાય? તેરી તરહ ચોરી કરે? ખૂન કરે?...ઓહ!'

'નહિ અમ્મા! મંય જેલ ગયા ઉસકા કારન તુમ નહિ જાનતી.' ઇસ્માઇલે હસીને કહ્યું.

ઇસ્માઇલને પેટમાં કકડીને ભૂખ લાગી હતી: એ ભૂખની પાછળ એક બીજી જ ભયંકર ભૂખનો દાવાનળ જલી રહ્યો હતો. બાર મહિના પહેલાં એણે શણની મિલોના કામદારોમાં અસંતોષની આગ ફેલાવવા યત્ન કર્યો હતો—તેમને હડતાળ પર જવા સમજાવ્યા હતા: 'હમણાં યુરોપમાં જંગ ખેલાય છે. એ જંગમાં કંતાન અને શણની ભારે જરૂર રહે છે...અને આપણે મજદૂરોને રાત ને દિવસ ભયંકર ભૂખમરા વચ્ચે પરસેવો પાડવાનો વારો આવે છે. પગારનો વધારો માગો!': આ પોકારો વચ્ચે પોલીસે તેની ધરપકડ કરી હતી, એ બધું તેની આંખો પાસેથી ઝડપથી પસાર થયું.

ઇસ્માઇલ અને બિરજુ! બાલપણના લંગોટિયા મિત્રો! જ્યારે ઇસ્માઇલ જેલમાં ગયો ત્યારે બિરજુને એ વાતની ખબર પડતાં જ તેણે ઇસ્માઇલની માને ત્યાં થોડાક પૈસા મોકલી આપ્યા. ઇસ્માઇલ જેને ત્યાં પડ્યોપાથર્યો રહેતો હતો એ છોકરી પાસે બિરજુ અવારનવાર આંટો મારી આવતો. હવે તો છેલ્લા બે મહિના થયાં બિરજુ પણ અહીં નહોતો અને...

બિરજુને, મોટા ભાઈનું સ્થાન ઇસ્માઇલે આપી દીધું હતું. ઇલાહાબાદના એકએક મહોલ્લામાં, હૉટેલમાં, પાનની દુકાને અને બીજાં જાહેર સ્થળોમાં બિરજુ અને ઇસ્માઇલની બિરાદરી મશહૂર હતી: પણ એ બિરાદરીને વધુ મશહૂર બનાવનાર હતી એક કાશ્મીરી છોકરી! એ ઇલાહાબાદમાં આવી ત્યારે એની જઈફ મા એની સાથે હતી. પણ એનાં સાચાં માબાપ કોણ હતાં, એ ખરેખર કાશ્મીરથી જ આવતી હતી કે કેમ, એની મા કેવી રીતે જિંદગી કાપતી હતી અને એની જુવાન છોકરી સુરતરીને એ નિશાળમાં ભણવા મોકલતી, તે માટેનો ખર્ચ કેવી રીતે પૂરો થતો; એ વાત સારા ય ઇલાહાબાદમાં એક રહસ્યભરી ઘટના તરીકે મશહૂર હતી: અને આ લોકો એવાં કૈં અસાધારણ વ્યકિતત્વવાળાં નહોતાં કે એમના નામની અને એમના જીવનના રાહની ઈલાહાબાદના લોકોને બહુ પરવાહ હોય. પણ ખરી ખૂબી તો સુરતરીની ઝબાનમાં, એની ચાલમાં,

એની આઝાદીભરી નઝાકત અને મસ્તીમાં—અને કોઈ કોઈ વાર જ્યારે એ કોઈ છેલબટાઉ જવાનને ઉલ્લુ બનાવતી, તેમાં રહેલી હતી. આ મુશ્તરીને લઈને જ બિરજુ અને ઇસ્માઇલનાં નામ ઇલાહાબાદમાં ઘેરઘેર મશહૂર બની ગયાં હતાં. કૉલેજના કમ્પાઉન્ડમાં, હૉસ્ટેલમાં અને સિનેમામાં એ મુશ્તરીની ચબરાક ઝબાનની અને તેના રંગીલા મિજાજની ખુશ્બુ ફેલાયલી હતી: તેથી જ મુશ્તરીને 'કાશ્મીરી ગુલાબ' તરીકે છેલબટાઉ કૉલેજિયનો પિછાનતા.

ઇસ્માઇલ અને મુશ્તરીની પિછાન ઘણા જ વિચિત્ર સંજોગોમાં થઈ હતી.

એક દિવસ સાંજ પડી ગઈ હતી. ઉપરનાં અનંત આકાશમાં કાળાં વાદળાં એકાએક ઘેરાઈ આવ્યાં હતાં. અને નદીકિનારે તુફાને જોર મચાવવા માંડ્યું હતું. નદીમાં ન્હાવા પડેલા ઇસ્માઇલ અને બિરજુને એ તુફાનની પરવાહ હોય એમ લાગતું નહોતું. આકાશે એમને ચેતવણી આપી. ગંગાનાં નીરમાં ભરતી આવેલી દેખાવા માંડી. કિનારા પર અંધારાંની કાળાશ છવાઈ ગઈ. રાહ બતાવવા માટે માત્ર વીજળીએ જ થોડી થોડી વારે ચમકવાનું ચાલુ રાખ્યું હતું.

બિરજુ તો ક્યારનોયે ઇસ્માઇલને કહી રહ્યો હતો કે 'હવે કિનારે પહોંચ.' પણ ઇસ્માઇલે એ વાત મશ્કરીમાં ઊડાવી દીધી. ઘોર જામતા અંધારાને એણે હસી કાઢ્યું! એ તો દૂર દૂર તણાતો ગયો અને કોણ જાણે શું થયું કે તે જ વખતે ગાજવીજ થવા લાગી અને પછી મુશળધાર વરસાદ તૂટી પડ્યો! આકાશના તારાઓ ત્રાસથી અંધારાની ઓથમાં ક્યારનાય લપાઈ ગયા હતા. ફક્ત નીચે ગંગાના વિશાળ પટ પર બાથોડાં લેતો ઇસ્માઇલ કિનારા તરફ પાછો આવવા વૃથા પ્રયાસ કરતો હતો! પણ કિનારા પરની રોશની પણ એને રાહ બતાવી શકી નહિ. જોરથી વરસતા જતા વરસાદે એને બિરજુથી વિખૂટો પાડી દીધો હતો. એ મૂંઝાયો અને એણે શ્વાસ એકત્ર કરી બૂમ મારી: બિરજુ! બિરજુ!'

પણ બિરજુને એ બૂમ સંભળાઈ નહિ: કિનારા પરથી એ પણ બૂમ મારી રહ્યો હતો: 'ઇસ્માઇલ! ઇસ્માઇલ!'

પણ એની બૂમ ઇસ્માઇલના કાન સુધી પહોંચી શકી નહિ અને જરા વાર પછી તેણે ગંગાના જલપટ પર ખેલાતા કુદરતના તુફાનમાં ઝૂકાવી દીધું: 'મારે એને શોધી કાઢવો પડશે!'

અને વરસાદનો મારો વધતો જ ગયો. કાળા આકાશનાં આંસુ ધોધમાર રીતે ગંગાના પટ પર 'તાંડવ' ખેલતાં હતાં. કુદરતે ભયંકરતા ધારણ કરી હતી. ઇલાહાબાદનો કિનારો અંધારાની કાળી શાહીમાં ઘૂંટાઇ રહ્યો હતો. એક તરફ ગંગામાઇના જલપટ પર ઇસ્માઇલ તરફડિયાં મારતો હતો, બીજી તરફ બિરજુ અંધારાઘોળ્યાં પાણીમાં ઇસ્માઇલને શોધી રહ્યો હતો.

ઇસ્માઇલ તુફાનનો આબાદ શિકાર બન્યો હતો. 'બિરજુ! બિરજુ!'ની એની બૂમો કોણ સાંભળતું હતું? જવાબમાં વીજળીના કડાકા અને ગડગડાટ એની ક્રૂર મશ્કરી કરતા હતા.

એજ વખતે એક ભયંકર કડાકો થયો! કિનારા પરનાં શિવાલય ઉપર છાયા કરી ઉભેલું વર્ષોનું જૂનું વડનું ઝાડ ઊખડી પડ્યું અને વીજળીના કાટકામાં ગંગાનદીને કિનારે તાંડવ કરતાં પાણીમાં એ ફસડાઇ પડ્યું. ઇસ્માઇલને એ આછું આછું દેખાયું. એને બચવાની આશા બરાબર હતી. તરવામાં એ કૈં કમ નહોતો...પણ?

જેમતેમ એણે પોતાના શરીરને પાણીની સપાટી પર રાખ્યું હતું. એટલામાં એના શરીરને કૈંક અથડાયું. તે પહેલાં જ એને ખબર પડી કે એક નાનકડી કિશ્તી એને બોલાવી રહી છે. કદાચ એ હોડી પણ તુફાનમાં, આંધીમાં ફસાઈ જાય! બીજી જ પળે એ કિશ્તી એની તદ્દન નજદીક આવી પહોંચી. એમાં એક જઈફ આદમી અને ચીંથરેહાલ જવાન છોકરી સિવાય બીજું કોઈયે નહોતું. કિશ્તીમાં નાળિયેર ભર્યાં હતાં. છોકરીએ બૂમ મારી! 'એઈ! યહાં કિશ્તીમેં આ જા-વર્ના મારા જાયગા!'

અંદર બેઠેલી જવાન છોકરીએ અંદરથી એક દોરડું પાણીમાં ફેક્યું. શ્વાસોચ્છ્વાસના ગજબનાક થાક અને શ્રમ વચ્ચે હાંફી રહેલા ઇસ્માઇલે એ દોરડાને જેમતેમ કરી પકડી લીધું અને પોતાનું બધું બળ એકત્ર કરી, એક છલાંગ સાથે એ કિશ્તીની કિનાર પર આવી પહોંચ્યો. કિશ્તી

પરની છોકરીએ એનું કાંડું પકડી એને ઉપર ખેંચી લીધો. ઇસ્માઇલ કિશ્તીમાં આવતાં જ અંદર ભરેલા નાળિયેરના ઢગ પર ફસડાઈ પડયો.

'ચોટ લગી હય તુમ્હે ?' છોકરીએ પૂછયું.

ઇસ્માઇલે આંખો ખોલી. અંધકારમાં એને એ નવજવાન છોકરી બરાબર દેખાઈ નહિ; પણ બીજી જ પળે વીજળીનો એક ભયંકર કડાકો થયો. એ વીજળીના પળમાત્રના અજવાળામાં એણે જોયું કે એની સામે કોઈ હુસ્નપૂર નાજનીન, આકાશથી ઊતરી આવેલી અપ્સરા ખડી હતી એનાં કપડાં ફાટેલાં અને ગંદાં હતાં. વરસાદની થપાટોથી એ સાવ પલળી ગયાં હતાં. પાતળી કંચુકી એના બદન પર ચોંટી ગઈ હતી. કાળા ભમ્મર જેવા બાલોની લટો એના પાણીથી ભીંજાઈ લીસા બનેલા ગાલો પર ચીટકી ગઈ હતી.

અને તુફાનના સુસવતા મારામાં વીશથી ત્રીશ મિનિટના કઠિન સામનાએ કિશ્તી ગંગાના જલપટ પર ડોલી રહી. થોડાક સમય પછી તુફાનનું જોર ઓછું થયું.

એ વખતે લગભગ મધરાત થઈ ગઈ હતી. બિરજુનો હજી કૈં પત્તો નહોતો. ઇસ્માઇલને ચિંતા થતી હતી. એને ખાતરી હતી કે બિરજુ જરૂર એની તલાશ માટે પાણીમાં ક્યાંક આથડતો હશે. એને શોધી કાઢવો જ જોઈએ, નહિ તો એની મા પાસે એ શી રીતે મોં દેખાડશે ?

તેઓ કિનારે આવ્યાં. તુફાન હવે શમી-ગયું હતું. ગંગાની લહરીઓ તુફાને કરેલા ખંડન પર હસતી હતી. પવન ધીમો પડ્યો હતો. ઇસ્માઇલ, પેલી નવજવાન છોકરી અને કિશ્તીનો જઈફ માંહી બેઠાં બેઠાં આકાશ નિહાળી રહ્યાં હતાં.

'શુક્રિયા ખુદાતાલાકા ! ...' જઈફ બોલ્યો.

'શુક્રિયા !' છોકરીએ ધીમે સાદે કહ્યું. એના અવાજમાં મીઠાશ હતી: ગંગાની લહરીઓ મિસાલ લહરીઓ હતી.

'શુક્રિયા !' ઇસ્માઇલથી પણ બોલાઈ જવાયું. અને પછી એણે કહ્યું: 'પણ હું તો તમારા બન્નેનાં શુક્રિયા અદા કરૂં છું, તમે ન હોત

તો ગંગામાઈને ખોળે હું ક્યારનો યે લેટી ગયો હોત...પણ બિરજુ ક્યાં હશે?' અને ઇસ્માઇલથી કુદરતી રીતેજ બૂમ પડાઈ ગઈ—બિરજુ!'

પણ કંઇ જવાબ ન મળ્યો! કિનારા પરનાં દેવાલયો અને ઘરોમાં જલી રહેલી દીવીઓની આછેરી રોશની ગંગાના કિનારે થપેકાં ખાતી, જલલહરી પર નાચી રહી,

ઇસ્માઇલે આ વખતે કિનારો ગજાવી મૂકયો: 'બિરજુ! બિરજુ! તું કયાં છો?'

જવાબ ન જ મળ્યો! ધીમો પડી ગયેલો પવન પણ એને રાહત આપી ન શકયો. ભીંજાયેલાં કપડાંની ઠંડીએ પણ એને બીજી કોઈ વાત તરફ ન દોર્યો. વાતાવરણમાંથી ફકત એને એક જ પડઘો સંભળાઈ રહ્યો: 'બિરજુ!'

કિશ્તી કિનારે આવી પહોંચી હતી. ઇસ્માઇલની બૂમનો પડઘો હજી યે ઉઘાડા આકાશમાં, ગંગાના જલપટ પર વહેતા ધીમા પવનના નાદમાં અને કિનારા પર ઊગેલા પીપળા, વડ અને બીજાં ઝાડોનાં પાંદડાંના અવાજમાં અટવાઈ, અથડાઈને રણકી રહ્યો.

પેલી છોકરીએ અને જઈ ફે તો આ જુવાન સામે જોયા જ કર્યું. ભરાવદાર ચહેરો, વિશાળ કપાળ અને તીણી આંખો, કાળા વાળનાં હદથી વધારે વધી ગયેલાં જુલફાં તેમ જ ફાટેલા કુર્તામાંથી દેખાતી એની વિશાળ અને કોઈ પથ્થરની કોરેલી મૂર્તિના મજબુત અને તંદુરસ્ત શિલ્પ જેવી છાતી અને સ્નાયુબદ્ધ હાથ તથા ખભા; એ સહુ જોયા જ કર્યાં—એકીટશે જોયા જ કર્યાં.

આખરે અવાજ આવ્યો; 'ચિન્તા ન કરો. બિરજુને હું શોધી આપીશ!'

એનો મીઠો અવાજ આવ્યો! ઇસ્માઇલે એની સામે જોયું. વરસાદના પાણીનાં ટીપાં તેના બાલ પરથી લસરી લસરીને હોઠ પર, ગાલ પર અને હડપચી પર કોઈ નાચતાં કૂદતાં ઝરણાં જેવાં વહી જતાં હતાં!

ઇસ્માઇલે એને કહ્યું: 'પણ બિરજુને શોધ્યા વિના મારા પગ શહેર તરફ નહિ વળે.'

'પણ હું શોધી આપીશ તમારા બિરજુને ! પણ એ છે કોણ?'

'પાનવાલો ! કેમ–નથી ઓળખતાં? બિરજુ પાનવાલાને સારું ઇલાહાબાદ પિછાને છે. એ જ બિરજુ!' અને કિનારા પર કદમ મૂકતાં એણે ફરી એક વાર બૂમ મારી: 'બિરજુ!'

અગાઉની પેઠે આ વખતે પણ જવાબ ન મળ્યો. થોડી વાર રહી કંઇક વિચાર આવતાં તેણે પેલી છોકરી તરફ ફરીને પૂછ્યું: 'પણ હું તો ભૂલી જ ગયો! તમારૂં–આપનું નામ?'

છોકરી કંઈ જવાબ આપે તે પહેલાં સારા ય તુફાન દરમ્યાન જેની ઝબાન જરા યે હાલી નહોતી, એ જઈફે જવાબ આપ્યો: 'કેમ, નથી ઓળખતા આને? એનું નામ મુશ્તરી! મુશ્તરી સારા ઇલાહાબાદમાં તો મશહૂર છે.'

'મુશ્તરી!'

અને આખરે એ ત્રણે જણ ગંગાના ઘાટ પર આવી પહોંચ્યાં. વિશ્વનાથ મહાદેવના મંદિરના ચોગાનમાં છાપરીઓ નીચે લંગોટિયા બાવાઓની ધૂણી જલી રહી હતી. વિશાળ ચોગાનમાં બીજી પ્રવૃત્તિ પણ ચાલુ હતી. ત્યાં બાવા ય હતા અને ભામટા ય હતા: ત્યાં પૂજારી પણ હતા અને પાપીઓ સાથે શ્રદ્ધાળુઓ યે હતા: બચ્ચાં, ઓરતો અને મર્દો પણ હતાં, જોગીજોગટાઓ, નાગાંપુગાં છોકરાંઓ, ભીખનો વેપાર કરનાર અને ફળફૂલ વેચનારા પણ એ ચોકમાં હતા: અને વચ્ચે જલી રહેલી ધૂણીની આસપાસ શરીરે ખાક ચોળીને બેઠેલા સાધુઓ, જટાધારી સંન્યાસી બાવાઓ પણ હતા. વરસાદ અને તુફાનને લઈને કેટલી યે ધૂણી ઠરી જઈ ગારો બની ગઈ હતી: હવે ફરીથી ધૂણી જલાવવા બાકી બાવાઓ લાકડામાં આગ ફૂંકી રહ્યા હતા.

ઇસ્માઇલે ત્યાં નજર ફેરવી. ત્યાં એક લંગોટ સિવાય આખે શરીરે નગ્ન, વિશાળ લલાટ અને માંસલ સ્નાયુબદ્ધ શરીરવાળો, ગળામાં હનુમાનની

છાપવાળી ઉપસાવેલી માદરડી બાંધેલો અને ડાબે ખભે મેલી દેખાતી જનોઈ ધારેલો એક જવાન બેઠો હતો. પાણીમાં એનું સારૂંયે શરીર ભીંજાઈ ગએલું હતું. ઉઘાડે શરીરે પણ એને ટાઢ ન્હોતી વાતી. ઇસ્માઇલની તેના પર નજર ઠરતાં જ તેનાથી બૂમ પડાઈ ગઈ:

'બિરજુ!'

બિરજુ બેઠો થઈ ગયો. એણે કહ્યું: 'હું અમ્માને શું મોં દેખાડું? એટલે જ તારી ઇંતેજારીમાં અહીં ભીંજાયેલો ઠંડીમાંથી બચવા તાપતો બેઠો હતો.'

'બિરજુ! જો આ મુશ્તરી! એણે આજે મારી જાન બચાવી.'

## [ ૨ ]

**આ** રીતે બિરજુ, ઈસ્માઇલ અને મુશ્તરી વચ્ચે બિરાદરી બંધાઈ હતી. ઇસ્માઇલ તો તે પછી મુશ્તરીને ત્યાં પડ્યોપાથર્યો રહેતો હતો; પણ મુશ્તરી શું હતી, શું કરતી હતી, ક્યાંની હતી, અને હવે ક્યાં જવાની હતી, ઇલાહાબાદ શા માટે આવી હતી, એનું એને પણ ઝાઝું ભાન નહોતું. એ ફક્ત એટલું જ જાણી શક્યો હતો કે તે કાશ્મીરની હતી.

અને એ કાશ્મીરી ગુલાબની ખુશબુ પાસે જતાં ઇસ્માઇલ આફરીન થઈ જતો. બંને એકબીજા પાસે રહેતાં ત્યારે ખુશ રહેતાં. મુશ્તરી પાસે પાંજરે પૂરેલો એક પોપટ હતો. એ પોપટ એટલી સરસ રીતે ઝબાનમાં ટહુકો કરતો કે મુશ્તરી હાજર ન હોય ત્યારે બહાર ઊભા રહી એ પોપટના બોલને સાંભળનારને લાગે કે જાણે મુશ્તરી જ બોલી રહી છે!

મુશ્તરીને એક ગઝલ ગાવાની ટેવ હતી. તે કહેતી કે એ ગઝલવાળી રેકર્ડ જ્યારે એ સિમલામાં હતી ત્યારે તેણે સાંભળી હતી. કોઈ પરદેશીને ત્યાં ચૂડીવાજું હતું અને એમાંથી બહાર વહેલો અવાજ મુશ્તરીના કાનમાં અને આખરે હૃદયવાટે થઈને ગળામાં બેસી ગયો હતો. કલકત્તાની મશહૂર ગાનારીનો એ અવાજ હતો. મુશ્તરી ખાણું

પકાવતી હોય, ન્હાતી હોય, વાળ હોળતી હોય, સુરમો લગાવતી હોય, કે મેંદી લગાડતી હોય, તે વેળા એ ગઝલની લીટીઓ ગણગણ્યા કરતી:

અય દિલ ! તૂ ઈસ ગલીમેં
પામાલ નાઝ હો જા !
કદમોપે સર તૂ રખ કર
તૂ સરફરોશ હો જા !
અય દિલ ! તૂ ઈસ ગલીમેં...

અને પોપટ પણ એ જ ગીત ગાતો! મુશ્તરી જ્યારે એકલી હોય, કદીક મધરાતે બારીમાં એકલી ઊભી ઊભી તે દૂર દૂર હવેલીઓ, મહેલો, અટારીઓ અને ઊંચી ઇમારતો તરફ નજર ઠેરવતી હોય, જાણે એ વેળા તે આકાશમાં શુંનું શું જોયા કરતી હોય, એ વખતે મુશ્તરીની આંખમાંથી એક આંસુ સરી પડતું અને તે બોલી ઊઠતી: 'મા! અમ્મા! મેરી અમ્મા!'

પોપટ એ ક્ષણે એકદમ શાન્ત બની, અવાક્–ચુપ રહી જતો–જેમ જાણે એને કંઈ આઘાત થયો હોય! એની પાંખો ફફડવા માંડતી. એ બંધનમાં હતો એટલે? એ વખતે વચ્ચે વચ્ચે એ પીંજરાના પાતળા સળિયામાં ચાંચ ભરાવ્યા કરતો, પછી એકાએક શાન્તિનો ભંગ કરી ચિચિયારીઓ પાડવા મંડી જતો અને થોડી વારે પોતાની મેળે આંખો ટમટમાવી શાન્ત બની જતો.

મુશ્તરી આટલા જ શબ્દો બોલતી: 'એ મૂઆ ગોરા સોલ્જરીઆઓ! નખ્ખોદ જજો એમનું! બદબખ્ત! કમીનાઓ!'

અને પછી એક અતિશય દીર્ઘ અને વેદનામય નિશ્વાસ નાખી તે પડી રહેતી. પછી કોઈકવાર રાતના અચાનક ઝબકીને જાગી જતાં તેનાથી એક જ શબ્દ બોલાઈ જવાતો: 'મા! અમ્મા!' પણ એણે પોતાના જિગરના આ ભેદને: અંતરના આ જલનને, ગળી જવાયેલાં રુદનને, સીનામાં સમાવી રાખેલાં આંસુઓને ઈસ્માઇલથી છાનાં રાખ્યાં હતાં. ઈસ્માઇલ કોઈકવાર એને ઊંઘમાંથી ઓચિંતી જાગી જતાં જોઈ લેતો, ત્યારે તેના જેવો જુવાનજોધ આદમી પણ હેબતાઈ જતો. મુશ્તરીને

શું દર્દ હતું? શું દુઃખ હતું? પણ મુશ્તરી સારી રાત અને દિવસના ઘણાખરા ભાગમાં ખુશાલી અને પોતાના ખુશનુમા મિજાજના જે ગુલાબગોટાઓ ઈસ્માઈલને ભેટ ધરતી, એમાં પેલી બધી યે ગમગીની સમાઈને અદશ્ય થઈ જતી. ઈસ્માઇલ અને મુશ્તરીને ઓળખનારા સહુ યે એને એક મોજીલી અને આઝાદ લડકી સમજતા. લોકો એને વિષે અનેક જાતની વાતો કરતા. કોઈ કહેતું કે એ જાદુ જાણે છે, કોઈ કહેતું કે એ કામરૂ દેશમાંથી શાપિત થઈ અહીં આવી છે. કોઈ કહેતું કે કાશ્મીરમાં એ કોઈ સારા જમીનદારની રખાત થવાની હતી, પણ બદચલન હોવાની શંકા જતાં એને કાઢી મૂકવામાં આવી હતી: આથી અનેક વાતો ઊડતી: છતાં શહેરના છેલબટાઉ જુવાનો મનમાં ને મનમાં એની તારીફ કરતા—એના પર વારી જતા. કૉલેજના જુવાનો પણ એના ઘર આગળથી પસાર થઈ, એને જોઈ લેવાના અવસરને કે સિનેમામાં શરૂ થતી ફિલ્મના પહેલા જ 'શો'માં એને જોવાની તક મળે તો ચૂકતા નહિ.

મુશ્તરીનાં રૂપ, યૌવન અને મિજાજ એની જિંદગીની ધૂપદાનીમાંથી કોઈ ઓર ખુશબો ફેલાવી, એની પિછાનમાં આવનારને ઓર ચટકો લગાડી દેતાં.

## [ ૩ ]

ઈલાહાબાદનાં વિશાળ કારખાનાંઓમાં રાત ને દિવસ યંત્રો ચાલ્યા કરતાં. ઈસ્માઇલ એ યંત્રો પર પોતાનો પસીનો પાઝ્યા કરતો: અને એ યંત્રોમાં હજારો ઇસ્માઇલોના પસીના સિંચાઇ જતા. હજારો ઇન્સાનોના પસીનાનું, ખૂનનું, ઉત્સાહશક્તિનું, તાકાતનું જોમ પી એ યંત્રો ચાલતાં: માલ તૈયાર થતો અને જંગની તૈયારીઓમાંથી એ માલની અનેકગણી કિંમતની મહોર એના પર લાગી જતી. પણ એ ઇસ્માઇલ પર, બીજા હજારો ઇસ્માઇલો પર, બીજા અનેક બિરજુઓ પર તેમની કિંમતની મહોરમાં કદીય ફરક પડતો જ નહોતો. ફક્ત કોઈવાર બેકારી એ મહોર પર પોતાની કાળી છાપ મારી દેવાની ભીતિ બતાવતી. ફક્ત એમની જિંદગીના સમયમાપક યંત્રની શીશી યંત્રોના ચક્કર માટે નિશદિન ઉપર નીચે ઠલવાયા અને ભરાયા કરતી.

ગંગા નદીના પટ પર વહાણો, કિશ્તીઓ અને તરાપાઓ ચાલ્યા કરતા: દેવાલયોમાં ઘંટનાદ થયા કરતા. યંત્રોની ખોપરીમાંથી કારમી વ્હીસલ બજ્યા કરતી. મિલનાં ઊંચાં ઊંચાં ભુંગળાંઓમાંથી બિરજુઓ અને ઇસ્માઇલોની તાકાતને ધુંવાંમાં ફેરવી આકાશમાં ફૂંકી દેવા માટેનો પોતાનો વિજય જાહેર કરતા ધુમાડાના ગોટેગોટ આકાશમાં કાળો ઝંડો ફરકાવ્યા કરતા. રોજરોજ મંદિરોમાં આરતી ઊતરતી. રોજરોજ ઇલાહાબાદનાં વર્તમાનપત્રોનાં યંત્રો પરથી—'રોટરી' પરથી—યુરોપીય જંગના ખૂની ખબરો છપાયા કરતા. સોનાચાંદીની તેજીમંદીપરથી બજારની તન્દુરસ્તીની અને માંદગીની—હસીની અને રુદનની—રૂખ બહાર આવ્યા કરતી. પ્રભુ-ધામોમાં, હવેલીઓમાં રોજરોજ અન્નકોટ ભરાયા કરતા: મીઠાં પકવાનો પ્રભુ આગળ ધરાવાતાં. રોજરોજ ભિખારાંઓની લાંબી ફોજમાંથી ચોર ઠગારાઓ, લૂંટારાઓના જન્મ થયા કરતા અને જેલના સળિયા પાછળ આરોપીઓ ગેરઇન્સાફમાં જ એમની જિંદગીની આશા છે, એવી આશા સેવતા જીવન વીતાવતા, જંજીરોના ઝંકાર કરતા દિવસ પસાર કરતા.

અને આખરે કટોકટીની એ ઘડી આવી પહોંચી. આવતી કાલે એ જ ઊંચી ઊંચી મિલનાં ભુંગળાંઓમાંથી કદાચ ધુમાડો નીકળતો બંધ થઈ જવાનો વખત આવી જાય: હ...ડ...તા...ળ!

ઇસ્માઇલે બિરજુને કહી દીધું: 'ભાઈ! તૈયાર છો ને તું? તું અને તારી પાનની દુકાન સલામત રહો. મુશ્તરી...એનો પોપટ... તારી અમ્મા...એમને છોડવાનો મારે વારો આવશે...'

અને એ જ રાત્રે એણે મુશ્તરીને કહ્યું; 'મુશ્તરી!'

મુશ્તરી ગમગીન બેઠી હતી. પણ પોપટ પીંજરાના સળિયા પર ચાંચની તલવારના વૃથા ઘા કરી રહ્યો હતો.

'મુશ્તરી!'

મુશ્તરીએ જવાબ ન દીધો.

'મુશ્તરી! તું ચુપ ન રહે. જો ને...તારા બાલમાં તેં ખોસેલા ફૂલની ખુશ્બુ મને બેચેન બનાવે છે.'

મુશ્તરી ખડખડાટ હસી પડી. ગમગીની પછીનું તેનું આ ખડખડાટ હાસ્ય અજબ હતું—અદ્ભુત હતું—તાજુબીભર્યું હતું!

'મુશ્તરી! તને હું હસવાનું બંધ કરવાનું નથી કહેતો, પણ આવતી કાલે કદાચ એવો જ સમય આવે.' ઇસ્માઇલ ગંભીર ભાવે બોલ્યો.

'ઇસ્માઇલ! ઈસુ!' મુશ્તરી બોલી. એણે આંખો જરાક ઝીણી કરી અને પછી ધીમેથી કહ્યું: 'ઇસુ! તું મને હસવા વિષે કહે છે? દોસ્ત! મારૂં હાસ્ય, મારૂં મુશ્કરાવું તો ક્યારનું ય કબ્રમાં લેટી ગયું છે—'

'હેં?' ઇસ્માઇલની આંખ ફાટી ગઈ. તેણે મુશ્તરીની ઝબાનમાં આવો અદ્દભુત પલટો અગાઉ કદી જોયો નહોતો. તેણે એની આંખોમાં તાકીને જોયાં જ કર્યું. તેણે જોયું કે મુશ્તરીની આંખમાં ન સમજાય તેવી એક કિતાબ ખૂલી રહી હતી. એ કિતાબ પર ન સમજાય એવી કોઈ અદ્દભુત ઝબાનમાં, કોણ જાણે શું યે લખ્યું હતું! તે થંભી ગયો. ફરી તેણે પૂછ્યું:

'મુશ્તરી! બોલ, તને શું થયું છે? મારી કસમ!'

'ઇસ્માઇલ! મારે કંઈ કહેવાનું નથી. મારી જિંદગીમાં હવે એક પણ આંસુ બાકી નથી રહ્યું એટલે જ આમ હસું છું...! જે માટે હસવું જોઈએ તે નથી રહ્યું તેટલા માટે જ હું પેટભરી હસી લેવાનો નશો કરૂં છું, જેથી મારા આ હાસ્યના નશામાં મારાં આંસુઓ ડૂબી જાય!'

'બતાવ મને મુશ્તરી! કસમ છે ખુદાની!...મારાથી થાય તે તારે માટે—હું કરીશ. તારાં આંસુ લૂછી નાખીશ: એ નશાને હું જલાવી દઈશ. મારી પાસે તાકાત છે, મુશ્તરી! મારૂં નામ ઇસ્માઇલ છે.'

પીંજરામાં પડેલો પોપટ પાંખો ફફડાવી રહ્યો. દૂરની એક હૉટેલમાં બજી રહેલા ચૂડીવાજાંમાંથી કોઈ રંગીલી ગઝલના સૂરો પવન પર બેસી, અહીં આવીને ઊડી જતા:

પરદેશી પ્રીતમ નેહા લગાકે દુ:ખ દે ગયા !
મોહે સૈયાં......
પરદેશી પ્રીતમ નેહા લગાકે સુખ લે ગયા
પરદેશી......

અને પોપટની પાંખો જોરથી ફફડવા લાગી: પીંજરું હચમચી ઊઠયું. મુશ્તરીએ એની સામું યે ન જોયું. એનાં નયન તો એના કંગાલ ઘરની બારીમાંથી દૂર દૂરની હવેલીઓમાં જલી રહેલી દીપશિખાઓના ટમટમાટને નિરખી રહ્યાં હતાં. પણ પોપટને ચેન નહોતું. પીંજરું ઘડીભર શાન્ત પડી ગયું અને પછી એકાએક પોપટ બોલ્યો :

'બિરજુ ! ભૈયા બિરજુ !'

જ્યારે જ્યારે ઇસ્માઇલ અને બિરજુ અહીં આવતા ત્યારે બિરજુને બોલાવવા ઇસ્માઇલ આ શબ્દો બોલતો અને અત્યારે પોપટ આ શબ્દો પૂકારી રહ્યો હતો. શા માટે ? શું બહાર બિરજુ આવતો હતો કે શું ? ઇસ્માઇલ સફાળો બેઠો થયો. બારીમાંથી દૂર દૂર નજર ફેંકી રહેલી મુશ્તરીની આંખો પરથી પોતાની આંખો ઊઠાવી તે બહાર આંગણામાં આવ્યો. તેણે ચોતરફ આસપાસ જોયું. બહાર આંગણાના ખૂણામાં ઊગેલા ચંપાના ઝાડ પરથી હવાના ઝોકાથી જમીન પર એ ચાર ફૂલ ખરી પડ્યાં. ઝાંપા પાસે જ બાંધેલી પાડી બરાડી ઊઠી. અને બહાર આવેલા ઇસ્માઇલના પગના ખડખડાટને લીધે ઝોકાં ખાતો કૂતરો ભસી ઊઠયો. ઇસ્માઇલે ઠંડી આંખે, ધબકતે હૈયે આસપાસ જોયું. બિરજુનો ક્યાંયે પત્તો નહોતો: એ આવવાનો તો હતો જ : કારણ આ આખરી રાત હતી ને ?

ફરી પાછો ઇસ્માઇલ ઘરમાં આવ્યો. મુશ્તરીનાં નયનો બારીની બહાર–પહેલાં જે રીતે જોતાં હતાં તે રીતે જ બહાર–ઊંડાણમાં સ્થિરતાથી જોતાં હતાં.

ખૂણામાં ઘાસલેટનો દીવો જલતો હતો : મેલી ભીંત પર મુશ્તરીની ઇજાર અને રંગીન ચૂંદડી લટકી રહ્યાં હતાં. ખૂણામાં પડેલ રાચરચીલું !... એ સર્વ ઇસ્માઇલ અવલોકી રહ્યો. પાછળની ઓરડીમાં કોઈક સૂઈ રહ્યું હતું, એના ઘોરવાનો અવાજ સંભળાતો હતો.

'મુશ્તરી! તું આટલી ગભરાઈ ગઈ છે શા માટે? બોલ!'

અને એકદમ ઇસ્માઇલે મુશ્તરીનો હાથ પકડી લીધો. એણે એ કોમળ હાથને પોતાના વિશાળ પંજા વચ્ચે, બન્ને હાથોએ કચડી નાખ્યો. મુશ્તરી કંઈ બોલી નહિ. એણે કહ્યું: 'એ કિતાબ બંધ કરી દેવી ઠીક પડશે. મારૂં દિલ આજે મને કમજોરી તરફ ખેંચી રહ્યું છે.'

'નહિ–નહિ!' ઇસ્માઇલ બોલ્યો.

અને પછી મુશ્તરીએ ઝબાન ખોલી. એના એક એક લફ્ઝમાં ઇસ્માઇલની ભાવિ જિંદગીના ધબકારા હતા: એક એક હર્ફમાં ઇસ્માઇલ પોતાની જિંદગીના ભાવિને જોઈ લેતો–કલ્પી લેતો હતો: મુઠ્ઠી વાળીને કંઈક દબાવી દેતો. એણે એ વાત સાંભળી લીધી:

મુશ્તરીની મા એને કાશ્મીરથી સિમલામાં શા માટે લાવી હતી? એની મા એના જિગરનો ફિરસ્તો હતી! સિમલામાં જ એક રાતના મા અને બેટી જ્યારે સ્ટેશન પરથી મજદૂરી કરી પાછાં ફરતાં હતાં, ત્યારે અંધારાનો અને રસ્તા પરની આસપાસની ઝાડીનો લાભ લઈને એની મા પર સોલ્જરો તૂટી પડ્યા હતા! એ ગોરા, મોટી ટોપીવાળા! ચાર જણાએ આવીને એની માને પકડી લીધી; પોતે હજી નાની હતી; એટલે ગભરૂ બાળકીથી શું થઈ શકે? એણે બૂમો મારી! પણ નિરર્થક! એની મા!...શરાબે ગોરાઓને હેવાન બનાવ્યા હતા! દોઝખના એ કૂત્તાઓ! એ સોલ્જરો!...એણે એની માને બીજે દિવસે સવારે ઇસ્પીતાલમાં અતિશય ભયંકર હાલતમાં પડેલી જોઈ.

એ બધું સિમલામાં બની ગયું...અને એક મહિના પછી તો એની મા સિમલાની ઇસ્પીતાલમાંજ જન્નતનશીન થઈ!

'કૂત્તાઓ! નાપાક! હવસી!' મુશ્તરી હાંફથી કાંપતાં કાંપતાં બોલી ઊઠી: 'ત્યારથી હું મારી મા માટે ઝંખી રહી છું...એ બદબખ્ત શયતાનો!'

મુશ્તરીએ દાંત કચકચાવ્યા: ઇસ્માઇલે જોયું કે રૂપ, ખૂબસૂરતી, હુશ્ન, જવાની અને જોબન જ્યારે વિફરે, ખોફનાક બને, ત્યારે કેવો

સીનો ધારણ કરે!—એની છબી એને મુશ્તરીમાં દેખાઈ! ભયંકર રીતે મુશ્તરી બારી બહાર જોઈ રહી. અને પછી તેણે જોરથી બન્ને હાથમાં માથું મૂકી ધ્રૂસકાંભેર રડી દીધું.

'ઇસ્માઇલ! મારાં આંસુ સૂકાઈ ગયાં છે!' બીજી જ પળે એ રૂદન બંધ પડી ગયું. મુશ્તરી ખડખડાટ હસી: 'હા...હા...હા!'

અને એ જ વખતે પીંજરામાં પડેલા પોપટે બોલી દીધું: 'બિરજુ! બિરજુ ભૈયા!'

ઇસ્માઇલે બારણા બહાર નજર નાખી તો ત્યાં એને કોઈપણ દેખાયું નહિ: પરંતુ કૂતરો જોરથી ભસી રહ્યો હતો: કોઈકનાં પગલાંનો અવાજ સરી જતો હતો. ઇસ્માઇલ સફાળો બેઠો થયો: બહાર નીકળ્યો: બૂમ મારી: 'બિરજુ ભૈયા!'

પણ બિરજુ તો ત્યાંથી ક્યારનો યે અંધારામાં ગાયબ થઈ ગયો હતો!

[ ૪ ]

આજે દિવસે જ યંત્રોની દુનિયામાં સનસનાટી ફેલાઈ. મિલનાં ઊંચાં ભુંગળાંઓમાંથી ધુમાડો નીકળવા ન દેવા માટે કામદારોએ નિશ્ચય કર્યો હતો—અને કોઈ વિચિત્ર સંજોગો વચ્ચે પોલીસે ઇસ્માઇલની ધરપકડ કરી.

એના પર આરોપ હતો: 'યે કૂત્તા જંગકે ખીલાફ બોલતા હય! જંગ, જો હમારી પહેલી ફર્જ હય, ઉસ જંગકે ખીલાફ યે લોગોંકો બહેકા રહા હૈ. યે કૂત્તેને કલ રાતકો શરાબ પી કર સોલજરોં કે સાથ તુફાન કીયા!...ઔર...સોલ્જરોંકી...'

અને ઇસ્માઇલ પકડાયો. એની પાછળ હજારો ઇસ્માઇલો, બિરજુઓએ જયનાદનો ધોધ વહાવી દીધો—પણ એ અવાજ ગોળીબારના અવાજમાં ક્યાંય ગાયબ થઈ ગયો.

[૫]

ઇસ્માઇલને એક વર્ષની સખ્ત કેદની સજા થઈ. દરમિયાન મુશ્તરી તરફથી એને એક જ વખત પત્ર મળ્યો હતો. તેમાં પોતાને વિષે અને બિરજુ વિષે સાધારણ સમાચાર હતા. પછીથી એણે કંઈ સાંભળ્યું નહોતું.

પણ આ બાજુ બિરજુના દિલની દુનિયા પલટાઈ ગઈ હતી. ઇસ્માઇલ કહેતો હતો કે લશ્કરમાં ન જ જોડાવું; પણ બિરજુએ તો મનમાં કંઈક બીજું જ નક્કી કર્યું હતું. એની આંખ સિમલા પર ઠરી. અંધારામાંથી ચાલી જતી એક નાનકડી બાલિકાને અને તેની સાથે ખૂબસૂરત જવાન માને રાતમાં જતાં નિહાળ્યાં: અને પાછળથી શરાબથી ચકચૂર બનેલા મદમસ્ત, બેફામ ઇન્સાનો નહિ પણ હેવાનો–દેશની હિફાજત માટે જાન કુરબાન કરવાનો દાવો કરનારા સોલ્જરોને આવી પહોંચતાં...નિહાળ્યા...અને પછી કારમી ચીસ સંભળાઈ! હૉસ્પીટલમાં પડેલી એક નિરાધાર ઓરત! પછી તો એ દુનિયામાંથી ચાલી નીકળી! તે પછી મુશ્તરી!...અને ઇલાહાબાદ! મુશ્તરીની આંખમાંથી પડતાં આંસુ!...પોપટે પૂકાર્યું હતું: 'બિરજુ! ભૈયા!' અને એ કહાણી અંધારામાં લપાઈને છૂપી રીતે સાંભળી લીધા પછી તે એ જ રાતે ચાલી નીકળ્યો હતો: એણે તે જ વખતે નિશ્ચય કરી લીધો હતો:

'હું યે લશ્કરમાં જોડાઈશ! મુલ્કની હિફાજત કરવા જાનની ખયરિયાત કરીશ અને એ સાથે મુશ્તરીઓ માટે હું કંઈક કરીશ–એ મુશ્તરીઓની માના દામનને હું નાપાક થવા નહિ દઉં!'

'મને સિમલા જવા દો!' એ શબ્દો તેણે ભરતીમાં દાખલ થતી વેળા અમલદારને કહ્યા હતા.

પછી તો બિરજુ માની રજા લઈ ભરતીમાં જોડાઈ ગયો–પોતાના દિલમાં એક જ મુરાદ ભરીને: કોઈક દિવસ મુશ્તરી આ વાત જાણશે, ત્યારે બિરજુ પોતાની જિંદગી સફળ લેખશે.

બિરજુની મા પંજાબ ચાલી ગઈ. ઇલાહાબાદમાં મુશ્તરી–કાશ્મીરનું ગુલાબ એકલું એકલું, એક ગંદી ઓરડીમાં કોણ જાણે કેવી રીતે ખીલી રહ્યું હતું !

ઇસ્માઇલના જેલ ગયા બાદ ૭ મહિને તેને ખબર મળ્યા કે તેની અમ્મા દુનિયામાંથી ચાલી નીકળી હતી !

મુશ્તરીનો પોપટ બોલ્યા કરતો–ગાયા કરતો–પણ હવે તે 'ઇસ્માઇલ ! આઓ ! બિરજુ ભૈયા !' એ તો ભાગ્યે જ બોલતો. બહારની દુનિયા તો મુશ્તરીના હોઠ પર સદા ય કાતિલ મુશ્કરાટ દેખતી–એના ગુલાબી ગાલ પર સુરખી છવાયેલી દેખાતી–માત્ર દેખાતી જ.

[ ૬ ]

અને આજે ઇસ્માઇલની સજા પૂરી થઈ ગઈ હતી. એ છૂટયો ! અને છૂટતાં વેંત જ ઈલાહાબાદના મોટા રસ્તા પર એ બાદશાહની અદાથી, વધી ગયેલી દાઢીથી ઓર ખૂબસૂરત લાગતો, કદમ ઊઠાવતો ચાલ્યો જતો હતો.

અને તે સીધો ગયો પોતાના બિરાદર બિરજુ પાનવાલાની દુકાને: પણ ત્યાં તો તેણે કોઈ બીજી જ જઈફ ઔરતને જોઈ–બિરજુની માસીને.

અને ખબર મળ્યા કે બિરજુ તો ભરતીમાં જોડાયો હતો. બિરજુની મા પંજાબ ચાલી ગઈ હતી. આ ખબર સાંભળી એને દુઃખ તો થયું. જે માટે પોતે જેલ ગયો હતો, શું એ માટે જ બિરજુ ભરતીમાં ગયો હતો ? તાજ્જુબ ! એને લાગ્યું કે બિરજુને કંઈ થઈ ગયું હોવું જોઈએ, નહિ તો એ ભરતીમાં જોડાવાનું કદી પસંદ કરે ?

કોઇપિણ સ્થળે એને રહેવાની 'હા' ન જડી : બધેય સ્થળે એને અપમાન અને ગાળો જડ્યાં ! તે અંતે મુશ્તરીના ઘર પાસે આવી પહોંચ્યો ! પણ...

આંગણામાં ચંપાનું ઝાડ સુકાઈ ગયું હતું. પાસે જ ગાયભેંસ બંધાતાં હતાં ત્યાં હવે લોખંડનું કારખાનું આવી ગયું હતું. મુશ્તરીની ઓરડી હતી તે મકાનને તો પાડી નાખવામાં આવ્યું હતું અને ત્યાં એક નવી પોલીસચોકીનો પાયો નંખાઈ ચૂકયો હતો.

પણ મુશ્તરી ક્યાં ?

એ ગયો હૉટેલમાં...કોઈપણ હૉટેલમાંથી એને મુશ્તરીના સમાચાર મળશે જ.

એની પાસે ખિસ્સામાં પાઈ નહોતી. એણે થોડાક કામની માગણી કરી, પણ એને સાફ ના પાડવામાં આવી.

હૉટેલની પાસે જ નવી થયેલી પાનની દુકાન પર બેઠેલા આદમીને એણે કહ્યું: 'મુઝે નહિ પયચાનતા ? મંય ઇસ્માઇલ ! બતા સકતે હો, મુશ્તરી કહાં રહેતી હય અબ ?'

'મુશ્તરી કૌન !'

'નહિ પયચાનતા ઉસે ? શહરકા બચ્ચાબચ્ચા ઉસે જાનતા હે, ઔર તૂ નહિ જાનતા ?' કહી ઇસ્માઇલ ત્યાંથી રૂઆબથી ચાલ્યો. તેણે જમીન પર થૂંકી દીધું.

પણ તેની પાછળ હાસ્યના કેટલા ય કાદવ ઊડયા !

એ ચાલ્યો...આગળ ને આગળ...મુશ્તરી ક્યાં રહેતી હતી, તે એને કોઈએ પણ બતાવ્યું નહિ.

'મુશ્તરી ! મુશ્તરી ! !'

એના કાનમાં, હૃદયમાં, પગલાંમાં, શરીરનાં અંગેઅંગમાં, ફાટેલા જોડાના લફડલફડ થતા અવાજમાં મુશ્તરીના નામના પડઘા સંભળાતો હતા.

આખરે એને ખબર મળ્યા કે મુશ્તરીએ હવે રાહ બદલ્યો છે. એના માનવામાં ન આવ્યું. મુશ્તરી એવી કદી ન જ થાય ! વિચાર આવ્યો: 'નજરે જોઈ લેવા તો દે !'

અને તે ઊપડયો. સાંજ પડી ગઈ હતી. એણે હજી સુધી ખાધું નહોતું. જેલની રોટી એના પેટમાં હતી પણ એ તો ક્યારની યે હજમ થઈ ગઈ હતી. એના શરીરમાં કંઈક જલન થવા લાગ્યું.

તે ચાલ્યો – રૂપના બજાર તરફ !...જ્યાં સાંજ પડે કે તરત જ ગોખે દીવા થઈ જાય ! ઈલાહાબાદના રંગીલા જવાન પર નઝાકતનાં

તીર ફેંકતી ઓરતોને એણે જોવા માંડી: એને તિરસ્કાર તો આવ્યો; પણ એણે ફરી થૂંકી દીધું: વધી ગયેલી દાઢીમાં આંગળાં ખોસ્યાં! બાલોનાં જુલફાંમાં આંગળીની કાંસકી ચલાવી, એને સીધાં કર્યાં: અને તે વધતો જ ગયો, આગળ ને આગળ!

'મુશ્તરી! તે કદી બારીને ગોખે બેસે?'

'નહિ!'

'નહિ!!'

'મુશ્તરી! મુશ્તરી!!' એનું જિગર પૂકારી રહ્યું.

તે માળ પર બેઠેલી, જોબનનાં ઘરાક શોધતી ઓરતો તરફ હવે નફરતની નહિ પણ માનની નજરે નિહાળવા લાગ્યો: 'શાહબાશ!...આ ઓરતોમાં જ જિંદગી જીવવાની તાકાત છે!'

અચાનક તેની નજર એક મકાનની એક બારીમાં–ગોખમાં બેઠેલી એક રૂપવતી સ્ત્રી પર પડી. તેણે દોડવા માંડયું: શ્વાસભરી બૂમો મારી: 'મુશ્તરી! મુશ્તરી!!'

એ ગોખ! ત્યાં જ એ બેઠી હતી!! એ જ મુશ્તરી હતી!!!

એ ચઢી ગયો દાદર પરથી સડસડાટ ઉપર!

એ રાતે મુશ્તરીના ગોખમાં દીવો ન ઝગ્યો–મુશ્તરીની બારીઓમાં અંધકાર છવાઈ રહ્યો. એ રાત્રિએ કેટલાં ય નયનો ત્યાંના બંધ અંધકારભર્યા ગોખને નિહાળી, બીજે કયાંક ચાલ્યાં ગયાં!

[ ૭ ]

'મારે માટે દુનિયાએ કોઈ ઓર ઉપાય જ કયાં બાકી રાખ્યો છે? મારા જેવી ઓરતો માટે આ જ માર્ગ છે.' મુશ્તરીએ ઠંડેથી જવાબ વાળ્યો. એ ઠંડાઈ પાછળ ઉની ઉની વરાળ હતી: પણ તેનાથી એ આગ બહાર ન પ્રકટાવી શકાઈ.

મુશ્તરીનાં નયનમાંથી આંસુઓ વહી રહ્યાં હતાં. તેણે કહ્યું : 'પ્યારા ઇસ્માઇલ! બિરજુ પણ ગયો! તારી આશા પણ મેં મૂકી દીધી...ફક્ત આ પોપટ!'

ખૂણામાં હજી યે પાંજરૂ ટાંગ્યું હતું; પણ એમાં બેઠેલા પોપટનો મિજાજ હવે પલટાઈ ગએલો દેખાતો હતો. હવે તે ઇસ્માઇલ કે બિરજુનાં નામ તદ્દન ભૂલી ગયો હતો.

'મુશ્તરી! તારે માટે આ માર્ગ નથી: તું ભૂલે છે. હું જેલમાં જઈ આવ્યો, પણ હજી મારી આશા નથી તૂટી. તું ચાલી આવ! પાછી વળ આ રાહથી, ને ચાલ ફરી મારી સાથે.'

'પણ તું મને હવે સંઘરીશ ખરો?'

'ઓહ! મુશ્તરી!' મર્દ જેવા એ જુવાનજોધ ઇસ્માઇલની આંખમાંથી બે આંસુ ખરી પડ્યાં.

પીંજરામાં પોપટે ફરી પાંખો ફફડાવા માંડી: પણ એક પળ પછી તે શાન્ત બની ગયો અને તેણે ગાવા માંડ્યું :

'પરદેશી પ્રીતમ! નેહા લગાકે દુઃખ દે ગયા!'

મુશ્તરીએ ઠંડા ગુસ્સાથી બરાડ્યું: 'ચુપ!'

પોપટ ચુપ થઈ ગયો. તેણે નવા આવનાર સામે આંખોના ડોળા પટપટાવીને જોયા કર્યું...અને પછી ફરી પીંજરાના સળિયા પર ચાંચનું બળ અજમાવવા માંડ્યું!

અને તે જ રાત્રે મુશ્તરી અને ઇસ્માઇલ એ ઘર અને એ ગલી છોડીને ચાલ્યાં ગયાં!...ક્યાં?

[ ૮ ]

દરરોજ એક વાર ઇસ્માઇલ બિરજુની માસીની પાનની દુકાને આવી જાય છે—પાન ખાઈ બિરજુના સમાચાર પૂછી જાય છે. એ રોજ ગંગામાઈને કિનારે મજદૂરી કરવા જાય છે અને પરસેવો પાડી રોટી મેળવે છે. એનું જિગર જલ્યા કરે છે. મુશ્તરી હજી યે કાશ્મીરનાં

ગુલાબની–પણ ચીમળાઈ ગયેલાં ગુલાબની ખ્યાતિ ભોગવી રહી છે. રોજ એ ગંગાને કિનારે કિશ્તીમાં નાળિયેર ભરે છે અને વર્ષો પહેલાંના તુફાનની અને ગાજવીજની યાદ મુશ્તરીને આપે છે.

મુશ્તરીનું જિગર હજી જલ્યાજ કરે છે. શા માટે?

રોજ ગંગામાઈના પુલ પર મેદની જામે છે: મંદિરોમાં, દેવાલયોમાં, ઘંટનાદ થાય છે: શિવાલયમાં શિવપૂજા થાય છે: સાંજની આરતી ગંગાના ઘાટને કોઈ અદ્ભુત રંગ આપે છે: બાવા, સાધુ, ભિખારી, જટાધારી જોગીઓ, સંન્યાસીઓ, ફકીરો, અહીંતહીં ઘૂમે છે: ગંગાનો કિનારો! ગંદકી! ગટર! દેવદર્શન!...પાપ...!...પુણ્ય!!......

છતાંયે પતિતપાવની ગંગા 'હરગંગે'...'હરગંગે'નાં વચન સાંભળતી વહી જાય છે!

× × × ×

જ્યારે ઈસ્માઈલે સાંભળ્યું કે બિરજુએ સિમલામાં એક રાતે શરાબ પીને ગોરા સોલ્જરો સાથે ખૂબ તુફાન કર્યું અને તેણે ગોળીઓ છોડી બેત્રણ સોલ્જરોને મારી નાખ્યા, ત્યારે તેના હૃદયને સખ્ત આઘાત થયો. બિરજુ ખૂની! ઓહ!...બિરજુને ફાંસી?!!

આ સમાચારે એના હૃદયમાં કોઈ ભયંકર આંધી જન્માવી. એનું મન અનેકવિધ વિચારોની ઘૂમરીઓ વચ્ચે ઘેરાઈ ગયું.

એણે મુશ્તરીને કહ્યું: 'બિરજુએ સિમલામાં તારી મા માટે કોઈકને...'

મુશ્તરીની આંખની પાંપણો ન હાલી; પણ થોડીક ક્ષણ પછી એનાથી બોલાઈ ગયું: 'બિરજુ! ભૈયા બિરજુ!'

મુશ્તરીના અવાજમાં કોણ જાણે એવો તે કેવો રણકાર હતો કે એણે એ આવાસમાં અદ્ભુત વાતાવરણ સર્જી દીધું!

એણે બારી ખોલી નાખી. દૂર દૂર ગંગાના વિશાળ જલપટ પર નજર ફેરવી. દૂર દૂર હવેલીઓ દેખાઈ, વિશાળ મંદિરો દેખાયાં અને મોટી મોટી મ્હેલાતો નજરે પડી...એણે જોયા જ કર્યું...ઊંડે ઊંડે!...દૂર! બહુ દૂર...કોઈને ભેદીને એની નજર કોઈકને નિરખી રહી હતી.

મુશ્તરીનાં જીવનની સખ્તાઈને બિરજુ પિગળાવી શક્યો હતો...!

' બિરજુ! ભૈયા!' ઈસ્માઇલથી બોલી જવાયું.

પીંજરામાં પૂરાયેલા પોપટે પાંખ ફફડાવી: અને બીજી જ ક્ષણે બોલવા માંડ્યું: ' બિરજુ! ભૈયા! બિરજુ!'

આહ! ' બિરજુ! તને શું સૂઝયું? તને કોણે કહ્યું આ બધું?' મુશ્તરી અને ઇસ્માઇલ બંનેની ઝબાન આટલા જ શબ્દો બોલી શકી.

ઇસ્માઇલને હવે પોતાની સ્મૃતિના પડધા પર કંઈ ઝાંખું દેખાવા માંડ્યું: 'હા, તે રાતે પોપટ બોલ્યો હતો: એ બધું હવે મને બરાબર યાદ આવે છે. બિરજુ જરૂર આપણી વાતો તે વખતે આવીને સાંભળી ગયો હશે: મને યાદ છે કે એ વખતે કૂતરો કોઈકને જોઈ ભસ્યો હતો!'

' બિરજુ! બિરજુ!' ફરી ઇસ્માઇલે પોકાર્યું.

તે રાત્રે બેઉને ઊંઘ ન આવી. સારી રાત ગંગાનાં વહી જતાં નીર પર તેમનાં નયનો ઠરેલાં રહ્યાં!

પોપટ ઘણી વાર રાતના પીંજરાને હચમચાવી નાખતો!

બીજે દિવસે ખબર આવ્યા: ' બિરજુને ફાંસી! પણ તેની ઇચ્છા ઇલ્લાહાબાદમાં ફાંસીએ ચઢવાની છે અને આજે એ આવી પહોંચશે.'

સવાર!...બપોર!...સાંજ!...હજી બિરજુનો પત્તો નહોતો.

પણ અંતે એ આવી પહોંચ્યો: હથિયારબંધ, બંદુકધારી સિપાહીઓના પહેરા હેઠળ, હાથમાં બેડીઓસહિત, બાંકો બિરજુ એટલી જ ખુમારીથી ગંગાના વિશાળ પુલ પરથી પસાર થતો હતો. એ જ સ્થળ! નીચે એને નિહાળવા જબરી માનવમેદની જામી હતી.

સામે કાંઠેથી ઇસ્માઇલ અને મુશ્તરી એક નાનકડી કિશ્તીમાં બેસી આ પાર આવ્યાં. સંધ્યાના ગુલાબી રંગોએ ગંગાના પટ પર કસુંબલ રંગો ચિતર્યા હતા.

પણ એ રંગોને શત્રુદળની માફક ધસી આવતાં કાળાં અંધારાંએ ઘેરી લીધા. પવન જોરથી ફૂંકાવા લાગ્યો : અને ભયંકર આંધી, વરસાદની ઝડી અને વીજળીના કાટકાભર્યા ચમકારા વાતાવરણને ગજાવી નાખવા લાગ્યા. સંધ્યાનું રૂપ વિલાઈ ગયું : ગુલાબી તેજ ઓસરી ગયાં : અંધારાં એને ગળી ગયાં. જોરથી ફૂંકાતા પવન વચ્ચે કયી ક્ષણે વરસાદ તૂટી પડશે, એ કહેવું મુશ્કેલ હતું. ગંગાનાં જળ ધૂમરીઓ લેતાં હતાં. એ ધૂમરીઓ વચ્ચે એક કિશ્તી ઘેરાઈ ગઈ.

'આંધી આતી હય' 'તુફાન! બારીશ! બીજલી!' એવા અવાજો અને અથડામણ! વીજળી અને ગર્જના!

ગંગાના તટ પરની મેદની વિખરાઈ ગઈ: પુલ પર ફક્ત લશ્કરી ટુકડી વચ્ચે એક ગુન્હેગાર કેદી હાથમા જંજીરોસહિત, અંધકારમાં ચમકતી વીજળીને નિરખતો પોતાની વિશાળ કાયાને જરા પણ ઢીલી કર્યા વિના, મોં પર જરાય દુઃખ કે ખિન્નતા પ્રકટ કર્યા વિના કદમ ઊઠાવતો આગળ બઢતો હતો.

એનું નામ હતું બિરજુ!

હજી અર્ધો પુલ ઓળંગાયો હશે ત્યાં તો તુફાને ભયંકર રૂપ ધારણ કર્યું. કાળા આકાશમાંથી મુશળધાર વરસાદ તૂટી પડ્યો.

મુશ્તરી અને ઈસ્માઇલની કિશ્તી ગંગાના ધૂમરીઓ ખાતાં પાણીમાં ડોલી રહી હતી.

ઘડીના છઠ્ઠા ભાગમાં લશ્કરી પહેરા હેઠળ ચાલી રહેલા કેદીએ તુફાનને જોયું અને એક જબ્બર છલંગ મારી! એના હાથમાં જંજીરો હતી પણ તે સાથે એણે પુલની 'રેઇલીંગ' પરથી નીચે, વરસતા વરસાદમાં, ફૂંકાતા પવનમાં, ગરજતા વાદળમાં, ગાજતી આંધીમાં, દોઢસો ફૂટ નીચે–વહી રહેલી ગંગામાઈના ખોળે પડતું મૂક્યું.

'કયદી ભાગા! ગોલી છોડો!!'

ગોળીઓ છૂટી : ધ્રૂસાન્ગ! ધ્રૂસાન્ગ!! ધ્રૂસાન્ગ!!!

કેદી ક્યારનો યે ગંગાના વિશાળ જલપટમાં અટવાઈ ગયો હતો–પણ તરત જ તેની પાછળ ગોળીઓ છૂટી !

તુફાન !...બારીશ !...આંધી !...ધૂમરીઓ લેતાં ગંગાનાં પાણી વચ્ચે ડોલતી કિશ્તી! વાદળોની ગર્જના અને વીજળીના ચમકારા !

ડોલતી કિશ્તીમાં, ગરજતાં વાદળ વચ્ચે મુશ્કેલીથી ચીસ પડાઈ ગઈ: 'બિરજુ ! બિરજુ !' અને બીજી જ પળે ધૂમરીએ ચઢેલાં પાણીઓ વચ્ચે કિશ્તીમાં તે નિશ્ચેતન પડી ગઈ!–ફસડાઈ પડી !

ઇસ્માઇલનો અવાજ ફૂંકાઈ રહેલા પવનમાં, તુફાને ચઢેલી કિશ્તીના અવાજમાં ક્યાંયે ઓલવાઈ જતો હતો: 'બિરજુ ! ભૈયા બિરજુ !'

ગર્જતી આંધી અને તુફાન વચ્ચે, અંધારા અને વીજળીના કડાકા વચ્ચે, ગંગાનાં જળ ધૂમરીઓ ખાતાં રહ્યાં !



# ૬. ધરતીના પેટાળમાં

પેલા કવિઓ કહે છે કે જ્યારે સુંદરી સોળ વર્ષની થાય ત્યારે એનું જોબન પોતાની મેળે જ શણુગાર સજવા માંડે છે, એનું સૌંદર્ય સુરેખ બને છે. ત્યારે 'કવિઓ' એની ઉપર કવિતા લખે છે અને પોતાના હૃદયને માત્ર શબ્દોની રમત વડે શાંત કરે છે.

...પણ મ્હૈસૂર અને કોલારની સોનાની ખાણ વચ્ચેની ધરતી સોળ વર્ષની વયે પહોંચી હતી કે કેમ, એ તો મને માલૂમ નથી, પરન્તુ એટલી વાત તો હું જરૂર કહીશ કે એ ધરતી પોતાના પૂરજોશમાં સૌંદર્યની સુરેખ બતાવી રહી હતી. એ ધરતી જ્યારે સ્નાન કરવા માટે નગ્ન બનતી ત્યારે એ મોટા સૌંદર્યરાશી શી લાગતી. એના આકર્ષણ આગળ મ્હૈસૂરના સુવર્ણના રાજમહાલની નર્તકી કંઈ વિસાતમાં નહોતી!

......ની સોનાની ખાણની ઉપરની ધરતી ઘણી જ જુવાન છે, સૌંદર્યપૂર છે. નવયૌવનાના કેશકલાપની મિસાલ કાવેરીનો ધોધ એ જવાન ધરતીને ઘણી જ ખૂબસૂરત બનાવે છે. પણ......ની સોનાની ખાણની ભીતરમાં તે સાવ નાગી હતી. જુવાન છોકરીનાં કપડાં ઉતારી લેવામાં આવે અને પછી તેને ચાલતાં પણ શરમ આવે ત્યારે તે એક ખૂણામાં ભરાઈ રહે, બહાર પણ ન નીકળે, એ પ્રમાણે કોલારની ખાણ બહાર કદી ન નીકળતી. એની જુવાની પર આફરીન એવા ગોરા લોકોએ, માલેતુજારોએ એની ઉપર પોતાની સત્તા જમાવવાની પેરવી કરી હતી. એ સોનાની ખાણ સુંદરીનાં જોબનની મિસાલ-ધરતીની અંદર જ રહેતી. કાબુલની કોઈ એક ભટકતી ટોળકીની નવજવાન અને સુંદર છોકરી કોઇ શયતાની જિગરવાળા પઠાણના પંજામાં સપડાઈ જાય અને પછી તે પઠાણ તેને એક ગુલામડીની મિસાલ મુંબઇના ફોરાસ રોડના ઘરની એકાદ માલિકણને સસ્તા કે મોઘા દામે વેચી નાખે ત્યારે એ છોકરીની જેવી હાલત બને તેવી જ હાલત આ કોલારની ધરતીની બની હતી. એ

ધરતીને જોબન વહેંચનારી વેશ્યા બનાવી દેવાઈ હતી. એના જોબનના સોનાને લૂંટવા દર 'સીઝને' એના ઇજારા અપાતા.

અને આવી જોબનભરી ધરતીમાંની સોનાની ખાણની ભીતરમાં અનેક મજદૂરો કામ કરતા. મ્હૈસૂરના મુલ્કના કાળા આદમીઓ પોતાની સારી ઉત્સાહશક્તિ એ ખાણની ભીતરમાં રહેલી ધરતીની જવાનીને બહાર ખોદી કહાડવા માટેની કિંમત તરીકે ખરચી નાખતા. બદલામાં તેમને તેમના માલિકો થોડાક 'કાસ' અગર 'ડુડુ'* આપતા. અને આ 'કાલા આદમી ધરતીના પેટાળમાં—અંદર, ઘણે અંદર, કામ કરતા.

સડસડાટ સીડી પડતી. ઉપર યંત્રો ચાલતાં. બૉઈલર તો હવે ક્યારનું યે કાઢી નાખવામાં આવ્યું છે! પણ હવે તો વીજળીના વેગથી 'ટરબાઈન્સ' ચાલીને આખાયે યંત્રના સરંજામને ચલાવે છે. મજદૂરો સીડી પરથી એકદમ ખાણમાં સરી પડતા. ધરતી પોતાનું પેટાળ ફાડી ખુલ્લી ઊભી હતી. રોટી કમાનાર આશકને મન એ જુવાન સુંદરી જેવી લાગતી. શરીરને તેની ભૂખની રોટી આપવા માટે જેમ એક મજદૂર, કહેવાતા હલકા વર્ગની, ઘણા ઓછા દામવાળી વેશ્યા બાઈના ભઠિયારખાનાની મુલાકાત લઈ આવતો અને પરિણામે તેને ઘણીવાર પોતાના શરીરની ભારે કિંમત આપવી પડતી, તેની મિસાલ રોટીને માટે મજદૂર તે સીડી વાટે અંદર સરકી પડતો—હાથમાં કોદાળી અને મશીનના પંપો લઈને!

આસપાસનો મુલક ઘણો જ રમણીય છે. ધરતીને બારે માસ એનું જોબન પૂરજોશમાં હોય છે. ચોમાસામાં એનું દિલ ઓર ખીલે છે—સાથે સાથે એનો દિમાગ પણ ખીલે છે. અહીં વસંત આવતી—કુમકુમ પગલે. પણ, ધરતીના પેટાળમાં ઊલટીઓ થતી—ઈન્સાનના લોહીની! કામ કરતા મજદૂરોને તો બારે માસ સરખા લાગતા.

કાવેરીની નહેરોને કિનારે કાળાં મજદૂરોનાં ઝૂંપડાં હતાં. બામ્બુ અને જૂના પતરાંથી બાંધેલાં ઝૂંપડાંમાં સાડાત્રણથી સાડાચાર ફૂટની ઊંચાઈનાં બારણાંમાંથી દાખલ થઈ મજદૂર પોતાના ખાણા માટે અંધારા

---

* મ્હૈસૂરમાં પૈસાને 'કાસ' અગર 'ડુડુ' કહે છે.

ખૂણામાં જલતા અંગાર પરના 'સાંભાર' પર અગર તો 'ઇડલી–ડોસા' ઉપર નિગાહ ઠેરવતો.

જ્યારે બહાર કોયલ ટહુકતી કે વસંતના વાયુના વાયરાથી ધરતીની જવાનીને વધાવી લેવા માટે વૃક્ષ પરથી કેસૂડાનાં ફૂલડાં ખરી પડતાં ત્યારે ખાણુની ભીતરમાં અટપટાવી દે એવી કાળી ગલીમાં, જ્યાં કાયમ એક હજાર અને ચારસો ચાલીસ, મિનિટ અતિ કાળો અંધકાર છવાઈ રહ્યો હોય છે ત્યાં, ઉપરથી કોઈ જબરજસ્ત ખડક નીચે ધસી પડતો અને જબરજસ્ત કડાકો થતો. તેના ધસારાની અંદર ત્યાં ખડા રહેલા, કામ કરતા મજદૂરો એની નીચે દબાઈ જતા. ચારેક કલાક પછી બીજા બિરાદરોની મહેનતને અંતે એ દબાયેલા મજદૂરો બેફામ અગર મૃતહાલતમાં બહાર નીકળતા ત્યારે એ બિરાદરોની પત્નીઓની આંખમાં પાણી આવી જતાં. વસંત ખીલેલી દેખાતી!...અને જ્યારે નાતાલ આવતી ત્યારે, દૂરની કેબિનમાં સા'બ શેમ્પેઈન ઊડાવતો! એની પાસે બેઠેલી બેંગ્લોરની પેલા ફ્રેઇઝર ટાઉનની 'હલકા સંસ્કાર'ની એક 'એન્ગ્લો ઈંડિયન' છટકેલી નખરાબાજ–'ફ્લર્ટ' છોકરી એની સાથે છણકાથી વાત કરતી: 'ઓહ! ડીઅર મી...!...તમે સોનાના મહેલમાં રહો છો...અને...કોઈ 'રાણી' ના મળે? એ દિલગીરીની વાત છે!...કાં નહિ, ડીઅર?' તે જ વેળા પાછળથી ગોરા સાહેબની તહેનાત સમાલતા કાળા આદમીને હાથમાં બીરના બાટલા લઈ આવીને ટેબલ પર મૂકતાં શબ્દો સાંભળવા પડતા: 'ડેમ યુ! ઈડર મટ રખ્ખો!...કાલા આદમી!... અક્કલ નહિ હૈ! બ્રુટ!' ત્યારે બીજી બાજુ કાવેરીનો ધોધ જબરજસ્ત અવાજ કરી વહ્યે જતો. ગાળેલા કાચના રસની મિસાલ એનો રંગ બનતો: દૂર દૂર બેઠેલી મદ્રાસી મજદૂર ઓરતોમાંની જેઓ પોતાના પરણેલા આશકને મરેલા જોઈ રહી હોય તેઓ રડવા બેસતી: 'ચેન સ્વામી? દુર્ભાગ્ય!' 'ચેન અન્નામ્મા!'

[૨]

તિમૈયો આજે વર્ષોથી એ ......ના સોનાની ખાણુમાં કામ કરતો હતો. એણે અનેક ગોરા સા'બોના મિજાજ જોયા હતા. જ્યારથી એ જુવાન થયો ત્યારથી એની જિંદગી એ ખાણુમાં શરૂ થઈ

હતી...એક દિવસ જ્યારે ઉપરહલ્લી ગામડાની રાંગ પરથી એ પાછો આવતો હતો ત્યારે એને ગૌરી મળી હતી. ગૌરી તે વેળા નવજવાનીમાં પગલાં માંડતી હતી. તે સુંદર હતી. એના અંગેઅંગમાં જુવાની જાગી હતી. તિમૈયો ગૌરીને ઓળખતો હતો. ગૌરી બનીઠની બહાર જવા નીકળી હતી પણ વચ્ચે પાણીનું જબરૂં ખાબોચિયું આવતું હતું. હમણાં જ થોડીવાર પહેલાં વરસાદનું એક મોટું ઝાપટું પડી ગયું હતું. વૃક્ષરાજી ઉપર સૂર્યનો રૂપેરી તડકો ચળકાટ મારી રહ્યો હતો, અને એ બધામાં ગૌરીએ ધોયેલી ચૂંદડી પહેરી હતી. એને પેલે પાર જવું હતું. ચોમાસામાં બધું લીલોતરીથી છવાયેલું હતું. ધરતીની જવાનીની મિસાલ ગૌરીની જવાની પણ ખીલી હતી. તિમૈયો આગળ ધસ્યો. ગૌરીને પોતાની બાથમાં ઉપાડી પાણીનાં ખાબોચિયાંને પેલે પાર લઈ ગયો અને પછી તેને બાહુપાશમાં કચડી નાંખી.

આજે એ વાતને વર્ષો વીતી ગયાં હતાં. એ જ ગૌરીને તે પરણી લાવ્યો હતો. અને પછી બંને ......ની ખાણુની અંદર સોનું ખોદતાં હતાં.

દર પ્રભાતે સખ્તમાં સખ્ત પોલાદને જાલીમ અંગારામાં નાખતાં એનું પાણી થઈ જાય અને પછી જેવો રાતામાં રાતો રેલો પડે એવો રેલો પૂર્વાકાશમાં થાય તે પહેલાં તો તિમૈયો અને ગૌરી ખાણુમાં કામ કરવા નીકળી પડતાં. સાહેબની મહેરબાની પણ એ જોડી ઉપર હતી, પણ બીજે એટલે આ વર્ષે નવો સા'બ આવ્યો હતો. એ તિમૈયાને ગમતો નહોતો.

અને આજકાલ ખાણુની અંદર વાતો થતી : 'જોયું, મલ્લાપા? ગયા સોમવારે પાંચ આદમી ખલાસ!'

'આ સા'બ...બડો બદમાશ છે!'

'પણુ યાર! તારી ગૌરીને કેમ છે?' તિમૈયાના એક બિરાદર મલ્લાપાએ પૂછ્યું.

ગૌરીને મહિના હતા. થોડાક વખતમાં એ બાળકની માતા થવાની હાલતમાં હતી.

'સારૂં છે. હવે તો એને કામ પર લાવવી બંધ કરવી પડશે!' તિમેયાએ જવાબ વાળ્યો.

'અને એટલા દિવસના 'ડુડુ' તો મળશે જ ને?' મલ્લાપાએ પૂછ્યું.

'હા.... કેમ નહિ મળે? કાયદો છે ને?' તિમેયાએ જવાબ વાળ્યો: 'પણ આ નવો સા'બ...!'

અને પછી બધા મજદૂરો વાતે વળગતા. ગામમાં કૂતરાં ભસતાં સંભળાતાં. અવારનવાર મોટરનો અવાજ આવતો. ચાંદની રાત હતી. બધાએ ઠરાવ કર્યો કે આજે તો શરાબખાનાની મુલાકાત લેવી.

'મલ્લાપા! તારી પાસે ઇષ્ટુમ ડુડુ?' તિમેયાએ 'પૈસા કેટલા છે?' તે પૂછ્યું.

'ડુડુ ઇલ્લિા!' મલ્લાપાએ 'પૈસા નથી' એમ જવાબ વાળ્યો.

'ચાલ, હું આપીશ!'

બધા શરાબખાનાની મુલાકાતે ગયા. બધાએ ખૂબ જ એવડો ચડાવ્યો. અને તે રાત્રિએ ચીકાર બની તિમેયો પોતાની ગૌરી પાસે આવ્યો.

[૩]

ફરી પ્રભાત થયું...અને તિમેયો કામે લાગ્યો. ખાણની આસપાસ મજદૂરોની કાળી દુનિયા વસતી હતી. આખા શરીરે માત્ર મેલાં પહેરણ અને લૂંગી સિવાય બીજું વસ્ત્ર કોઈ પહેરતું નહોતું. મલ્લાપો, સદાનંદ રંગો, રામસ્વામી, સારંગધર વગેરે મજદૂરો સીડી ઊતરવા લાગ્યા. 'ટરબાઈન્સ' શરૂ થયાં અને દૂર દૂર કાવેરીનો ધોધ જબરજસ્ત અવાજ કરી રહ્યો હતો!

પણ આજે ગૌરી બહુ મોડેથી આવી હતી: નવો સાહેબ પોતાના તેજ દિમાગમાં ફાટેલો હતો. તે જેમ આવે તેમ બોલતો, બબડતો, ગુસ્સો દાખવતો.

સડસડાટ સીડી ઊતરી ગૌરી અંદર આવી. એને છઠ્ઠો મહિનો ચાલતો હતો. ઘેર એક નાનકડી બે વર્ષની છોકરીને મૂકીને તે કામ પર આવતી હતી. ગૌરીની ચામડીનો રંગ ઘણો જ આકર્ષક હતો. એકવાર એ 'પ્લાન્ટ'ના 'સ્ટોરકીપર' કોન્ડા વેન્કટમ રામનની નજર ગૌરી પર પડી હતી. ગૌરીની નઝાકતથી ખાણના ઘણા સત્તાધીશ મદ્રાસી અમલદારો એની પ્રત્યે આકર્ષાયા હતા...પેલો 'સ્ટોરકીપર' જ્યારે પગાર થાય ત્યારે કૅશિયરની પાસે બેસતો અને પગાર આપતી વેળા ગૌરીના હાથ સાથે ધીમેથી સ્પર્શી લેવાનો–દબાવી લેવાનો આનંદ માણતો. પણ ગૌરી ગાળ સિવાય કંઈ ખાસ બોલતી નહિ. એક વાર સાંજના કાવેરીની નહેર આગળ ગૌરી એની બે સહેલી સાથે શરાબખાનાના પાછલા ભાગમાં થઈને જઈ થોડોક ' ઊંચો ' દારૂ પી આવી હતી. માથાના વાળમાં ચંપાના ફૂલની વેણી નાંખી હતી. કપાળે મોટો ચાંદલો કર્યો હતો. નવી ચૂંદડીમાંથી તસતસતી ચોળીમાં બાંધેલું તેનું જોબન દેખાતું હતું. મોઢામાં પાન હતું, અને એકલી કયાંક સાંભળેલું હિંદી ગીત ગાતી જતી હતી:

'મોરી નાજુક કલઈયાં ના મરોર રે !
...મોરી અંચલકી છેડ તું છોર રે !
હાં...રે...મોસે પીયુ બીન ના'વે ચેન...રે!'

આ વખતે પછવાડેથી કોંડાજી ઝાડીમાંથી બહાર ધસી આવ્યો...બે ત્રણ ઇશ્કબાજીના શબ્દો બહાર કઢાયા પછી તેણે ગૌરીનો હાથ ઝાલ્યો. પણ ગૌરીએ જોરથી તેને એક થપાટ લગાવી દીધી અને તે ત્રાસેલી હરણીની માફક ત્યાંથી નાસી ગઈ.

ત્યાર પછી કોંડાજી કોઈ દિવસ એની છેડ કરતો તો વિચારીને કરતો: એ હજી સુધી ગૌરીની થપ્પડ ભૂલી નહોતો ગયો. અમલદાર સાહેબો આગળ ગૌરી માટે તે ખૂબ જ કહેતો. એ તેનું વેર વાળવા માંગતો હતો.

સાંજ પડી; લાલ ખૂનના રંગની મિસાલ રાતો આફતાબ ધરતીના આરે પેટાળમાં ડૂબતો હતો. ખાણમાં વીજળીની રોશની હતી. મોટા દરવાજા આગળ વીજળીની અનેક બત્તીથી શણગારાયેલું ' ખાણ 'નું નામ ઝબકારા મારી રહ્યું હતું. અંધારામાં નાના 'કાર્નિવલ'ના પ્રવેશદ્વાર જેવો

ભાસ થયો. ત્યારે પાસેના વાંકળામાં આવેલી મજદૂરોનાં ઝૂંપડાની આલમમાં કૂતરાઓ ભસતા હતા.

ગૌરી બહાર નીકળી. સાહેબે એને ગાળ આપી: મોડી આવશે તે ચાલશે નહિ,' એવી અનેક ધમકીઓ આપી પણ પાછળથી તિમૈયો આવ્યો. સાહેબ બોલતા બંધ થઈ ગયા. એને તિમૈયાની દરકાર નહોતી. પણ કદાચ તે કંઈક ના કરવાનું કરી બેસે તો?

[ ૪ ]

આજા દિવસના પરોઢમાં જ 'ટરબાઈન્સ' શરૂ થઈ જતાં ખાણમાં કામ ઘણી જ ત્વરાથી ચાલી રહ્યું હતું. 'પાવર હાઉસ' જબરજસ્ત ધક્કાથી ગાજી રહ્યું હતું. વીજળીનો જન્મ કરાવવા માટે લોખંડનાં મોટાં મોટાં યંત્રો કામે લાગ્યાં હતાં. મલ્લાપા એક જબરજસ્ત ખડકને કોરવા માટે મશીનને આગે ધકેલી રહ્યો હતો. ચોતરફ કાળી કાળી ગલીઓ હતી. ઘનઘોર અંધારામાં ઘણી વાર આગના ભડકા ઉત્પન્ન થતા. ધરતીના પેટાળમાં કોઈક ખૂણે કોઈક મજદૂર એ ભડકાના ઝેરી અંધારાનો ભોગ થઈ પડતો. પછવાડેથી એની ઓરત રડી ઊઠતી!...પણ કામ કદીયે અટકતું નહિ. 'ટરબાઈન્સ' ચાલુ રહેતાં. કાવેરીનો ધોધ પડ્યા કરતો. હજારો આદમીઓ કામમાં મશગૂલ રહેતાં. લાખોનું સોનું બહાર નીકળતું. અને બજારમાં એ સોના પર સોદા ખેલાતા.

ગૌરીથી કામ થતું નહિ. એના ઉદરમાં બાળક હતું. તિમૈયાની સાથે જ તે હમણાં રહેતી હતી. પોતાની નાનકડી છોકરી રંગીને ઘેર મૂકી આવી તે કામે આવી હતી.

એટલી વારમાં મજદૂર ઓરતોમાં સળવળાટ થયો. 'લિફ્ટ'માંથી કોઈ સત્તાધારી અમલદાર આવતો હોય એમ જણાયું.

'બડા સા'બ આવે છે!'

'ચાલ...જલ્દી ટોપલો ભર...નહિતર...!'

'જો! એ આવ્યા!...જલ્દી ભરી આપ.'

'અરે! હાથમાં 'હંટર' છે...'

'ઝટ કર!...'

આવા અવાજોમાં મજદૂરો અંદર અંદર વાતો કરી રહ્યા હતા. તે જ વેળા હાથમાં જબરજસ્ત 'બેટરી' લઈ બડા સાહેબ અંદર આવ્યા. એની પાસે કોંડાજી પણ ખડો હતો.

'સા'બ...કામ તો ઘણું જ સરસ ચાલે છે...'

'બહોત અચ્છા!'

સાહેબ ડગલું આગળ ચાલ્યા. ગૌરી માટીના ઢગલા પર બેઠી હતી. સુવાવડને ત્રણેક મહિનાની વાર છે એમ કોઈપણ જોનારને લાગતું. દૂરથી સાહેબે તેને આરામ લેવા 'બેઠેલી' દીઠી. 'શા માટે બેઠી છે?'

'ખુદાને માલૂમ!' કોંડાજી બબડ્યો.

'હં! હં! બચ્ચા આનેવાલા હૈ!' સા'બે ઝબાન ફેંકી.

'હા...'

'એ કમાવાવાળી એકલી જ છે કે?'

'ના સા'બ! એનો પેલો...ખાવિંદ છે ને...તિમૈયો!'

'તો પછી સાલી ઘેર કેમ નથી રહેતી?' સા'બનો મિજાજ ગયો. 'ચલાવ...એઈ...' એણે હંટરનો ફટકો બોલાવ્યો.

લોકો ચમકી ગયા. પણ સાહેબાઓની આવી મિજાજખોરી તો રોજનો ક્રમ હતો. બધા ગુપચુપ કામમાં મશગૂલ હતા. એટલી વારમાં ઉપલી ભેખડમાંથી કેટલાક પથ્થરો નીચે તૂટી પડ્યા. એક જબરો પથ્થર કોંડાજીના માથા પર પડ્યો. અને બીજો સા'બના શરીર પર ઘસી પડ્યો. કોંડાજી જમીન પર ફસડાઈ પડ્યો. મજદૂરોએ એને ઊંચકી લીધો. સા'બને જરા પણ ઈજા થઈ નહોતી. માથે હૅટ હતી. એ ગરમ થયો! દૂર બેઠેલી ગૌરી હસી!

'ક્યું સાલે કાલા લોક?'

'કુછ નહિ સા'બ!' એક આદમીએ જવાબ વાળ્યો. અને સાહેબે એને એક હંટર લગાવી દીધો.

'સા'બ, જુઓ પેલી ગૌરી બેઠી...એ...!' કોંડાજી બોલ્યો.

'હં...કાયકુ કામપે આતી હૈ?...ઉસકા રોજ કાટ લેના...પૈસા મુફ્તકા આતા હૈ?' સાહેબ ગરજ્યા.

'અચ્છા સાબ!'

'ઉસ્કા મરદ તો અચ્છા કમાતા હૈ...'

'લેકિન સા'બ! એને ત્યાં ખાવાવાળા બહુ છે. કુટુંબ મોટું છે. ઓરત અને મરદનાં બુઢ્ઢાં માબાપ! એનાં સગાં અહીં સામે જ રહે છે ઝૂંપડામાં.'

'પૈસા મત દેના...'

સા'બ આગળ આવ્યો.

ગૌરીએ પાવડો ઉઠાવ્યો. ને જેવી માટી ભરવા લાગી કે તરત સાહેબે કહ્યું: 'કાયકુ હસી?'

'કુચ્છ નહિ સા'બ!' ગૌરી બોલી.

અને સાહેબે ખરાબમાં ખરાબ ગાળ આપી એક હંટર લગાવ્યો

'તુમારા બાપકા પેશા હૈ? કામ બરાબર કરો...'

પાસે જ તિમૈયો કામ કરતો હતો. એને હાડોહાડ વ્યાપી ગઈ. 'ગોરો સા'બ મારી ગૌરીને ગાળ આપે?' એણે વચ્ચે બૂમ મારી:

'ખબરદાર, સા'બ! સબકુછ ઠીક હૈ!...મગર ગાલી મત નીકાલો!...'

સાહેબે મિજાજ ગુમાવ્યો. એક બે ત્રણ હંટર તિમૈયાને વીંઝ્યા. કોંડાજી ત્યાંથી પાછલે પગે ચાલ્યો ગયો.

આમ ખાણુમાં બન્યા જ કરતું!...કાવેરીનો પ્રવાહ વહ્યે જ જતો! ...ધરતી સોનાની ઊલટી કર્યે જ જતી! અકસ્માતો થયે જ જતા!

[ ૫ ]

ઘનઘોર રાત પડી હતી...'ગોલ્ડફીલ્ડ્ઝ'ના પાટિયા પર વીજળીની રોશની ઝબકારા મારી રહી હતી...અંદર યંત્રો ચાલુ હતાં. 'પાવર હાઉસ' માંથી જબરજસ્ત અવાજ આવી રહ્યા હતા. અને તેથી દૂર કાવેરીના ધોધનો અવાજ કાનને સ્પર્શ કરતો. વીજળીની રોશની આસપાસના અમલદારોના બંગલામાં ઝબૂકઝબૂક થતી. ઘણીકવાર ઉપલા રસ્તા પરથી આવતી મોટરોની 'હાઈ લાઈટ્સ' નીચે 'વાંકળા' જેવા ઢોળાણમાં પથરાઈ રહેલા, ગીચ વસ્તીના ઝુંડ જેવાં મજદૂરોનાં ઝૂંપડાં અને છાપરીઓ પર પડતી.

'પ્લાન્ટ'ની આસપાસની ખીણમાં ખાણમાં કરનારા મજદૂરોની દુનિયામાં કૂતરા ભસતા: દેશી શરાબખાનામાંથી પાછો ફરતો ઢીંચેલો મજદૂર લથડિયાં મારતો, કચરા અને ગંદકીના ઢગલામાં ક્યાંક ફસડાઈ પડતો ત્યારે કૂતરા ભસાભસ કરી મૂકતા.

તિમેયો દેશી શરાબખાનાની પતરાંએ વાળેલી હોટલમાં બેઠો હતો. એણે ખૂબ જ ઢીંચ્યો હતો. આજે તેણે એક કબજો પહેર્યો હતો. ઘડી ઘડી તેનો હાથ કબજાની અંદર મૂકેલી કંઈક વસ્તુ તપાસી જોવા માટે ખિસ્સા પર પડતો.

'તિમેયા! તારી ગૌરીનું સા'બે તો ગજબનું અપમાન કર્યું...એ સાળાએ ચાબુક માર્યો...અને તું...?...'

'ચુપ...' તિમેયો બોલ્યો: 'રંગા! તને ખબર છે?' કહી તિમેયો નીચે વળ્યો. તેનો હાથ ફરીવાર પોતાના કબજાના ગજવા તરફ ગયો. રંગાના કાનમાં કંઈક કહ્યું અને તે ચાલી નીકળ્યો. એની આંખ લાલઘૂમ બની ગઈ હતી.

હજી રાત્રિ બહુ નહોતી વીતી. એને માલૂમ હતું કે બડા સાહેબ તો હજી એની ઑફિસ આગળ નેતરની ચાર ખુરશીઓ વચ્ચે ગોઠવેલા ટેબલ પર 'વ્હીસ્કી સોડા' ઊડાવતા હશે!...

તિમેયો દાખલ થયો. દરવાન એનો ઓળખીતો હતો.

'એના સ્વામી ?'

'પંચ્ટુ ઘંટા ?'

તિમૈયો જવાબની દરકાર કર્યા વિના અંદર ચાલ્યો ગયો. એના પગ લથડતા હતા.

'પ્લાન્ટ'ની ઑફિસના ચોગાનમાં એક બાજુએ સાહેબને માટે ખાસ બનાવેલો નાનકડો બગીચો હતો. બગીચા વચ્ચે પતરાનાં છાપરાવાળું ઘર હતું. ત્યાં વીજળીની રોશની હતી. અંદર છએક ખુરશી, બે ગોળ ટેબલ અને ત્રણેક બાંકડા પડ્યા હતા. દૂર દૂર કાવેરીના ધોધનો અવાજ વાતાવરણને ગજાવી મૂકતો હતો.

તે બડા સાહેબની ઑફિસ આગળ આવ્યો. 'હા...હા...હા...' તે હસ્યો. તેની નજર સા'બની પાસે બેઠેલી પેલી 'ઍંગ્લો ઇંડિયન ફ્લર્ટ' પર પડી. વ્હીસ્કીનો ગ્લાસ ટેબલ પર પડ્યો હતો.

'સલામ સા'બ !'

'જાવ...ઈધરસે...સુવ્વરકા બચ્ચા...'

'હા...હા...હા...' તિમૈયો હસ્યો : 'ગીલાસ...ગીલાસ...સા'બ ! વ્હીસ્કી...પી...ને...મેં બ્હોત...મઝા...આતા...હય... ! !' અને તિમૈયો પોતાની મરજી મુજબ, ગમે તેમ બોલવા અને તેમ કરવા માટે ડોલવા પણ લાગ્યો. પેલી 'ઍંગ્લો–ઇંડિયન' છોકરી ધ્રૂજી ઊઠી.

સાહેબે સોડાની ખાલી પડેલી બાટલી ઊંચકી. વધારે જાણ્યા વિના તેણે તે તિમૈયા તરફ ફેંકી. જો તિમૈયો ભાનમાં હોત તો બાટલીથી જરૂર એનું માથું ફૂટી જાત. પણ આજે તે પીધેલો હતો. તે સ્થિર નહોતો. સારા નસીબે તે બચી ગયો.

અને તેણે ખિસ્સામાંથી ચકચકતી, લાંબી છૂરી બહાર કહાડી. પેલી નખરાબાજ અડધી ગોરી છોકરી દૂર ખસી ગઈ ! તેણે એક તીણી ચીસ પાડી. આદમી આવે તે પહેલાં તો તિમૈયાના ખંજરે સા'બના હાથ ઉપર જખ્મ કર્યો અને એટલી વારમાં તો સા'બના માણસોએ તિમૈયાને પકડી લીધો.

તિમૈયો બબડતો હતો : 'બદમાશ!...સાલા....મેરી ગૌરીકા અપમાન...?'

અને તે ખૂબ પીધેલો હોવાથી પોતાનો મિજાજ ગૂમાવી બેઠો હતો!

બે ચાર આદમીઓએ એને સખ્ત રીતે પકડ્યો હતો. એની ઝબાન સાહેબને બરાબર નવાજી રહી રહી હતી. બદલામાં સાહેબનો મિજાજ હાથ રહ્યો નહિ. તેણે પોતાની પાસેના હંટરના પાંચ છ ફટકા તિમૈયાને ખેંચી કઢાડ્યા.

ચીસ પાડીને નાસી ગયેલી પેલી અડધી ગોરી બલાસમી નખરાબાજ છોકરી ફરી આવી. 'વ્હીસ્કી'નો એક 'પેગ' ભર્યો અને ગ્લાસમાં સોડા નાખી. પોલીસ આવી તિમૈયાને લઈ ગઈ!

'યેના સ્વામી?'

'યેન સમાચારમ્ સ્વામી?' લોકો અંદર અંદર પૂછતા હતા.

[ ૬ ]

તિમૈયાનો કેસ ચાલ્યો...ખૂન કરવાના પ્રયત્નના આરોપસર તેને દશ વર્ષની સખ્ત કેદની સજા થઈ હતી.

બીજે દિવસે પ્રભાત પડ્યું ત્યારે...ગોલ્ડફીલ્ડ ખાણ ચાલુ હતી. પક્ષીઓ બોલતાં હતાં. સારી રાત દરમિયાન જુવાનીએ શણગાર સજ્યા પછીના આઘાતરૂપ ઝાકળનાં ટીપાં ઝાડવાનાં પાંદડાં પરથી નીચે ખરવા માંડતાં હતાં. તેની ઉપર 'તડકો ચળકતો હતો. અને 'પ્લાન્ટ'માં 'ટરબાઇન્સ' ચાલુ હતાં. 'પાવર હાઉસ' કામમાં ડૂબેલું હતું. માણસો લિફ્ટમાં ખડકાતા, ધરતીના પેટાળમાં મજદૂરો કામ કરતા.

'યેન સમાચારમ્ મલ્લાપા?' રંગા નામના મજદૂરે પૂછ્યું.

'સ્વામી!...ગૌરીને ત્યાં દીકરો અવતર્યો...'

'હૈં?'

'હા...' અને મલ્લાપાએ મોં પર એક દિલગીરીની રેખા પ્રગટાવી.

'...હેં...પછી...?'

'...ને ગૌરી દીવાની થઈ ગઈ છે !' મલ્લાપાએ ખુલાસો કર્યો.

ફરી સાં'બ આવ્યો. અંધારી ધરતીના પેટાળમાં બૅટરીની રોશની થઈ...માનવપ્રાણીઓ એ રોશનીમાં જંતુઓની મિસાલ અહીં તહીં ફરી રહ્યાં હતાં. અને જમીનના ખડકને કોરી રહ્યાં હતાં.



# ૭. ભૂખ

મુંબઈનગરીના ભૂલા પડી ગયેલા બાળક જેવા એક અંધારા રસ્તાના ખૂણાએ મને જ્યારે આ વાત કહી ત્યારે મને સમજાયું કે મહાનગરી મુંબઈમાં એવા અનેક ખોવાયેલા બાળક સમા ખૂણા છે: પણ એ ખૂણા પાસે એવી અનેક કહાણીઓનો જમાવ હતો. એણે મને એક છોકરા અને તેના બાપની કહાણી કહી હતી. જ્યારે એ બાપ જુવાન હતો. ત્યારે તેણે એ ખૂણાની મુલાકાત ઘણી યે વાર લીધી હતી. મુંબઈનગરી જ્યારે પોતાના ગાલને ગુલાબી બનાવવા 'રોઝ–પાઉડર'નો ઉપયોગ કરતી, જ્યારે કેશની લટોને આકર્ષક રીતે ગૂંથવાના કાર્યમાં તલ્લીન થતી ત્યારે આ ખૂણાને પણ પોતાની કંગાલ રમત કરવાનું મન થતું. આજે ઘણી યે વાર હું એ ખૂણામાં જાઉં છું ત્યારે મને ફરી વાર એ કિસ્સાની યાદ આવી જાય છે. શરાબના નશામાં ચકચૂર બનેલી કોઈક પહાડી ઓરતની આંખના ગુલાબી નશા જેવી ગુલાબી રંગની બત્તી એ ખૂણામાં ચમકી, એના આશકોને આમંત્રણ આપવા આંખના છાનામાના અને ચોરેલા ઇશારા કરતી ત્યારે એ ખૂણો સજીવ બનતો.

એ ખૂણો જ્યારે વાત કરે છે ત્યારે એ ગદ્દગદ્ નથી થઈ જતો... કારણ કે એનામાં સસ્તી ભાવનાશીલતાનો દુર્ગુણ નથી: કારણ કે એણે તો એવા અનેક કિસ્સાઓ નિહાળ્યા છે.

ખૂબખૂબ ખેડાઈને ચૂસાઈ ગએલી પડતર ત્યજાયેલી ધરતી ઉપર જેમ સૂકાઈ ગયેલાં ઘાસનાં રાડાંઓ પડ્યાં હોય તેમ મારા મોં ઉપર દાઢી વધી ગઈ હતી. એક વખત જ્યારે હું આવી વાત કરતો હતો, ત્યારે આ ખૂણાએ મને દિલાસો આપવા કેટલી યે વાતો કહી હતી. હું જુવાન બન્યો ત્યારે મારા મુખ પર સહન કરવાનું જોમ હતું. અને આજે? જિંદગીની સાંજે ફરીવાર હું એ ખૂણા આગળ આવી ઊભો

છું, પણ ગૅસની બત્તીનો થાંભલો આજે ત્યાં નથી. એને બદલે વીજળીની રોશની ફેલાવતો લોખંડી 'પીલર' ત્યાં ખડો છે.

મારો ભૂતકાળ એ ખૂણાએ સજીવન કર્યો. અને મને પોતાને ભૂતકાળની કલ્પનામાં ઊડવાનું મન થયું. કોણ જાણે પછી એ ખૂણાએ મને પોતાની ગોદમાં લઈ મારા આજના બુઠ્ઠા મિજાજને જૂનાં સ્મરણોથી બહેલાવવા એ યુક્તિ કરી હોય તો !

...અને તે દિવસે મુંબઈનગરી ગુસ્સે થઈ ગઈ હતી. અને એ ગુસ્સાને ટંડો પાડવા સાંજે ઝરમર મેહુલો વરસી ગયો હતો. ચોપાટીના સાગર કિનારે માનવમેદની ઊભરાઈ જતી હતી. તે...મશહૂર છતાં અમુક વર્ગના દિલાસા સમી...ગલીના ખૂણા આગળથી જતા માનવપ્રવાહમાં હું આગળ અને આગળ કોણ જાણે ક્યાંય ધસડાતો હતો. મને એટલું જ ભાન હતું કે મારા હાથનાં આંગળાં મારી પાસે ચાલતા મારા બાપુના હાથમાં હતાં. બસ !

...અને એકાએક મારા બાપુ અટક્યા. એ અટકવાનું કારણ મને યાદ નથી : કદાચ થાકી ગયા હશે. મારી નજર ઊંચે ગઈ ! મારી વય જેટલો જ એક છોકરો એક આલીશાન ઇમારતના રવેશમાં એક ઢીંગલી સાથે રમત કરી રહ્યો હતો. મેં એ ઢીંગલી જીવનમાં પહેલી જ વાર દીઠી...પણ એક ક્ષણ પૂરી થાય એટલીવારમાં તો પેલા બાળકે એ ઢીંગલીને ગુસ્સાના આવેશમાં રવેશ બહાર ફેંકી દીધી. નીચે પડતાં જ ઢીંગલીના ચૂરેચૂરા થઈ ગયા ! અને તે જ વેળા મારા નાક આગળ સ્વાદિષ્ટ લાગતી સોડમ અથડાઈ !......સારો દિન હું મારા બાપુની આંગળી ઝાલીને મુંબઈના અંગેઅંગમાં ફરી વળ્યો હતો. અને ત્યારે, હું માંદો નહોતો છતાંયે મારાં ગાત્રો કળતાં હોય એમ મને લાગ્યું ! બીજી જ પળે મારા બાપુએ કહ્યા મુજબ મને યાદ આવ્યું કે આજે દશેરાનું પર્વ હતું. હશે ! મેં મોં મલકાવ્યું. પણ મારા પગ બહુ જ દુ:ખતા હતા. ધરતી નીચેથી સરી જતી લાગતી હતી. મારા બાપુની આંગળી મેં ન ઝાલી હોત તો મને ખબર નથી કે મારું શું થાત ! પેલી સ્વાદિષ્ટ સોડમ મારા નાક પર ફરી અથડાઈ. મેં બોલવા પ્રયત્ન કર્યો. મોંમાં જ શબ્દોએ સત્યાગ્રહ આદર્યો હતો. મને લાગ્યું કે કદાચ

મારે જમીન સાથે થોડીક પળો વહાલમાં વીતાવવી પડશે. મા—અને મારી પડખે મારા બાપુજી હતા!...એ મારા બાપુ હતા! એમની ટોપી ફાટી ગઈ હતી. એમનો ડગલો ઠીક ઠીક હતો: છતાંયે કૉલરના ભાગે વિદાય લીધી હતી. અને કોણી આગળ ફાંકા દેખાતા હતા. પગમાં જોડા હતા. મુંબઈનું રૂપ જોવા અધીરાં બન્યાં હોય એમ એક પગનો એક અંગૂઠો અને બીજા પગનાં બેએક આંગળાં જોડાના ફાટેલા ચામડામાંથી બહાર નીકળી ડોકિયાં કરતાં હતાં.

એ મારા બાપુ! હું એમને કેટલો ચાહું છું!! એમના 'ડાચા'માં ખાડા પડયા હતા. આધેડ વયે એમને ચશ્માં લેવાં પડયાં હતાં. તેની એક ફ્રેઇમ તૂટી ગઈ હતી. એટલે એને દોરા વીંટાળીને જેમ તેમ ટકાવી રાખી હતી. બંધ કૉલરનો પારસી 'ફૅશન'નો એ ડગલો, નીચે ખમીશ પહેર્યું હશે કે કેમ એવી શંકા ઊભી કરાવવા માટે તૈયારી કરવામાં પાછો પડે એમ નહોતો.

...હું અને મારા બાપુજી! કેટલાયે દિવસથી સવારના દૂધ વિનાની ચહા અને એક એક રોટલી ખાઈને...અને ઘણી વાર તો સાવ ભૂખ્યા પેટે બહાર નીકળી પડતા. શા માટે? મારા બાપુ 'બેકાર' હતા. 'બેકાર!' હા, એ શબ્દ તમે સાંભળ્યો હશે જ!!......મારા બાપુ! જરાક અણઘડ જેવા, અભણ અને ગામડિયા જેવા લાગતા, કારણ કે તેઓ અત્યારે બેકાર હતા—નોકરીવિહોણા હતા...પણ ગમે તેમ તોયે તે મારા બાપુ હતા. કોઈપણ વ્હાલી વસ્તુ કરતાં વધારે હું એમને ચાહતો. પાંચ માસ પહેલાં એમને કારકુન-પદવી સાથે દુશ્મનાવટ થઈ!...જે કંપનીમાં મારા બાપુ કામ કરતા હતા એ કંપનીના માણસોને પગાર બહુ ઓછો મળતો હતો અને એક દિવસ મારા બાપુએ તમામ કામદારોને પડકાર કર્યો...અને થઈ ચૂક્યું—બીજે દિવસે દરવાજા પરના પઠાણે મારા બાપુને અંદર આવવા દીધા નહિ. 'શેઠ સા'બકા ફરમાન હય!'...અને પછી તો સવારના એકાદ સીંગલ ચહા પીને અમે નીકળી પડતા; પણ કોઈ ઠેકાણે અમારો પત્તો લાગતો નહિ.

...અને એક દિવસ તો અમે ભીખ માગવાની હિંમત પણ કરી. પણ એમાં અમે ફાવ્યા નહિ. અમારા મનની લાગણીઓ સાથે અમારે મારામારી કરવી પડી......!

[૨]

જ્યારે મુંબઈનો આ ખૂણો વાત કરતાં અટકયો ત્યારે તેના નાકા પરની લાલ બત્તી વધારે મિજાજમાં આવી ઝબૂકવા લાગી હતી. ફરી વાર ખોંખારો ખાઈ આ ખૂણાએ વાતની શરૂઆત કરી.

...અને એકાએક અતિશય સ્વાદિષ્ટ લાગતી સોડમ મારા નાક સાથે અથડાઈ! એ અજાણી વાસથી એકદમ, એકાએક મારા મોંમાં પાણી આવી ગયું. અને સવારથી ભૂખ્યો એવો હું એકદમ સફાળો થયો. મને લાગે છે કે મારી નજરે પડેલી હૉટેલના કાચના કબાટમાં પડેલી ખાવાની વસ્તુઓ એ માટે જવાબદાર હતી. સામે વીજળીની બત્તીની હાર એક બીજા સામે આંખોના ઇશારા કરી રહી હતી. હલકટ સ્ત્રીઓ જેમ હદ વટાવી મશ્કરી કરે એમ!! એ લાલલીલી અને આસ્માની બત્તીઓમાં અક્ષરો દેખાતા હતા—

'આનંદવિલાસ...હૉટેલ...'...બહાર કાચનાં કબાટોમાં વિવિધ પ્રકારના ખાવાના પદાર્થો ખડકવામાં આવ્યા હતા. પણ એ કબાટમાં હોય કે ખુલ્લા હોય તેથી મને શું? મારું માથું મારી ગરદન સાથે અત્યારે મૈત્રી સાધી શક્યું નહોતું—ગરદન પરથી એ એક બાજુએ ઝૂકી ગયું હતું. મારી આંખો ગોળગોળ ફરતી હતી. મેં મારા બાપુની આંગળી પકડી રાખી હતી એટલેથી જ મને ખાત્રી થતી હતી કે હું રસ્તા ઉપર 'ઊભો' રહ્યો હતો.

એ 'આનંદવિલાસ...હૉટેલ'ની અંદર ગ્રામોફોન વાગી રહ્યું હતું. એકાદ રેકર્ડમાંથી સરકતું સંગીત રસ્તે ચાલતા આદમીઓને ત્યાં થોડી વાર ધ્યાન ખેંચવા પ્રયત્ન કરતું:

'આશકોકા દિલ બનાયા આઈના અલ્લાહને......
હાં......આશકોકા દિલ બનાયા......'

અને એ હૉટેલમાંથી અનેક આદમીઓ બહાર આવતા—અનેક અંદર જતા. પાસે જ મીઠાઈની એક ભવ્ય દુકાન હતી. આજે દશેરા હતી; એનું ભાન મને આ દુકાને કરાવ્યું. કેટલાયે આદમીઓ એ સ્થળે ભેગા મળ્યા હતા. મીઠાઈની ટોપલીઓ લઈ તેઓ પોતાને રસ્તે પડતા.

'ઘેવર !......તાજાં ઘીનાં ઘેવર ! તૈયાર છે !'

આવી જાતનું એક પાટિયું મેં વાંચ્યું. જિંદગીમાં પહેલી જ વાર 'ઘે...વ...ર...' એ શબ્દ વાંચ્યો. મન સાથે એની ઓળખાણ કરાવવાનો વૃથા પ્રયત્ન પણ કર્યો.

'બાપુ ! ઘેવર શું હોય ?' મેં પૂછ્યું.

પણ એટલી વારમાં મારી પાછળથી એક સખ્ત ધક્કો મને વાગ્યો. મારા બાપુની આંગળીઓ છટકી ગઈ. હું ફૂટપાથ પર ફસડાઈ પડત, પણ મારી આગળ ચાલતા આદમી સાથે મારું શરીર અથડાઈ પડ્યું અને હું જેમતેમ કરી ઊભો રહ્યો.

મારા બાપુએ મારો પ્રશ્ન સાંભળ્યો નહોતો, પરંતુ બીજા જ શબ્દો સાંભળ્યા હતા: 'સાળા...આ ભિખારીઓ...ચાલવાના માર્ગમાં, ચાલવાને બદલે ઊભા જ રહે છે...ચલાવ...એઈ !'

...પછી તો એકાએક વરસાદ જરા જોરથી પડવા માંડ્યો: એક દુકાનના ઢળતા ગૂણપાટના છજા આગળ અમે બન્ને—બાપદીકરો ઊભા રહ્યા. છતાંય મારી નજર તો પેલા પાટિયા પરથી ખસતી નહોતી: 'ઘે...વ...ર...તૈયાર છે !'

અને ફરી વાર પેલી સોડમ મારા નાક આગળ આવી—મારા નાકની શક્તિની ક્રૂર મશ્કરી કરતી...! રસ્તાની વાસે એ સોડમને હઠાવવા મહેનત કરી. પણ પેલી સોડમને તો નિષ્ઠુર મશ્કરીમાં જ મઝા આવતી હતી.

ત્યારે ચમકતી ચિરાગોથી મુંબઈની જુવાની ઓર ખીલી હતી ! મુંબઈના જોબને નવો શણગાર સજવા માંડ્યો ! નાકા પર આવેલા ત્રીજા વર્ગના સિનેમા થિયેટરના તાજ પર વીજળીની ઝબૂકતી રોશની, આશકને મળવા કોઈક માશૂકની કિરમજી રંગની ચૂંદડીમાં ભરેલા રૂપેરી તારલાની માફક ચમકી રહી હતી.

ફરી વાર 'ઘેવર...' એ શબ્દે મને પોતાની તરફ ખેંચ્યો. ભૂખે મારા પર સ્વારી કરી હતી. મારા બાપુના મનમાંથી ચોવીસે કલાક બેકારીની બાફ નીકળતી હતી અને અત્યારે અહીં મને 'ઘે...વ...ર' શું હોય એ સમજવાની તીવ્ર ઇચ્છા જાગી હતી.

મને આ દુનિયામાં આવ્યે લગભગ નવ વર્ષ અને પાંચેક મહિના થયા હતા. અને એ કાળ દરમિયાન 'ઘેવર' જેવો શબ્દ મેં કદી સાંભળ્યો નહોતો.

'બાપુ ! ઘેવર શું હશે ?' મારું મોં તેમની તરફ ફેરવતાં દયામણે અવાજે મેં પૂછ્યું.

આ વખતે પણ મારા બાપુએ મને ધ્યાનથી સાંભળ્યો નહિ. વરસાદ રહી ગયો હતો. રોશનીના રેલા ભીંજાયેલા રસ્તા પર લાંબા લાંબા થતા જતા હતા. એની ઉપર માનવમેદની ચાલી જતી હતી. મારા બાપુ પ્રત્યેક આદમીના મોં તરફ દયામણી અને આશાભરી આંખે જોઈ રહેતા. પણ તેમનો હાથ ઊંચો થતો નહિ. એમની ઇચ્છા તો ગમે તે ભોગે હવે ભીખ માગવાની હતી; પણ કોણ જાણે શા માટે એમને રસ્તે ચાલતા આદમીઓ તરફથી કંઈ મળશે કે કેમ એ વિષે ઓછી શ્રદ્ધા હતી. મેં તેમના હોઠ તરફ અવલોકનભરી દૃષ્ટિ નાખી જોયું તો જણાયું કે એ હોઠોને કોઈક અદીઠ સત્તા બોલતાં દબાવી દેતી; પણ મારા હોઠો થોડોક કંપ અનુભવી ફફડી ઊઠતા હતા.

'બાપુ ! ઘેવર...વળી શું હશે ?'

'એ એક જાતનું પકવાન છે !' મારા બાપુએ સૂકો જવાબ વાળ્યો.

અને ફરી એક વાર મારી નજર પેલી હૉટેલના પાટિયા તરફ ગઈ ! 'ઘેવર...તૈયાર છે !' ઓહ ! હું દયામણો બની ગયો, એ 'પકવાન' વળી કેવુંક હશે ! !

મારા પેટમાં હવે એવી તો ભૂખ લાગી હતી કે અંદર કંઈક જલી રહ્યું હતું. એ સ્વાદિષ્ટ સોડમ મારા ગળામાં ગલગલિયાં કરતી હતી. એ ચમકદાર હૉટેલ, અંદર વાગતું ગ્રામોફોન, બહારની રોશની અને 'ઘેવર'નું

સફેદ પાટિયું વગેરે મારાં પોતાનાં હોયને એમ હું મારી બત્રીશી હલાવવા લાગ્યો: એનો સ્વાદ લેવા દાંત કચકચાવી ચાવવા લાગ્યો. પણ એક મિનિટ પછી મારા બાપુની નજર મારા પર પડી.

'શું ચાવે છે?'

'હેં?...' હું શૂન્યમનસ્કની માફક બોલ્યો,

'તું દાંત શું કામ હલાવે છે?' મારા બાપુએ જરાક ધીમેથી પૂછ્યું.

હું કંઈ બોલ્યો જ નહિ.

'અરે! ગાંડો છે! હમણાં તું શું ખાતો'તો?...શું ચાવતો હતો?'

કંઈ જ નહિ...' હું બોલ્યો અને પછી મને ખબર પડી કે એ 'ઘેવર' મારા મોંમાં નહોતું પણ હૉટેલ'ના કબાટમાં પડ્યું હતું!!

ફરી વાર થોડીક મિનિટો વહી ગઈ! વરસાદ હવે તદ્દન રહી ગયો હતો. મુંબઈ વરસી ગયેલા વરસાદના પાણીમાં હજી નખરાં કરી રહી હતી, મારા બાપુ હજીય એમ ને એમ સ્થિર ઊભા હતા. ચમકતી ચિરાગોનાં આંખમીંચામણાં વચ્ચેથી પસાર થતો માનવસમુદાય અમને હૃદય વિનાનો, જીવ વિનાનો અને સમજણ વગરનો લાગતો હતો. અમારી સામેથી ચમકદાર 'લીમુઝીનો', 'બસો', 'મોટરો' વગેરે પસાર થઈ જતી હતી. અમારી આંખ આગળ શેઠિયા જેવા લાગતા લોકો મીઠાઈના ટોપલેટોપલા ખરીદીને ચાલ્યા જતા હતા: છતાંય કોઈને પણ અમારી તરફ જોવાની ફુરસદ નહોતી: અમે પણ તેમના જેવા જ 'માણસો' હતા, એની મને ખાતરી હતી. પણ હવે મને એ વિષયમાં શંકા થતી હતી!

...અને એ સ્વાદિષ્ટ ઘેવર!...હું કલ્પનામાં ઘેવર ખાઈ રહ્યો હતો.

'મને ઘેવર તો આપો! ઘેવર! ઘેવર!' મારા મોંમાંથી બૂમ નીકળી ગઈ.

અને સહસા, એકાએક મારા બાપુની રાડ ફાટી ગઈ. એમણે હાથ લંબાવ્યા :

'શેઠ સાહેબ! એકાદ પૈસો આપો!...મને માગતાં શરમ આવે છે. પણ ઓ પ્રભુ!...હવે તો મારાથી સહેવાતું નથી!'

• 'મારે તો ઘેવર ખાવાં છે!...કોઈક આપો ને!' મેં બૂમ પાડી. મારું હૃદય જોરથી ચાલતું હતું. તેના ધબકારા હું યે સાંભળી શકતો હતો. મારી આંખ સામે 'ઘેવર તૈયાર છે!' એ શબ્દો તરવરતા હતા. નિશાળમાં મળેલું અક્ષરજ્ઞાન અત્યારે મને પેલા 'ઘેવર' નું સ્મરણ કરાવી રહ્યું હતું.

[૩]

એ ખૂણો થોડીક વાર થોભી ગયો. ખૂણાએ નિશ્વાસ મૂક્યો. ઘડીક એ શ્વાસ લેતાં અટક્યો ત્યારે ત્યાં ગિરદી જામવા આવી હતી.

...અને એ જામતી જતી ગિરદીમાંથી પસાર થતાં વાક્યો હજીયે મારાથી ભૂલાયાં નથી:

'યાર! આજે તો બસ ચીકાર થઈને જવું છે!'

'કેટલોક પીવો છે?'

'પૂછ મા! ચીકાર થયા વિના મઝા નહિ આવે!...ઘેર જઈશ તો બધાય લેણદાર બેઠા હશે...ઓહ!'

એવા અવાજ ત્યાં સંભળાતા જ ગયા.

'અને પેલી...માનતી નથી. પણ આજે એનો બાપ ના પાડી શકે એમ નથી. શેમ્પેઈનનો આખો શીશો, અને આ નોટનું બંડલ!...બસ! આટલી વસ્તુ જરૂર કામ કરશે...!'

આ શબ્દો એકદમ એક અપ-ટુ-ડેટ લાગતી 'લાલબત્તી' ધરાવતી દુકાનમાં ઘૂસી ગયા.

અને એ ખૂણાને હસવું આવ્યું—ક્રૂરતાભર્યું.

મારી પાસે એકાએક એક 'લેન્ડો' કાર ઊભી રહી... એમાંથી મોટા પેટવાળા, રેશમી કપડામાં સજ્જ થયેલા બે ગૃહસ્થો ઊતર્યા. એમના મોં ઉપર ભયંકર અને નિષ્ઠુર સ્મિત હતું.

'ઘેવર ખાવું છે?' એકના મોંમાંથી શબ્દો સર્યા.

'જુઓ તો ખરા, એક તો ભિખારીની જાત, અને વળી ઘેવર ખાવાની ઇચ્છા થઈ છે!!'

અને તેઓ મીઠાઈની જંગી દુકાન આગળ ગયા. થોડાંક ફરમાન ફેંકયાં. તરત જ તેમના હાથમાં બે ત્રણ ટોપલીઓ આવી પડી. એકે ખિસ્સામાંથી પાકીટ કહાડી એક નોટનો ટુકડો ફેંકયો અને તેમાંથી થોડાક પૈસા પાછા લીધા.

મારા બાપુની નજર એ લોકોની ઉપરથી ખસતી નહોતી.

'શેઠ! નોકરી જડતી નથી. એકાદ આનો આપો ને...'

'હેં? એક આનો?' ધીમો કર્કશ અવાજ આવ્યો.

આ વખતે વરસાદ એકદમ રહી ગયો હતો, છતાંયે ફરી પાછો વરસવા માંડશે, એમ લાગતું હતું: પેલા લોકો ગિરદી ચીરી પોતાની મોટરમાં ખડકાયા, અને મોટર ક્યાંક ચાલી ગઈ.

...અને હું તો ઘેવરની ધૂનમાં દાંત કચકચાવીને ચાવવા લાગ્યો. કલ્પનાની પાંખ પર બેઠો. એકદમ મારા મોંમાં પાણીનો ધોધ વછૂટ્યો, અને મેં દાંત ભીંસી ચાવવા માંડ્યું: કચડ! કચડ! હું ઘેવર ખાતો હતો!

...અને મારા બાપુએ મારો હાથ ખેંચ્યો. અમે ચાલ્યા—આગળ. એનાથી પાંચ કે છ કદમ આગળ...ચોપાટીની ચમકતી ચિરાગો! તરત જ વરસી ગયેલા વરસાદના પાણીમાં રોશની નૃત્ય કરતી હતી. અને મારી કલ્પના તો ચાલી...મીઠા અને ભૂખના પ્રદેશમાં: દૂર...ક્યાં! કોણ જાણે ક્યાં!

એ ખૂણાથી છ કદમ દૂર એક બાગ હતો. વનવૃક્ષની ઘટાની પાછળની હરિયાળી ભૂમિ મવાલીઓ તથા બેકારોને એક જાતનો દિલાસો હતી...સામેની ગલીના ખૂણાની 'લાલબત્તી'ની દુકાનના આશકો મોડી રાતે આ બગીચાની બિછાયતની ગોદમાં પડ્યા રહેતા. અને અમે, બાપ-દીકરો ભૂખના નશામાં ભાન ભૂલતા જ ન્હોતા. અમારા પગ અમને ત્યાં

લઈ આવ્યા. એકાએક મારી નજર ઝાડીની પાછળ આવેલા એક બાંકડા પર પડી. ત્યાં એક આદમી પડ્યો હતો. એની પછવાડે અતિશય સુંદર લાગતું અર્ધનગ્ન સ્ત્રીનું આરસનું પૂતળું હતું. મેં શબ્દો સાંભળ્યા...

'હું એની પાછળ ફના થઈ ગયો, છતાંય એણે મારી ભૂખ ભાંગી નહિ !...' દીવાના જેવો આદમી શ્વાસભેર બોલતો હતો...

તે ઊભો થયો. તેણે પેલા 'સ્ત્રીના પૂતળા' તરફ નજર નાખી. તે સ્ત્રી કેવી સુંદર હતી !... 'આહ ! એણે પોતાના હાથમાં કપડું શા માટે પકડી રાખ્યું છે ? શા માટે તે પોતાના સુંદર દેહને આવાં કપડાંથી ઢાંકી બેડોળ બનાવવા માગે છે ?'

અને પેલો પુરુષ એ આરસની પ્રતિમાની સ્ત્રીને 'પ્રેમ' કરવા તલપતો હોય ને તેમ એના ઠંડા, આરસના શરીર તરફ ધસ્યો. બાંકડા ઉપર પગ દઈને પેલા પૂતળા પર તે પોતાના શરીરને આવેશમય રીતે લઈ ગયો. આરસની મૂર્તિમાં બિરાજતી સ્ત્રીની અર્ધનગ્ન દેહલતા અતિશય આકર્ષક લાગતી હતી. તે સ્ત્રીએ પોતાની કટિ આગળથી સરી જતા કપડાને એક હાથે નાજુકાઈથી પકડી રાખ્યું હતું.

અને એ દીવાના જેવા આદમીએ નજર ફેરવી. એનાં નયન થોડે દૂર ઊભી રહેલી એક મોટર–'લેન્ડો' કારમાં ઠરી ગયાં. અને પૂતળાને આલિંગન કરતાં પહેલાં મોટરનાં દ્રશ્યને નિહાળી એ આદમી ચીઢાઈને બબડ્યો :

'...આ લોકો...સા...બદમાશો ! મોટરમાં એશઆરામ કરે છે...જોયું ?...કોઈક છોકરીને ઊઠાવી આવ્યો લાગે છે. એ હવે એને બાથમાં ભીડે છે...અને પેલી કેવો સત્કાર કરે છે ! !...' પેલો દીવાનો દીસતો પુરુષ જોરથી બબડ્યો. તેની નજર તેનાથી દૂર–સુદૂર અંધારામાં ઊભેલી એક 'દ લક્સ'–સલુન કારની અંદર ભજવાતા પ્રણયની ભૂખના નાટક પર ઠરી હતી. એક આધેડ વયનો સુશોભિત કપડાંમાં સજ્જ થયેલો પુરુષ એક લાવણ્યમયી લાગતી સ્ત્રીને પોતાની ગોદમાં દબાવી રહ્યો હતો. ત્યાં અંધારું હતું; પણ કોણ જાણે પેલા દીવાના જેવા લાગતા આદમીનાં નયનોએ એ દ્રશ્ય આબાદ પકડી લીધું હતું.

મેં એ મોટરમાં નજર નાખવા મારા બાપુની આંગળી છોડી દીધી. મને એ દૃશ્ય બરાબર દેખાયું...! !

તેજ વખતે પેલો દીવાના જેવો લાગતો આદમી અતિશય આકર્ષક લાગતી આરસમૂર્તિને બાથમાં ભીડવાના કાર્યમાં રોકાયો હતો. તેણે પ્રતિમાના યૌવનને જાગ્રત કરવાનો પ્રયાસ આદર્યો હતો: અને એ માટે એણે એના આલિંગનમાં ઉષ્મા અને આવેશમયતાના અતિરેકનો છૂટથી ઉપરથી કરવામાં કચાશ ન્હોતી રાખી.

'સારી જિંદગી તલક મેં, અય માશૂક! તારી પાછળ ઝંખ્યા કર્યું છે! ! ફકીરી લીધી!...છતાંય તું મારી ના થઈ!...મારી 'ભૂખ' તેં ન સંતોષી...તારી સારવાર કરવા મેં મારા જિગરની બિછાયત તારે માટે ખુલ્લી મૂકી દીધી. તારાં સ્વાગત અને સન્માન કરવા મેં મારા ઉરની અતિશય કોમળ અને મોંઘેરી ભાવનાઓનાં ગુલાબને વેરી નાખ્યાં. તારો પ્રેમ મેળવવા મેં મારા ધનમાલ લૂંટાવી દીધાં...પછી...નોકરી ખોઈ! પૈસો ખોયો! તારા રાહમાં શરાબીનો શાગીર્દ બન્યો! ! !...અને આખરે તું બેવફા થઈ! મારી પાસે કંઈ નથી...મને ભૂખ લાગી છે! ! પેલી મોટરકારમાં...'

એ બબડતો જતો હતો. અને એ મૂર્તિની સાથે પ્યારમાં ઘસડાતો જતો...ત્યારે પેલી દૂરની સલુનકારમાં બે 'ઇશ્કી દિલ' એક બની ચૂક્યાં હતાં—

'ઓહ! માય ડીઅર!...'

'ડાર્લિંગ!...આહ!...'

આટલા શબ્દો સિવાય બીજું કંઈ ખાસ મેં સાંભળ્યું નહિ.

અમારી આસપાસ કોઈ નહોતું. ફક્ત એ મોટરની પાછળના ભાગમાં ઊંચા અરીઠાના ઝાડ પર બે પંખીડાં પાંખ ફફડાવતાં હતાં...

ત્યારે પેલો દીવાનો લાગતો આદમી આરસની પ્રિયતમાના પ્રેમમાં એકદમ દીવાનો બન્યો હતો: 'અય માશૂક! આજે તારી રાહમાં હું ફના થઈશ! તું મારી ભૂખ ભાંગજે!'

અને એ આરસની રસમૂર્તિની–માશૂકની–સાથે પ્રેમનું તાદાત્મ્ય... સાધવાના કાર્યમાં...લીન બન્યો...!

એક મિનિટ બાદ મારી અજાયબી વચ્ચે મેં જોયું કે એ દીવાનો આદમી મૂર્તિ પરથી જમીન પર ફસડાઈ પડ્યો. એ ક્ષણ...! પ્રણયીઓના પરમ આનંદની અવર્ણ્ય ક્ષણનો આનંદ એને મળ્યો હશે કે નહિ, એ તો હું નથી જાણતો; પણ એ ક્ષણનું પરિણામ તો હું મારી આંખોથી નિહાળી રહ્યો હતો.

દૂરની 'સલુનકાર'નું ભુંગળું વાગ્યું. તેનો ડ્રાઈવર માલિકના ફરમાનથી આવી પહોંચ્યો હતો.

'બાપુ ! ભૂખ લાગી છે.' મારા બાપુની પાસેના બાંકડાપર આરામ લેતાં આંખ મળી ગઈ હતી.

'ઘેવર !...ઘેવર ! ...' હું બબડ્યો.

......સડસડાટ એ મોટર પાણીવાળા રસ્તા ઉપર રોશનીનો લીટો પાડી ચાલી ગઈ ! !

'મને ભૂખ લાગી છે –'

ત્યાં સર્વ સૂમસામ હતું. દૂર દૂર ચોપાટીમાં જુવાની જાગી હતી.

મારી દષ્ટિ એ ખૂણામાં શૂન્યમનસ્કની માફક ચોંટી ગઈ હતી...! મારા શબ્દો 'ભૂખ...' 'ભૂખ...' ને ભૂખની મૂંગી વેદના ગળી જતી હતી !



# ૮. ચંત્ર પર નહિ જતાં—

કોણ જાણે શાથી આફતાબની ગરમ રોશનીને પણ ત્યાં નિગાહ કરવાની મનાઈ કરવામાં આવી હતી. તે સાથે હવાની પણ એ જ જાતની ફરિયાદ હતી કે તેણે એ જગ્યામાં જવું નહિ, અને જશે તો ત્યાં ને ત્યાં ગોંધી રાખવામાં આવશે. આમ હવાને પણ એ કંગાલિયતની નાનકડી સખી સમી કોટડીમાં રહેવું પડતું. મુક્ત વિહાર માણવાનાં સ્વપ્નાં સેવનારી હવાનો શ્વાસ ઘૂંટાઈ જતો: આખરે હવાના પ્રાણ નીકળી જતા. આફતાબ એની મદદે આવે, તો જ તે પોતાનું જીવન બચાવી શકે. હવાને કોઈપણ જાતની મદદ મળવી ત્યાં અશક્ય હતી.

એ સ્થળમાં બદસૂરતીએ પોતાની સૂરતને ચમકાવવા પ્રયાસો આદર્યા હતા. કીડા અને ખદબદતા કાદવની સાથે સહચાર સાધતા ત્યાંના માનવીઓના શ્વાસોચ્છ્વાસને બરાબર ટેવ પડી ગઈ હતી. માનવીના મોંમાંથી બહાર નીકળેલી હવા ખાઈ જીવતાં રહેતાં જીવડાંઓ માટે આ સ્થાન આશીર્વાદ સમાન હતું કે જીવતું દોઝખ હતું એ કહેવું મુશ્કેલ હતું.

એવી એક કંગાલ કોટડીમાં દરિદ્રતાને પોતાની નૃત્યકલા બતાવવાની મરજી થઈ આવી હતી. અને ખાસ કરીને તેને તાંડવનૃત્ય પર સારો, કાબૂ હતો. દરિદ્રતા જ્યારે તાંડવનૃત્યનો ઠેકો આપતી ત્યારે ગરીબાઈ કંગાલિયત, લોભ, દગો, ચોરી, લફંગાઈ ઇત્યાદિ એ નૃત્યમાં સૂર અને તાલ પૂરવા માટે સાવધાન બની જતાં.

કંગાલ કોટડીને ખૂણે ખૂણે કંગાલિયતના ચોપદાર વિરાજતા હતા. એ કોટડીમાં કોઈ જૂના ખંડિયેરમાંથી લાવવામાં આવેલી પાંચ કે છ ઈંટો રાખીને તેને ચૂલાનો આકાર આપવામાં આવ્યો હતો. એની પાસે માટીનો એક નાનકડો અતિશય મેલો ઘડો પડ્યો હતો. અંદર પાણી પણ હતું. ચૂલાની પાસે એક લોઢી પડી હતી. અને પાસે તૂટેલફૂટેલ બીજાં બે વાસણો હતાં. આ બધાંમાંથી એક કંગાલ કળશિયો પોતાનું વ્યક્તિત્વ ખાસ આગળ પાડતો હતો. એક ખૂણામાં જૂના પૂરાણા

જમાનાની એક ઘંટી હતી. પથ્થરના બે પડ વચ્ચે લોટ ચોંટયો હોય તેમ જણાતું હતું. ત્યાં સફેદ કીડીઓની હારની હાર સવારી કરી રહી હતી. એની પાસે જ એક પતરાના ડબ્બામાં થોડુંક અનાજ પડ્યું હતું. એમાં બે ત્રણ છાલિયાં જેવાં, વાંસનાં બનાવેલાં વાસણો પણ હતાં. તેમાં થોડું થોડું ઘઉં, ચણા, જવ વગેરે અનાજ નજરે પડતું હતું.

એ કોટડીની અંદર એક વળગણી—કપડાં સુકવવા માટેની દોરી—ઉપર કેટલાંક મેલાં તૂટેલાં કપડાં પણ ટીંગાઈ રહ્યાં હતાં.

પણ કોટડીમાં કોઈ હતું નહિ. ફક્ત એક છ વર્ષની છોકરી અને એક તેનાથી બે વર્ષ નાનો છોકરો ત્યાં હતાં. તેમનાં શરીર તાવથી જલી રહ્યાં હતાં. એમનાં મુખ પર અંગાર ઝળકી રહ્યો હતો.

[ ૨ ]

'આજે પણ હડતાળ છે,' એક કારમો ઘેરો અવાજ આવ્યો.

'શું આજેયે હડતાલ ચાલુ છે?' એક કંગાલ જઈફ ઓરત, જેના અંગ ઉપર એક ફાટેલા છાયલ વિના કોઈપણ લૂગડું નહોતું, તેવી એક સ્ત્રીનો અવાજ ફાટી ગયો. એની કમ્મર વાંકી વળી ગઈ હતી. એના બાલ સફેદ બની ગયા હતા. એના મોંમાં દાંત નહોતા એટલે એના અવાજમાં પણ સ્પષ્ટતા નહોતી.

'હા, આજે પણ ચાલુ છે, આઈ! આરામ કરો.'

'ઓહ?'

'આરામ? આરામ અમારા કિસ્મતમાં ક્યાં છે?'

'કેમ?'

'પણ મારી લછમી આજે કામે જવાનું કહેતી હતી તેનું શું?'

'આઈ! કામે જવાની વાત મા કરો. જ્યાંસુધી અમારા માલિક લોકો અમારા પગારમાં વધારો નહિ કરે, અમારા બેકાર કામગાર

બંધુઓને પાછા કામ પર નહિ રાખે, અરે—જ્યાંસુધી અમારા કામગાર સંઘની માગણીઓ સંતોષાશે નહિ ત્યાંસુધી...'

એ જુવાન મજદૂર હતો. મિલનાં કારમાં યંત્રો સાથે એના જોરદાર સ્નાયુઓએ આજે વર્ષોથી યુદ્ધ કરવાનું ચાલુ રાખ્યું હતું. એક વાર તો એક 'શાફ્ટીંગ' તૂટી, ચક્કર ઉપરનો પટો ઊતરી પડયો, અને એ તમામ લોખંડી સરંજામ અચાનક એની ઉપર તથા બીજા મજદૂરો પર તૂટી પડ્યો. એ અકસ્માત થયો ત્યારથી તેનો ડાબો પગ ઘૂંટણ આગળથી ખલાસ થઈ ગયો હતો; એટલે તે લંગડાતો, ઘોડી વડે ચાલતો હતો. એ જ અકસ્માતમાં પેલી જઈફ ડોસીનો જુવાનજોધ દીકરો મોતને ખોળે લાંબી ઊંઘ કાઢી રહ્યો હતો. એ પોતાનું વાક્ય ખતમ કરે તેટલી વારમાં તો પેલી બુઢ્ઢીએ વચ્ચે જ ઝુકાવ્યું :

'ત્યારે શું દગડુ, હજીયે હડતાળ લંબાશે? કાલ માટે પૂરતું ખાવાનું નથી, એનું શું?'

'આઈ, આમ ગભરાવાનું નથી. અમારા માલિક લોકોનો અમે આબાદ સામનો કરવાના છીએ. અને અમારી માગણીઓ અમે જરૂર મેળવીશું.'

'પણ ભૂખે મરી જઈશું તેનું શું?'

'ભલે ભૂખે મરી જઈએ તો પણ જ્યારે અમારા પુઢારી (આગેવાનો) લોકોની આજ્ઞા થશે, જ્યારે અમારી માગણીઓ મિલમાલિકો સંતોષશે ત્યારે જ અમે કામ પર ચઢશું.'

દગડુની ઝબાન તલવાર જેવી તીખી હતી. એની ભાષામાં આશાની આભા ચમકી રહી હતી. એનાં નયનમાં હડતાળની જ્વાલા જલી રહી હતી.

'પણ ભાઈ, દગડુ! આવતી કાલ માટે અમારી પાસે ખાવાનું નથી તેનું શું?'

'મળી રહેશે, હમણાં તેની જ ગોઠવણ અમારા પુઢારી લોકો કરી રહ્યા છે.'

'પણ ભાઈ, તારી લછમીના એ બેટા મોતના ખોળે છે; હવે શું કરવું?'

'શું થયું છે?'

'તાવ! બુખાર! એનો તો કોઈ ઇલાજ થવો જોઈએ ને? અને પિવડાવવા માટે ચહા નથી, દૂધ નથી; ખાવાને પાંઉનો ટુકડો પણ નથી.'

તે વૃદ્ધ ડોસી રડી પડી. એની આંખોમાંથી આંસુની ધારા એના ખડબચડા અને કરચલીવાળા ગાલોની ખીણમાં વહી ગઈ; અને તે બેભાન બનવાની અણી ઉપર હતી: પણ દગડુએ એને પોતાના હાથમાં પડી જતી પકડી લીધી.

અને ધીમેથી દગડુએ એ બેશુદ્ધ બુઢ્ઢીને પોતાની ગોદમાં ઊઠાવી. લંગડાતો લંગડાતો તે પાસેની ઓરડીમાં આવ્યો; બે તરફડતાં બાલકો ઉપર નજર ઠેરવી બેશુદ્ધ બની ગયેલી બુઢ્ઢી આઈના શરીરને તેણે ગૂણપાટ પાથરી સૂવાડ્યું.

ચોતરફ અંધારું હતું. હવા ગૂંગળાઈ રહી હતી. સખ્ત ગરમીના દિવસો હતા એટલે ત્યાંનું વાતાવરણ માનવીઓના શરીરને બાફી રહ્યું હતું. જમીનને બદસૂરત કરતી કંગાલિયતથી ભર્યાં ખાલી વાવેતરમાં દગડુની ટેવાઈ ગયેલી આંખોએ આ બે ત્રણ જીવોની અંદર ચેતન આંણવા પાણીની શોધ કરી.

'લક્ષ્મી! ... લક્ષ્મી!...' છોકરીએ તીણી ચીસ પાડી. દગડુ ચમક્યો. લક્ષ્મી ક્યાં ગઈ હતી?

ફરી પેલી છોકરીએ તાપના સખ્ત આક્રમણનો સામનો કરતાં કારમી ચીસ પાડી: 'ઓહ!...આઈ!...લક્ષ્મી કુઠં ગેલી!!' 'લક્ષ્મી ક્યાં ગઈ!'

[ 3 ]

દગડુના મગજમાં હડતાળના વિચારો ઘોળાતા હતા. આ નવીન પરિસ્થિતિથી એના મિજાજને વિષાદના ચક્કરમાં ફસાઈ જવું પડ્યું હતું. એણે ધીમેથી કહ્યું: 'લક્ષ્મી હમણાં આવશે નહિ.'

અને તેણે પાણી શોધવા માટે વૃથા પ્રયાસ કર્યો. તે બહાર ગયો. ફૂટેલા ઘડામાં તે પાણી ભરી આવ્યો.

અને તેણે બુઢ્ઢી 'આઈ'ના મોં ઉપર પાણી છાંટ્યું. થોડી વાર પછી એની વૃદ્ધ આંખો અંધારામાં જોવા લાગી.

'ભાઉ! દગડુ! હડતાળ ચાલુ રહેશે?'

'હા, આઈ! કામગારોનો વિજય છે.'

'લક્ષ્મી આવી?'

'મા, લક્ષ્મી ક્યાં ગઈ છે, મા?' દગડુએ પૂછ્યું.

'ભાઉ! આ બે બાળકો મોતને આંગણે સૂતાં છે. કોણ જાણે તેમનું શું થશે? એને શું ખાવાનું આપીએ?'

'હું લઈ આવું?' દગડુએ વચ્ચે જ કહી નાંખ્યું.

'તું! ક્યાંથી લઈ આવીશ, અરે બેટા?' આઈએ પૂછ્યું. 'લક્ષ્મી તો બહાર ગઇ છે.'

'ખાવાનું અને દૂધ લેવા ગઈ છે?' દગડુએ પૂછ્યું.

'હા, એ એક શેઠને ત્યાં વાસણ માંજવાનું પરચુરણ કામ કરવા ગઈ છે. એમાંથી થોડાક આના મળશે એટલે આ છોકરાં બચશે.'

[૪]

દગડુએ તૂટેલા ઘડામાં હાથ બોળીને પોતાનો ઠંડો હાથ ગંદી અને ફાટેલી ગોદડીમાં પોઢેલાં બે મજદૂર બાળકોના કપાળ પર ફેરવ્યો. પણ લોખંડની લોઢીની પર જેમ પાણીની છાંટ પડે અને છમમમ્ અવાજ થાય તેવો અવાજ તાપથી ધગધગતા શરીર પર દગડુના પાણીભીના હાથથી થયો.

બાળકો તરફડતાં હતાં, તાવ એકદમ વધતો જતો હતો.

•

'દગડુ! તારે હડતાળની સભામાં જવું હતું ને?'

'હા, આઈ—આજે અમારા કામગાર મેદાનમાં કામગારોની સભા છે. અમે કામપર ચઢવાના નથી. હડતાળનો તેમનો નિશ્ચય મક્કમ છે. અમે ભૂખે મરી જઈશું, અમારા બૂરા હાલ થશે; અમારૂં ગમે તે થાય તો પણ હડતાળ ચાલુ રહેશે. અમારા પુઢારીઓનું અમને ફરમાન છે.'

'આજે સભા છે?'

'હા'

'તો તારે જવું છે?'

'મારે જવું તો જોઈએ. પણ આઈ! તમને આવી સ્થિતિમાં મૂકીને જાઉં? મને બરાબર યાદ છે કે તમારો દીકરો પાંડુ મારી સાથે હારોહાર મિલમાં કામ કરવા આવતો. મારી નજરો નજર એ લક્ષ્મી સાથે પરણ્યો અને પછી જુઓને, આ મારો પગ ગયો. ઓહ! કેવું કારમું! ! ભયંકર!'

'દગડુ! બોલ મા, એ વાતથી મારૂ હૈયું ફફડી ઊઠે છે. તારી એ મિલે મારા દીકરાને ભરખી લીધો છે અને મારી વહુને વિધવા બનાવી છે. મારાં બાળકો માવિહોણાં બન્યાં છે!

'અને આજે ફરી વાર મારાં બે નાનકડાં બાળકોને ભરખી લેવા એ કમજાત ગોઝારી મિલે એનું ભયંકર ડાચું ફાડ્યું છે. ઓહ! તું જા દગડુ! ભાઉ, જા. મારાં બાળકોનું જે થવાનું હશે તે થશે. પાડોશી તરીકે તેં તારી ફરજ બરાબર બજાવી છે, બાપુ!'

અને ડોસી જમીન પર ફસડાઈ પડી. એની આંખોમાંથી ફરી આંસુ વહેવા માંડ્યાં. એના રડવાનો કરૂણ સ્વર કંગાલ કોટડીની દીવાલ વચ્ચે ઘૂંટાઈ રહ્યો.

એજ વખતે છોકરાએ તીણી વેદનાની કારમી ચીસ પાડી—

'આઈ...'

[૫]

દગડુ ચાલીમાં આવ્યો. સંડાસ આગળ આવેલા કઠેડા આગળથી એણે રસ્તા તરફ નજર નાખી. હજારો મિલમજદૂરો રસ્તા ઉપર 'લાલ વાવટો' લઈને કૂચ કરી રહ્યા હતા. તેમના મોંમાંથી—

'લાલ વાવટાચા...
......વિજય અસો......
ભાંડવલ શાહીચા...
......નાશ અસો......'

એવા શબ્દો નીકળી રહ્યા હતા.

હજારો કામદારોનું એ સરઘસ આગળ વધી રહ્યું હતું. ચોતરફ ઘોંઘાટ હતો. અપૂર્વ હાહાકાર વચ્ચે, મજદૂરોની એ માનવમેદની આગળ વધતી હતી.

'અમે હડતાળમાં મક્કમ છીએ' ના પોકારો વચ્ચે મિલકામદારોનું એ સરઘસ આગળ ને આગળ વધતું જતું.

દગડુએ એ સરઘસ જોયું. તે અપૂર્વ ઉત્સાહ અને આવેગથી આગળ વધતું હતું. ધોરી રસ્તા ઉપર ટ્રામ અને મોટર ગાડીઓ ચાલી રહી હતી. એ સરઘસ ધોરી રસ્તાને મળે તેને હજી થોડીક વાર હતી.

દગડુની નજર પડી ત્યાં દૂર દૂર મોટા રસ્તા આગળ—'કાયદો અને 'વ્યવસ્થા'માં ખલેલ ન પડે એ માટે પોલીસ અને સારજન્ટો હાથમાં લાઠી લઈ ખડા હતા. કંઈક દંગોફિસાદ થાય તો 'વ્યવસ્થા' કરવાની તેમની ઇચ્છા તેમના મુખ પર તરવરતી હતી. છતાંયે સરઘસ આગળ વધતું ચાલ્યું. મિલોની હારમાળા પાછળ આફતાબ આશ્રય લેતો હતો. અંધારાની ચાદર બિછાવાની તૈયારી ચાલી રહી હતી.

એ જ વખતે સરઘસ ધોરી રસ્તા પર આવવાની તૈયારીમાં હતું. તરત જ સત્તાવાળાનો હુકમ છૂટ્યો: 'આગે મત બઢો!'

કામગાર બંધુઓના કાન સગવડપૂર્વક બહેરા બન્યા હતા. તેઓએ આગળ ચાલવા માંડયું:

'નેતા લોકોને પકડો.'

તરત જ સત્તાવાળાઓએ 'વ્યવસ્થા' કરી નાખી; પણ કામગારોમાં બેવડો ઉત્સાહ આવ્યો. તેઓ આગળ વધ્યા. માનવસમુદાય વધુ ને વધુ ઘેરો બનવા લાગ્યો—એની વચ્ચેથી આવતા સૂત્રોના અવાજો વધુ ઉગ્ર બનતા ચાલ્યા.

'ભાંડવલ શાહીચા
......નાશ અસો...
સાર્વત્રિક સંપાચા
......વિજય અસો...'

ની ગગનભેદી ગર્જના વાતાવરણમાં ગાજી રહી.

એ જ વખતે દગડુથી રહેવાયું નહિ. તે દાદર પરથી નીચે ઊતર્યો અને સરઘસમાં ભળ્યો.

કામદારોમાં તે માનીતો હતો. જોતજોતામાં તે મોખરે આવી પહોંચ્યો. સરઘસે આગેકૂચ શરૂ કરી. આફતાબ મિલોની ઇમારતોની પાછળ ડૂબી ગયો હતો. હાહાકાર કરતું, ગર્જના કરતું સરઘસ આગળ વધ્યું.

'કાયદો' અને 'વ્યવસ્થા' જાળવવા માટે સત્તાવાળાઓએ એ આગળ વધતા સરઘસને અટકાવ્યું. દગડુ એ અટકાયતનો ભોગ બનવાની અણી ઉપર હતો; પણ જ્યાં સત્તાવાળા ઊભા હતા, તે દિશામાંથી એક મરાઠી કામગાર સ્ત્રી ઉતાવળી ગતિએ સરઘસ તરફ આવી રહી હતી. એના એક હાથમાં એક લોટો અને બીજામાં એક પડીકું હતાં.

દગડુની નજર તેની ઉપર પડી: 'લક્ષ્મી? ઓહ! એનાં બે બાળકો મરણ પથારીએ પડ્યાં છે!'

દગડુને થયું કે લાવ તેને મદદ કરું. તે આગળ વધ્યો.

'લક્ષ્મી!...' તેણે બૂમ મારી: 'જલ્દી આવ—આ બાજુ...'

પણ સરઘસ તો આગળ વધતું ચાલ્યું.

‘ રૂક જાવ ! ’

‘ પીછે હટો ! ’

‘ હટો, નીકલો ! ’ના સત્તાવાહી શબ્દો વાતાવરણની નિરર્થક મશ્કરી કરી રહ્યા હતા.

અને પછી તો નિરુપાયે લાઠી ચાલી ! ...અને...?

‘ લક્ષ્મી ! ઓ લક્ષ્મી ! ’ કહેતાંક ને દગડુ આગળ વધ્યો પણ લાઠીનો એક ફટકો વચ્ચે આવતી લક્ષ્મીપર પડ્યો અને તે જમીનપર ફસડાઈ પડી. લંગડાતાં તેને ઊંચકી અને પોતાના એક દોસ્તને બૂમ મારી :

‘ દાદુ ! ...જરા અહીં આવને ’ જુવાન કામદારે દગડુની સૂચનાને માન આપ્યું : ‘ લક્ષ્મીને તું ઉપાડ...અને આ ગિરદીમાંથી બહાર નીકળ – ઘર તરફ. ’

દાદુએ લક્ષ્મીને ખભે ઊંચકી. દગડુ તેની પાછળ પાછળ લંગડાતો લંગડાતો ગયો.

ચાલીનો દાદરો મહામુશ્કેલીએ ચઢી, ઘવાયેલી લક્ષ્મી પોતાની અંધારી કોટડી આગળ આવી. હજીએ એના હાથમાં લોટો હતો, પણ તેમાં દૂધ તો માત્ર થોડુંક જ રહેવા પામ્યું હતું. હજીએ તેની પાસે પડીકું હતું. તેમાં પાંઉ હતો. માથામાંથી વહી જતા લોહીને દબાવવાનો પ્રયાસ કરતી તે બેઠી.

‘ આઈ ! મારા માથામાં લાઠી... ’

‘ આહ ! ... ’

‘ તુકારામ, પારુ ’ તેણે પોતાના નાનકડા દીકરા તુકારામ અને દીકરી પાર્વતીને બોલાવ્યાં.

અને તેણે બાળકો માટે આણેલા પાંઉનું પડીકું છોડ્યું.

પણ તે તો ભર ઊંઘમાં–અનંત ઊંઘમાં હતાં. દગડુએ તેમના માથા પર હાથ મૂક્યો. બંનેનાં માથાં ઊનાં હતાં. પણ શરીર ટાઢુ બોળ

બનતું જતું હતું. તરત જ દગડુએ નાડ હાથમાં લીધી. અને એક મિનિટ પછી એણે ધીમેથી પૂકારી દીધું:

'લક્ષ્મી !...એ...એ...એ...મરી ગયાં—'

આઈની આંખમાંથી ચોધાર આંસુ વહી રહ્યાં હતાં. લક્ષ્મીના માથામાંથી લોહીની ધારા વહી રહી હતી. દગડુ લંગડાતો લંગડાતો સરઘસમાં આગળ જવા માટે દાદરો ઊતરતો હતો.

બહાર ટોળામાં 'મામલો' વધુ ગંભીર સ્વરૂપ ધારણ કરતો હતો.

'ભાંડવલશાહીચા...નાશ અસો...'

'સાર્વત્રિક સંપાચા...વિજય અસો' એ કોલાહલમાં આઈ અને લક્ષ્મીના રડવાનો કરુણ અવાજ ક્યાંયે અલોપ થઈ જતો હતો.......

# ૯. ધરતીના કેદીઓ

ઉપર આભ અને નીચે ધરતી ! અને ધરતીની ભીતરમાંના કાળા ભયંકર પેટાળમાં મજદૂરો કામ કરતા. કાળા કાળા કોયલાના ખડકોના પડથારને ખોદી ખોદીને તેઓને કોયલા એકઠા કરવામાં પોતાનો ઉત્સાહ, શક્તિ—અરે સારી જિંદગી ખર્ચી નાખવાની રોટીના રાહદ્વારા ફરજિયાત ટેવ પાડવામાં આવી હતી.

'ઝરિયા કોલિયરી'ની આસપાસનો મુલક તો ઘણો જ રમણીય છે. વનવૃક્ષની ઘેરી ઘટામાં ગુલાબી અને ઘેરાં આસ્માની રંગોની પતંગિયાંઓની હારોની હારો નીલી નીલોતરી છાયેલી ઝુંડમાળામાં ઊડતી માલૂમ પડે છે. એ નીલી વૃક્ષઝુંડોની હારોની હારો વચ્ચે બે ત્રણ નદીઓની નહેરો પણ વહી જાય છે. એ નહેરોમાં ત્યાંની ભીલ કુમારિકાઓ, જેમના દેહને પૂરો ઢાંકવાને કપડાં નથી હોતાં, તે આ નર્યાં નીતર્યાં નીરના ઝરામાં પોતાના દેહને ભીંજવે છે— કપડાં વિના.

પણ એ ઝરિયા કોલિયરીની—કોલસાની ખાણના પેટાળમાં જુદું જીવન હતું. એ કોયલાની કુંજમાં કોકિલા નહોતી ટહુકતી કે ત્યાં કોઈ બંસીનાદ નહોતો રણકતો : ત્યાં તો જિગરને ભેદે એવું કોદાળી અને સુરંગના ભડકાઓમાંથી જન્મતું, સળવળાટ કરતું કાળું સંગીત ઝરતું હતું. કાળા કોયલાના ખડકોને ખોદતાં ખોદતાં કોઈ અજબ 'વાયુ' નીકળતાં ત્યાં અંગાર ફાટી નીકળતો અને ભયાનક ભડકામાં ઘણીવાર કોયલાના કારીગરોને હોમાઈ જવું પડતું. કાળા કોયલાની ભૂકીનો સતત શ્વાસ લેતા શ્રમજીવીઓનાં શરીર ઉપર કાળાશે શૃંગાર સજવા પ્રયત્ન કર્યો હતો ! કાળા કોયલાનાં ધૂંવા અને વાયુનો શ્વાસ લેનારાઓની આવરદા પણ કાળી બનવા પામતી હતી.

—છતાંયે એ માનભૂમ પ્રદેશની ખીણ તો હરિયાળી હતી. અનાજનાં નીલાં ખેતરો હિલોળાં મારતાં : ત્યાંનું વાવેતર કરનાર કિસાન અને તેના કુટુંબના જિગરમાં ભૂખ અને દરિદ્રતા હિલોળા લેતાં. વસંત

ઉલ્લાસની ઝાલક મારતી એ નીલા પ્રદેશ પર ખીલતી. રાત્રિએ ચાંદની ઝરતી. પણ કોયલાની ખાણુ હેઠળ ઉલ્લાસની ઝાલકને બદલે ઝેરી આગની ઝાલક ઊડતી. નીહાલ નદીની નહેરોનાં પાણી ખળખળ અવાજ કરી એ ચાંદની સાથે વહી જતાં: અને ખાણુમાં અકસ્માતના ભોગ થતા મજદૂરનાં શરીરની રાખ પણ આ નદીના નીરમાં વહી જતી.

એ સ્થળે કુદરતની ખૂબસૂરતી ખીલતી, હાસ્ય કરતી, ફૂલડાં વેરતી! પણ એની ઉપર એક કાળા ઓળાની કપરી ઝાલક ઊડ્યા કરતી. એ નીલી હરિયાળી ખીણુના એક ખૂણે જમીનને બદસૂરત કરતી એક જબ્બરજસ્ત કોલસાની ખાણુ આવી હતી. ધરતીના પેટાળમાં કાળા કોયલાના ખડકો હતા. ઉપર મહુડાનાં વન હતાં. આસપાસના પ્રદેશ પર એ પેટાળમાં કામ કરતા શ્રમજીવીઓની નાની નાની પતરાંની ખોલીઓ હતી. કુદરતની ચમકતી લીલામાં આ કાળી કોટડીઓ બહાર તરી આવતી.

ગોશ્ત સડી જાય અને પછી એની ઉપર માખીઓ બણબણે અને પછી તેમાંથી ગંધ આવે એવા કાદવ અને કીચડની જમીન પાસે જ હતી. ત્યાં નીલી હરિયાળીએ નજર સરખી કરી નહોતી. એમ કહેવાય કે કુદરત માંદી પડી હોય અને અહીં ઊલટી કરી ગઈ હોય એમ લાગી આવતું. અને અહીં મજદૂરોની આલમ હતી.

અને તેથી જરા આગળ કોયલાનાં કારખાનાં હતાં. કાળાં અંધારાં અને કાળી રોશનીઓના રાજ્યમાં મજદૂરોને જિંદગી જીવવા માટે બિરાદરી સાધવી પડતી.

## [ ૨ ]

દૂરના પ્રદેશમાં બંગલાઓ દેખાતા. આ મજદૂરોની આલમના પાલનહાર તરીકેની જાહેરાત કરવા માટે એ લોકો મોટરને માર્ગે આ ખાણુની મુલાકાત લઈ પોતાના વિચાર બતાવતા: 'આ વખતે કામના કલાકોમાં વધારો કરવાની જરૂર છે! બી. એન. રેલ્વેનો ઑર્ડર તો હજી ઊભો છે!' અને પછી સિગાર ફૂંકતા, 'કલીન શેવન' મુખ ઉપર મુલાયમ રીતે આંગળી ફેરવતા ત્યાંથી ચાલ્યા જતા.

કામદારો હજી પ્હો ફાટે નહિ તે પહેલાં તો કાદવ અને કીચડને રસ્તે બીડી પીતા ખાણને પંથે પડતા. સાંજના સૂર્ય જમીનમાં આશરો લે ત્યારબાદ કોયલાના પેટારામાંથી તેઓ બહાર નીકળતા અને પડતી રાત્રિના અંધકાર કરતાં તેમનાં શરીરો વધારે શ્યામ અને વધારે ભારેખમ લાગતાં. પરસેવાનાં પાણી ઊતરે ત્યારે એની ઉપર કોયલાની કાળી ભૂકીની ભૂરકી છંટાતી અને એ મિશ્રણ મજદૂરોને શરીરે 'ચંદનલેપ'ની ગરજ સારતું. એમને બારે માસ આ 'વસંત' લાગતી. શ્રીમંતો વસંતમાં ચંદનલેપ કરાવતા, એ એમને ખબર નહોતી. શ્રમજીવીઓના કાળા ચંદનની કહાણી માલિકોનાં કિસ્મત ઘડતી.

પગારદિન આવે એટલે પહેલાં પીઠાના પ્રેમીઓ એ પંથે પળતા. કપરી વાસ્તવિકતાઓ વીસરી જવા તેઓ જલદ પીણાનો આશરો લેતા. એ વેળા એમને 'ઇશ્ક' જાગતો. 'માશૂક'ની મિજાજીનાં ઘેરાં દર્દ અને તેના રંગ જાગતા; દિલદારની મીઠી મોજનાં સોણલાંમાં ગમખ્વાર બની જવાય એટલી હદ સુધી તેઓ પગારદિન માણતા.

હું તે વેળા ત્યાં 'સ્ટોર–કીપર' હતો. '...કોલિયરી'ના ખાતામાં મેં કાળું જીવન 'માણ્યું' છે! રાત્રિએ મારે 'સ્ટોર'નો હિસાબ કરવો પડતો. ઝીણાં અજવાળાં ઝગમગતાં હતાં તે વેળા રાત્રિએ બહાર કાળાં વસ્ત્રો પહેરીને કોઈ 'યાર' સાથે પસાર થવાની તૈયારી કરી હતી.

તે રાત્રિએ રાતપાળી કરવાની હતી. આઠ દશ મજદૂરોનું એક ટોળું આવ્યું. એમના માથે દીવાઓ બાંધવામાં આવ્યા. કોયલાની જમીનના પેટાળમાં રોશની માટે તેમના માથે શીંગડાની જેમ બત્તીઓ ભરાવી દેવામાં આવી. કાળાં કપડાં અને કાળું વાતાવરણ! અંધારામાં માથા ઉપર દીપકમાંથી પ્રકાશ નીકળતો ત્યારે કાળા માનવીઓ શયતાનના શાગીર્દો જેવા લાગતા.

એક નવો પંદર વર્ષનો છોકરો નોકરીમાં રહ્યો હતો. તેના ગાલનાં હાડકાં બહાર દેખાઈ આવતા હતા.

'ગુરૂઆ!......સંભાળજે હોં!......નહિતર માર્યો જઈશ......!' એક મજદૂરે કહ્યું.

'અરે! છે તો પંદર વર્ષનો ને...વળી ખાણુમાં ઊતરવું છે?... રાતપાળી કરવી છે?'

'ભાઈ, મેનેજરનો હુકમ છે કે આ પહેલી તારીખની અંદર રેલ્વેનો ઑર્ડર પૂરો કરવો જ જોઈએ...'

'પણુ આ પંદર વર્ષનો...છોકરો...માર્યો જશે,...એનું કંઈ?' એક મજદૂરે જોરથી પૂકાર્યું.

પણુ એને કશી અસર ન થઈ. બહાર જંગલમાં પવનના જાલિમ સુસવાટા છાપરા ઉપર પછડાતા હતા. દૂર ચીબરી બોલતી હતી. એથી દૂરના જંગલોમાં શિયાળવાંની ચીસ સંભળાતી હતી.

'પણુ...રાતના પાછલા પહોર સુધી કામ કરવું છે...એટલે...!' બે ત્રણુ મજદૂરો ધીમે ધીમે થરથરતા અવાજે બોલ્યા.

'હેં...? એટલે?...' પાછળથી સત્તાવાળો હુકમ આવ્યો.

હું સફાળો ચોંક્યો. આ અમારો ઉપરી અમલદાર હતો.

'પણુ...અમારો દમ નીકળી જશે...કાં તો અમારા જાન ભરખાઈ જશે...'

'તો...તો...ખાવાનું કંઈ ઠારી મેલ્યું છે તમારા બાપાએ?...' અમલદાર ત્રાડુકી ઊઠ્યો. અને એણે પોતાનું બિહામણું લાગતું મોં રુઆબથી ફેરવ્યું, અને ખૂણામાં બેઠેલા એક આદમીને બૂમ મારી: 'જોગી!'

જોગી ઊઠ્યો. એ થરથરી ઊઠ્યો: 'હાં...સા'બ...'

'આ સાળાઓને મહુડાંનો આપી દે ને!...પેલો જૂનો છે...પીપમાં...'

ને સહુના પગાર ચૂકવાયા. કામદારોને માટે ચીની લોખંડના પ્યાલાઓ ભરાયા. તનબદનને જોરમાં રાખવાની ફર્જ પાડવામાં આવી અને કાળા કોયલાના કારીગર મજદૂરોએ એ દારૂના પ્યાલા પેટમાં ઠાલવી દીધા.

બધાને નશો ચઢ્યો. બહાર નીકળ્યા. બહાર દૂર, થોડે દૂર પીપળાના ઝાડ હેઠળ તાડનાં પાંદડાંની એક ઝૂંપડી હતી. ઘાસલેટનો દીવો બારણુમાં બળી રહ્યો હતો.

'ક્યાં ?...છે કે ?'

'એલા...આવો !! આવો !!' ઝૂંપડીના મોંઢા આગળ બેઠેલો જાડો આદમી ઊઠ્યો: 'પગાર મળ્યો ના ?'

'હા...' મજદૂરોએ કહ્યું. 'પણ આજ તો રાતપાળી છે...એટલે...'

'એલા નાખોને થોડોક...બેવડો'...પેલા જાડા માણસે પોતાના વ્યાપારનો પ્રચાર કર્યો.

કામદારોનો નશો તેજ હતો. વધારે પીવા તેઓએ અડ્ડો જમાવ્યો.

[૩]

'ગુરૂવા ! સાળા...છો તો આમ છોકરા જેવો અને આટલો બધો બેવડો પેટમાં નાખછ !' એક મજદૂરે પેલા નવા છોકરાને કહ્યું.

'અરે આટલું કામ આપણાથી તાઝગી વિના કેમ થાય ?...યારો ...આપણા મેનેજરને ખુશી કરવો છે કે કામ આમ થાય !' ગુરૂવો બોલ્યો: 'પણ...આમને આમ... પીધા કરશું અને કામ કરશું તો મરી જશું !...જહાનમમાં'...આપણે તો જીવતાં મુડદાં...!'

'તો એલા ! શું કામ આવ્યો અહીં ?...છોલાવવા આવ્યો છે ?' એકે બૂમ મારી.

'યાદ રાખો... આ ખાણનો શેઠ માલમલીદા ઉડાવે... મોટરોમાં મોજ માણે અને લાખોના વિલાયતી બાટલા ઉડાવે અને આપણા નશીબમાં મહુડાંનો પણ નહિ !' ફરી ગુરૂવો બોલ્યો.

એટલામાં તો શરાબ વહેંચનાર કલાલે પ્યાલો ધર્યો. પંદર વર્ષના છતાંયે અલમસ્ત કાળા વાળવાળા જુવાનજોધ છોકરાએ શરાબનો પ્યાલો મોઢે માંડ્યો અને પેટમાં ઠાલવી દીધો.

બીજી જ પળે ગુરૂવાને કોઈ હરિયાળી ભૂમિમાં સુંવાળા સહચાર સેવવાના કોડ જાગ્યા.

એટલી વારમાં તો એક નાનકડો છોકરો અર્ધો નાગો ત્યાં દોડી આવ્યો.

'ગુરુવા...ગુરુવા...' નાનકડા છોકરાએ જોરથી બૂમ મારી: 'ઘેર હાલ, ઘરે હાલ, બા તો બૂમ મારે છે. પગાર મળ્યો ને?...સીધો ઘેર હાલ. આવે છે કે નહિ?'

પણ ગુરુવાની આંખ લાલઘૂમ બની ગઈ હતી. માથે રાતના ખાણમાં ઊતરવાથી બત્તી ઝગારા મારી રહી હતી. અંધારામાં ગુરુવાનો ગાલમાં પડેલા ખાડાવાળો ચહેરો બિહામણો લાગતો. આસપાસ ખાણના મજદૂરો બત્તી પહેરી ઊભા હતા. એમણે પીધો હતો. શયતાનના શાગીર્દોની માફક એ લોકોની આંખો લાલઘૂમ બની હતી. એમાંથી આગ ઝરતી હતી.

ગુરુવાએ આંખ કહાડી મોં ફેરવ્યું; હાથ ઉગામ્યા ! !

પેલો નાનો છોકરો પોતાના મોટાભાઈના ડરને લીધે દૂર ખસી ગયો – ગજબની બીકનો માર્યો.

'એલા...ગુરુવા...ચાલ...આજ તને પગાર મળ્યો છે...એટલે આપણે બીજીવાર નાંખીએ.' બે ચાર આદમી બોલ્યા: 'બાબુજી ! બીજા પ્યાલા ભરજો...'

'ગુરુવા ! તું છો તો ડાહ્યો. આપણા શેઠ મોજ માણે છે. તે માળું આપણાથી કેમ જોયું જાય, એ મને નથી સમજાતું; પણ લાવને હમણાં તો નાખીએ...બેવડો...એક મજદૂર બોલ્યો.

## [ ૪ ]

ગુરુવાનો ભાઈ શરાબખાનાની ઝૂંપડીથી દૂર કચરાના ઉકરડા આગળ ઊભો રહ્યો. તે થરથરી રહ્યો હતો. ઠંડીના સુસવાટા એના નાગા દેહ ઉપર કપરાં વસ્ત્રો પહેરાવતા હતા અને એ વસ્ત્રોની કિંમત રૂપી ટાઢની કંપારી બદલામાં લઈ રહ્યા હતા.

પણ એટલી વારમાં તો 'કોલિયરી'નો અમલદાર હાથમાં ચાબુક વીંઝતો ત્યાં આવ્યો. શરાબની ઝૂંપડીના બારણામાં બેઠેલા મજદૂરોએ એને દીઠો. તેઓ જરાક ચોંકયા !

'સા'બ આવે છે!'

'માર્યા હવે તો...'

'ગુરુવા...!'

પણ આના જવાબમાં ઉકરડે બેઠેલો ગુરુવાનો નાનો ભાઈ રડી પડ્યો. પોતાના ભાઈની હાલત જોઈને એ આંસુ સારી રહ્યો હતો.

'ગુરુવા!...ગુ...રુ...વા!' એના મનમાંથી સૂર નીકળતા હતા: 'બા વાટ જુએ છે...ઘેર ખાવાને ધાન નથી...રોટી નથી!'

પણ ગુરુવો હસ્યો — ખુમારીભર્યું. અમલદારને ચાબુક લઈને આવતો એણે દીઠો.

બધા મજદૂર સડક થઈ ગયા. બધે શાંતિ હતી. કૂતરાં ભસતાં હતાં; દૂર ઘુવડ બોલતું હતું; આકાશમાં તારા મલકી મલકીને ક્રોધના તણખા વેરતા હતા.

શરાબખાનાનો માલિક દૂર ખસી ગયો. અમલદારે પગ મૂક્યો. ચાબુક વીંઝ્યો; જમીન ઉપર થૂંક્યો અને ગળાની ખખરી દૂર કરી ઘોઘરે સાદે બૂમ મારી: 'એય! બદમાશો! કામ નથી સૂઝતું? આજે રાતપાળી કરવાની છે. પગાર પછી અર્ધો કલાક અપાય છે એનો આ ઉપયોગ કરો છો?'

'પગારદિન...' એક અવાજ આવ્યો.

'ચલ્લાવ ઊઠો...આજે રાતપાળી છે.' એણે ચાબુક વીંઝ્યો.

બધા નશામાં ચકચૂર હતા. ચોવીસ કલાક કાળી મજદૂરી કરી એમના દેહ નશાને ઝૂલે ઝૂલતા હતા એ વસંતનો હીંચકો નહોતો પણ નશાનો ઝૂલો હતો. અને મંદમંદ હિલોળામાં મજદૂરો મોજ માણતા હતા. ગુરુવાને નશામાં પડેલા અમલદારે દીઠો. માથે બત્તી સળગતી હતી.

'ઊઠો...રાતપાળી...' તેણે ચાબકો વીંઝ્યો.

દૂર ઉકરડા આગળ બેઠેલો ગુરુવાનો નાનો ભાઈ રડતો બંધ પડ્યો હતો; એ વળી ફરી રડવા લાગ્યો.

અમલદારે ફરી ચાબકો વીંઝ્યો અને એ સીધો ગુરુવાની પીઠ પર પડ્યો.

છોકરો દોડ્યો—રડતો રડતો!

'ગુરુવા! બા વાટ જુએ છે. ઘેર હાલ.' અને તેણે નશામાં ચકચૂર પડેલા ભાઈનો હાથ પકડી ખેંચવા ખૂબ મહેનત કરી.

અમલદારનો ચાબખો ફરી પડ્યો.

'ચલાવ રાતપાળી...રેલ્વેનો ઓર્ડર પૂરો કરવો જોઈશે.'

કૂતરાં જોરથી ભસતાં હતાં. પવનના સુસવાટા અને ઝાડના ઝુંડોમાં બોલતાં ઘુવડના ઘેરા બસૂરા સૂર એ અવાજમાં ભળી જતા.



# ૧૦. તેતરની જોડી

સરાઈના ઊંચા દરવાજા ઉપર, હિમાલયના શિખર પર સોનાનાં કિરણો ઢોળતા સૂરજની રોશની હજી ઠરી પણ ન હોય ત્યાં તો અમીર પોતાની દિલરૂબા લઈ દરવાજા આગળ ખડો થઈ જતો. સરાઈના ખૂણામાં આવેલા એક નાનકડા કારીખાનામાં ઓટલાની પાસે અમીર તેના ભાઈ મીરઝાં સાથે પડ્યો રહેતો: ખુદાયે તેની પાસેથી ચશ્મો ખૂંચવી લીધાં હતાં, તોયે સૂરજ કેટલે ચઢ્યો છે એની ચોક્કસાઈભરી માહિતી તે જ આપી શકતો: અને એથી રોજ બડી ફજરમાં હજી તો સરાઈનો કૂકડો પણ ન બોલ્યો હોય ત્યારે પોતાના આંખ વિનાનાં મુખડાંને પાસે સૂતેલા પોતાના ભાઈ તરફ ફેરવીને બોલતો: મીરઝાં! ઊઠ હવે!...મુસાફરો આવવાનો વખત થઈ ગયો!'

અને પછી તે પોતાના પાળેલા તેતરની જોડી તરફ જોઈને કંઈ ને કંઈ બોલ્યા કરતો: પાંજરામાં પૂરાયેલી તેતરની જોડી આંધળા અમીરના અવાજને સત્કારતી હોય તેમ પાંખો ફફડાવી, ગેલ કરતી વિચિત્ર અવાજ કરતી, પાંજરામાં જોરથી આંટા મારવા મંડી જતી. અમીર, મીરઝાં અને તેતરની જોડી વચ્ચે ન સમજાય એવું સગપણ ખાસ દેખાતું.

આંધળો અમીર અમીર ન્હોતો પણ ફકીર હતો: પોતાના ભાઇ મીરઝાંની સાથે તે સરાઈમાં ગુલમર્ગની ખીણ જોવા આવતા જતા મુસાફરો અને શોખીનોને ખુશ કરવા દિલચશ્પીથી દિલરૂબા બજાવતો: અને આવનારા મુસાફરો આંધળા અમીરની દિલરૂબાની હલક પર આફરીન પૂકારી મીરઝાંએ હાથમાં ઝાલેલા ડબ્બામાં પૈસો બે પૈસા નાખી જતા: ઘણી વાર તો શોખીનો તરફથી એને રૂપિયો સુદ્ધાં મળી જતો.

બડી ફજરમાં અમીર તો હજી પથારીમાં પડ્યો હોય ત્યારે દૂર દૂરથી આવતા ખટારાના, ઘોડાગાડીના અને સિગરામના અવાજને બરાબર પારખી જતો અને મીરઝાંને ઝટપટ ઊઠાડી રોજી પર લગાડી દેતો: સરાઈની ઝાડુવાળી જવાન લડકી ગુલશન પણ જાગી ગઈ હોય અને

ઘણી વાર જ્યારે **મીર**ઝાં ઊંઘમાં પડ્યો હોય ત્યારે એ એકલો કાફી-ખાનાનો લાકડાનો દાદરો ઊતરી જઈ સરાઈના દરવાજા આગળના મોટા ઝાડનાં ઠૂંઠાં આગળ બેસીને પોતાની દિલરૂબાના તાર છોડતો—અને નવા આવનારા મુસાફરો પાસેથી દિવસની રોજીની શરૂઆત કરતો.

કકડાવી નાખે એવી ગજબ ઠંડી તીર ચલાવતી—તોયે અમીર અને **મીર**ઝાંની જોડી સરાઈના બારણા પર નિયમસર ઊભી રહેતી. ઊઠતાંની સાથે જ તેતરની ખબર લઈ બન્ને જણ દરવાજા પાસે હાજર થઈ જતા—અને મુસાફરોની હાર જરાક નરમ પડે એટલે કાફીખાનામાં જઈ સવારના ચહાનાસ્તાની તૈયારી કરતા.

## [૨]

ગુલમર્ગ!...કાશ્મીરની ભવ્યતા!...હિમાલયની અદ્ભુત અને રમણીય લીલાને નયનમાં સમાવવા દર વર્ષે હજારો સહેલાણીઓ આવ્યા કરતાં: વસન્તની શરૂઆતમાં જ **મીર**ઝાં અને અમીરને વર્ષની રોટી મળી રહેતી: શિયાળામાં મુસાફરોમાં મંદી આવતી: તો પણ નિયમસર અમાર અને **મીર**ઝાં સરાઈના મોટા દરવાજા આગળ મોટા ઝાડના ઠૂંઠાની નીચે ઊભા ઊભા પોતાની રોટીની અહાલેક શરૂ કરી દેતા. બન્નેને સરાઈનું આંગણું અને સરાઈને ઝાડીઝૂડીને સાફ કરનાર જવાન ગુલશન જોયા જ કરતી.

આવનારા મુસાફરોના અંગ પર ગરમ કપડાંના 'સુટ' દેખાતા: શરીરને ગરમી બક્ષવા, ઠંડીને દૂર રાખવા કેટલા ય લોકો ઊનના ધાબળામાં વીંટળાએલા દેખાતા. પણ અમીર અને **મીર**ઝાં તો પોતાની લાંબી ચૌડી ઇજાર અને જૂનું કાશ્મીરી પહેરણ, ઉપર પૂરાણા જમાનાનો, જૂનો ભરત ભરેલો કીનખાબનો કબજો પહેરેલા દેખાતા. રોજ રોજ એ જ કપડાંમાં લોકોનાં મન રિઝાવી રોટી રળી કહાડતા.

અમીર જ્યારે કરુણ સૂરે ગાતો ત્યારે **મીર**ઝાં પસાર થતાં લોકોની સામે પોતાના હાથમાંનું ડબલું ધરીને બોલતો, 'અલ્લાહ કે નામ પર! દે દો કોઈ અંધેકો!'

અને એના ડબલામાં પૈસો, બે પૈસા, આની, બે આની જેવું પરચુરણ હમેશ પડ્યા કરતું. પૈસાનો ખણખણાટ સાંભળીને અમીર તાન મારીને ગાતો :

'...કિસીકો ઝાંખના ઔર ઝાંખકે
ચીલમન ગીરા દેના......
હમારા દેખના ઔર દેખકર
આંસુ ગીરા દીના.....
અય જાને વાલે...અંચલકો
જરા હઠા દેના!......

જ્યારે સાંજ પડી જતી અને રાતની ઠંડીની કાળી પાંખ ગુલમર્ગની ખીણ પર પથરાતી ત્યારે અમીર પાસે જ આવેલી એક હૉટેલમાં જઈ પુષ્કળ શરાબ પી આવતો. મીરઝાં એ બરાબર જાણતો–પણ એ તો એના જીવનનો એક ક્રમ બની ગયો હતો. ઘણીવાર તો અમીર ખૂબ શરાબ પીને ચીક્કાર બની લથડિયાં ખાતો ખાતો આવતો ત્યારે મીરઝાં જ એને સૂવાડી દેતો. આ વખતે તેતરની જોડી પીંજરામાં ગમગીન બનીને અમીર તરફ જોયા કરતી, એ વાત મીરઝાં બરાબર જાણતો હતો.

પણ ઠીક શરાબ પીધા પછી આસ્માન સામે મોં કરીને હાથમાંના દિલરૂબાના તારને જ્યારે તે છેડતો અને પછી એક એક તાન મારીને તે એકાદ ચીજ છટકાવતો ત્યારે ગમે તેવા મખ્ખીચૂસ પાસેથી પણ તે એકાદ આનો જરૂર પડાવી લેતો.

[૩]

અને એક દિવસે જ્યારે સોહામણી સંધ્યા રાત્રિની ગોદમાં લપેટાઈ જતી હતી ત્યારે કેટલાક નવા મુસાફરો સરાઈમાં આવતા હતા–અમીરે દિલરૂબા છેડી–મીરઝાં 'દે દો! અલ્લાહ કે નામ પર!' બોલવા લાગ્યો–મીરઝાંએ જોયું કે આવનારા લોકો દોલતમંદ હતા :

'બરાબર ગા!...માલદાર લોકો આવે છે!' મીરઝાં અમીરના કાનમાં ગણગણ્યો.

૧૦

એ જ વખતે એના ડબ્બામાં દોલતમંદના એક મોટા છોકરાએ એક આનો નાખ્યો. નાનાએ બે આની નાખી; મોટો છોકરો આંધળા અમીરની સામે જોઈને ગભરાઈ પાછો હઠી ગયો—અને **મીર**ઝાંએ એની સામે જોયાં જ કર્યું.

જ્યારે જ્યારે **મીર**ઝાં કોઈ છોકરા તરફ જોતો ત્યારે ત્યારે એનું જિગર નરમ બની જતું. એને એનો ભૂતકાળ બોલાવતો: જ્યારે અમીર માત્ર બચ્ચું હતો ત્યારના દિવસ એને યાદ આવતા: હા; તે કારમી પળ એનાથી ભૂલાતી ન્હોતી: એ વખતે એક કાતિલ ચીસ પાડી અમીર જમીન પર ફસડાઈ પડ્યો હતો. **મીર**ઝાં ઘણીવાર ગોફણથી પોતાના ખેતરમાં પાકને નુકશાન પહોંચાડતાં પંખીડાં ઊડાડતો—એની એવી એક ગોફણે અમીરની આંખનો ભોગ લીધો હતો: બીજે વર્ષે હકીમે કહ્યું કે બીજી આંખ પણ એકાદ વર્ષમાં ચાલી જશે—અને પછી...પછી...ખરેખર! થયું યે તેવું જ. અમીરને મન આલમ અંધકારમય બની.

પહેલાં તો લોકો એને કહેતા કે તું ફલાણા પીરની માનતા કર... ને...તને તારી આંખો ખુદા પાછી આપશે. પણ એ બધામાંથી એને માત્ર નિરાશા જ સાંપડી. આ આંખ **મીર**ઝાંની ગોફણથી ગઈ હતી, એ વાત કોઈપણ જાણતું ન્હોતું. ફક્ત **મીર**ઝાંનું દિલ જાણતું હતું: સદાકાળ એનું હૈયું આંસુને ઘોળી ઘોળી પી જતું...અને એક દિવસ તો **મીર**ઝાંને થયું કે તે પહાડપરથી પડીને બેભાન થાય...પણ પાસેની મસ્જિદના મુજાવરે એને કહ્યું, 'અલ્લાહ પાક પર ભરોસો રાખ!...તારી જિંદગી તારા ભાઈ માટે કુરબાન કરને!...આમ આપઘાત કરવાથી અલ્લાહ નારાજ થાય છે!' ત્યારથી એણે અમીરની ખૂબ જ કાળજી કરવા માંડી. જ્યારે જ્યારે **મીર**ઝાં ગૂંછળાવાળા તેના ભાઈના બાલોમાં હાથ ફેરવતો અને દુનિયાની હરતરહની વાતો કહેતો અને અમીરની વાતો સાંભળતો ત્યારે એના હૈયાંને એક જાતની ટાઢક થતી.

અને એક દિવસ અમીરે વાતચીત કરવી બંધ કરી: કારણ કે આજે એની આશાનો અંત આવી ગયો હતો...કુદરતની રમણીયતા; બરફથી છવાએલા પહાડો; ધોધમાર વહ્યાં જતાં પાણીમાં ધસડાઈ જતાં

વનનાં રંગબેરંગી ફૂલડાં, નીલોતરીથી છાયેલી ખીણો, કુદરતને ખોળે ઊડતાં મનોહર પંખીઓની હારની હારો અને આકાશમાં ડુંગરની ટોચે બેસતાં સફેદ અને રૂપેરી વાદળોની હારમાળા ને હવે કદી નહિ જોઈ શકે, એ આનંદ, જીવનની ખુશ્બુ, ખુદાએ સર્જેલી કુદરતનો મીઠો મિજાજ એની ચશ્મો કદી નિરખી શકશે નહિ: એથી તેણે બોલવાનું છોડી દીધું હતું.

પણ એથી વધારે દર્દ તો મીરઝાંના જિગરમાં ઊઠ્યું હતું. ઘણી વાર તો તે અડધી રાત્રિએ, કે રાત્રિના પ્રાછલા પહોરે ઊઠીને આસમાનમાં ચમકતા તારાઓ જોતો: ફૂંકાતા પવનમાંથી આવતા સૂરો સાંભળતો અને એકલવાયા અંધકારમાં ઊંડે ઊંડે જોયા કરતો. અને તે પછી પાસે સૂતેલા અમીરના બાલો પર હાથ ફેરવી પેટ ભરીને રડી નાખતો!...રડવામાં, આંસુ સારવામાં એને આનંદ મળતો અને જેમ મીઠાઈ વધુ ખવાય ત્યારે ખાનાર અટકી જાય તેમ તે ખૂબ રોવાનો આનંદ લૂંટી પાછો સૂઈ જતો.

અને જેમ જેમ દિવસો વહેતા ગયા તેમ તેમ એકાન્તમાં બેસીને ઘણીવાર અમીર ગાવા લાગ્યો: એને ખબર પડી કે લોકોને એનો અવાજ ગમતો હતો. એક રાત્રિએ જ્યારે તેના પડોશીઓને ત્યાં દાવત હતી ત્યારે અમીરે એટલું સરસ ગાયું કે લોકો તેના નામ પર, 'મરહબા', 'આફરીન' પૂકારવા લાગ્યા હતા. એક દિવસ તેને મીરઝાંએ દિલરૂબા લાવી આપી. એકાદ મહિના જેટલા સમયમાં તો તેણે દિલરૂબાને પોતાની માશૂક બનાવી નાખી.

પણ એક દિવસ એવો આવ્યો કે તેમના ખેતરનો પાક વધુ વરસાદથી ખત્મ થઈ ગયો—ગયા વરસે શાહુકાર પાસેથી વ્યાજે પૈસા લીધા હતા. ખેતર તો ક્યારનુંયે ગીરો પડ્યું હતું. પરિણામે એ લોકોને ઘરબાર વિનાના બનવું પડ્યું...અને જ્યારે મીરઝાં વીશ વર્ષનો થયો અને અમીરને પંદર વર્ષ થયાં ત્યારે શેરીએ શેરીએ ગાઈને પૈસા કમાવવા સિવાય બીજો કોઈ ઉપાય એમને માટે રહ્યો નહિ.

આમ છેલ્લાં પાંચ વર્ષોમાં તેઓએ સારાય કાશ્મીરને ફેંદી નાખ્યું હતું. દિલ્હી, આગ્રા, બનારસ અને કલકત્તા સુધી મીરઝાં અમીરને

લઈ ગયો હતો, પણ 'કાશ્મીરમાં કમાણી સારી છે!' એની ખાતરી થતાં તેઓ કાશ્મીરમાં જ રહેતા હતા.

જ્યારે જ્યારે **મીર**ઝાં કુદરતને ખીલેલી, હસતી,–સ્મિત કરતી નિહાળતો ત્યારે તે રડી પડતો અને પછી એના અંધ ભાઈ અમીરની આંખોના શૂન્યમય, કરૂણામય ખાડા તરફ જોયા કરતો અને પછી!... પછી?...પછી તો વખત વહેતાં અમીરને શરાબની લત લાગી–અને જ્યારે તે શરાબ પીતો અને ગેલમાં આવી વાતો કરતો ત્યારે **મીર**ઝાંને આનંદ થતો.

[૪]

**જ્યા**રે **મીર**ઝાં રોટી પકાવવામાં મશગૂલ બનતો ત્યારે અમીર પાંજરાંમાં પૂરેલા તેતરની જોડી સાથે ગેલ કરતો–અને ખાઈ લીધા પછી જ્યારે અમીર જરાક ઊંઘી જતો ત્યારે **મીર**ઝાં સરાઈને વાળવા–ઝુડવાવાળી જવાન લડકી ગુલશનની સાથે લટકો કરતો: આમ ઘણીવાર સુધી ગુલશન અને **મીર**ઝાં વાતો કરતાં: અમીર તે જાણતો. ઘણીવાર તો સૂતેલા **મીર**ઝાંને નવા અને 'ઉદાર' મુસાફરોની ખાસ ખબર કહેવા ગુલશન જ આવતી–અને ઘણીવાર ગુલશન **મીર**ઝાંને રોટી પકાવી આપતી.

વરસાદ પડતો અને પવનના સુસવાટા શરીરને વીંધીને ચાલ્યા જતા ત્યારે નાનકડી ઓરડીમાં તેતરની નર–માદાની જોડી, ગુલશન, **મીર**ઝાં અને અમીર ગોંધાઈને, એક ફાટેલા ગરમ ધાબળામાં વીંટળાઈને પડ્યાં રહેતાં. ગુલશન પોતાના શરીરની હૂંફની ગરમી બન્ને ભાઈઓને આપતી.

અને એક દિવસ જ્યારે હજી સૂરજે હિમાલય પરથી ડોકિયું પણ નહિ કર્યું હોય અને હજી તેતર પણ જાગ્યાં નહિ હોય ત્યાં તો એક નવી સિગરામે સરાઈમાં પ્રવેશ કર્યો. ઘોડો તેજદાર હતો–અંદરથી એક ઠસ્સેદાર જવાન ઊતર્યો: ગુલશને એકદમ અમીર અને **મીર**ઝાંને જગાડી દીધા: અમીર એકદમ હાથમાં દિલરૂબા લઈ બહાર આવ્યો અને ઓટલા પર બેસી ગાવા બજાવવા બેસી ગયો: કાશીખાનામાં સૂતેલો અબદુલ્લો જાગી ઊઠયો–સરાઈવાળાને ઊઠાડવા તે જ જતો.

'સા'બ!...અલ્લાહ કે નામ પર!' મીરઝાં બોલ્યો. આંધળો અમીર પોતાની દિલરૂબા બજાવવામાં મસ્ત હતો.

આવનાર મુસાફરે રૂઆબમાં અહીંતહીં આંટા માર્યા...

'તને કંઈ આપ્યું ખરું?' અમીરે મીરઝાંના કાનમાં પૂછ્યું.

'હજી સુધી તો નથી આપ્યું–મને લાગે છે કે એ કારીખાનામાં ગયો છે–બહાર જતી વેળા આપશે ખરો!...'

થોડી વાર પછી તે પાછો ફર્યો. અમીર ફરી ગાવા લાગ્યો. મીરઝાં પાસેથી પેલો મુસાફર ગાડી તરફ ફર્યો–તેણે ખીસામાં હાથ નાખી એક આનો આપ્યો.

'શુક્રિયા જનાબ!' મીરઝાં બોલ્યો.

સરાઈના ઓટલા પર અમીર દિલરૂબા બજાવતો હતો. એની કંગાલ ઓરડીમાં તેતરની જોડી જાગી ગઈ હતી. લગભગ ત્રણેક મિનિટ થયાં તેતરની એ જોડીએ ખૂબ જ ધમાલ મચાવી દીધી હતી. તેમના તુફાનનો અર્થ શો હતો–શા માટે તેઓ ચિચિયારી પાડતાં હતાં? જાણે કંઈક અમંગળ થવાનું હોયને તેવું વાતાવારણ ઓરડીમાં જામી ગયું હતું. આ વખતે નવો મુસાફર સિગરામમાં બેસી ચૂકયો હતો–સિગરામ બહાર નીકળવા માટે સરાઈના ચોગાનમાં ફરીને જ્યાં અમીર બેઠો હતો ત્યાં આવી. બજાવી રહેલા અમીરના ચહેરા પર મુસાફરે નજર નાખી–જાણે અમીરની ખાલી–તેજવિહોણી આંખો તેને જ જોઈ રહી હોયને! પેલા મુસાફરે તેની પાસે આવીને પૂછ્યું:

'તુમ્હારા નામ કયા?'

'અમીર!'

મુસાફર હસ્યો, 'અચ્છા! તુમ હૈ તો ફકીર...નામ અચ્છા હૈ!

'ઠીક જનાબ!'

'લેકિન! અમીર! ખ્યાલ રખના, તેરા સાથી તેરે સાથ દગા ન ખેલે!'

●

'ક્યા, જનાબ? મુઝસે દગા કોન ખેલેગા?'

'તેરે સાથીકો મેને એક પાંચકી નોટ દિયા હય...ખુદાકી મહેરસે મંય બ્હોત કમા ચૂકા હું...ઉનકી પાસસે હિસાબ લેના!...' અને તે અમસ્થો ખંધું હસીને ચાલ્યો ગયો. સિગરામ ઊપડી ગઈ.

'લેકીન જનાબ! વહ મેરા ભાઈ હય...વહ અયસા કભી નહિ કરેંગા! ખુદા આપકા ભલા કરે!' અમીર બોલ્યો.

'પાંચકી નોટ!' અમીર મનમાંજ ખુશ થઈ ગયો અને તેના દિલાવર દિલની તારીફ કરવા લાગ્યો–પછી ગણગણ્યો, 'હું એને અડી તો જોઉં! કેવી કડકડતી નોટ!...કેટલાય દિવસ થયાં નોટને હાથમાં ઝાલી નથી...'

એટલી વારમાં અમીરે **મીર**ઝાંનો અવાજ સાંભળ્યો: 'ગુલશને ગરમ ગરમ ચહા તૈયાર કર્યો છે, ચાલ! અહીં આવ જોઉં, અમીર!'

પણ અમીરે તો લાકડાનો દાદરો ચઢતાં જ પૂકાર્યું, 'મને એ જોવા દેને?...કેટલાય વખતથી મેં નોટ હાથમાં નથી લીધી...'

'શું છે ઈ?' **મીર**ઝાંએ જરાક તાજુબીથી પૂછ્યું: 'તું શાની વાત કરે છે?'

અમીર એકદમ **મીર**ઝાં પાસે આવી પહોંચ્યો અને તેણે કહ્યું: "આ આલમમાં ઘણા જ ઉદાર આદમીઓ હજી વસે છે ખરા!'

'હા...કેમ વળી?...મારી પાસે અત્યાર સુધીમાં તો અઢી આના થઈ ગયા! અને હજી દિવસ આખો બાકી છે.'

'પણ પેલી પાંચની નોટ તો લાવ!' અમીર આતુરતાપૂર્વક બોલ્યો, 'એલા! હું બધુંય જાણું છું હો!' અને એમ કહેતાં એણે વચ્ચે પડેલી બાલદી આગળ ઠોકર ખાધી અને પછી તે ધબ લઈને નીચે બેસી ગયો.

પીંજરામાં પડેલી તેતરની જોડીમાં ભયંકર લડાઈ શરૂ થયેલી સંભળાતી હતી! તેઓ કારમી ચિચિયારી પાડતાં હતાં. **મીર**ઝાંએ

તેમને શાંત પાડવા વૃથા મહેનત કરી અને પછી કહ્યું ‘ શું છે આટલું બધું ?...તમને જુદા પાંજરામાં મૂકવાં પડશે હવે...’

‘ મશ્કરી ના કર ! મીરઝાં !...લાવી દે...જોઉં !...મારા હાથમાં તો આપ !...પાંચની નોટ કેવી હોય તે જોઉં !’

‘ પણ બાપુ !’ મીરઝાં કરૂણ સ્વરે બોલ્યો, ‘અહીં માત્ર સાડા ત્રણ આના છે, ત્યાં તને પાંચની નોટ ક્યાંથી આપું ?’

જિંદગીમાં પહેલી જ વાર અમીર મીરઝાં સામે આંખોના ખાડાથી કંઈક ન સમજાય એવી રીતે જોઈ રહ્યો : અને જિંદગીમાં પહેલી જ વાર મીરઝાંએ એના અંધ ભાઈના ચહેરા પર ન સમજાય એવી વહેમની વાણી વાંચી લીધી. તેણે પોતાનો એક હાથ અમીરના ખભા પર ફેરવ્યો અને પછી કહ્યું :

‘ ભાઈ !...’

‘ જવા દે હવે મશ્કરી !’ અમીરના અવાજમાં જુદી જ જાતનો ધ્વનિ હતો, ‘મને તેણે કહ્યું કે તેણે તને પાંચની નોટ આપી...મને એમ પણ કહ્યું કે તને કોઈ છેતરી ન લે એનું ધ્યાન રાખજે.’

‘ અમીર ! તને સ્વપ્નું આવ્યું હશે !’

‘ ચુપ હવે ! બસ !...એણે તને પાંચ રૂપિયાની નોટ આપી જ છે...તારે એકલા જ ખાઈ જવી છે. કાં તો તું ઓલી ગુલશનને આપી દેતો લાગે છે !...’

આ જાતની ગરમ ચર્ચા ચાલતી હતી એટલીવારમાં તો અબ્દુલ્લો કારીવાળો ત્યાં આવ્યો. ‘એલાઉં ! કરો છો શું આંહીં ?...બહાર કેટલીયે ગાડિયું આવી ગઈ છે ! જાવ ! જાવ !...’

મીરઝાં જવા તત્પર થયો—પણ અમીર તો જ્યાંનો ત્યાં ઊભો જ રહ્યો.

‘ ચાલ હવે—’

‘ પણ મારા જવાનો શો અર્થ ?...’

'ચાલ હવે... તારો લવારો બંધ કર!' આંધળા અમીરનો હાથ ઝાલતાં **મીર**ઝાં બોલ્યો.

અમીરે એનું માન્યું–તે **મીર**ઝાંની સાથે ચાલ્યો–ઘસડાયો–'આપણે આ વાત પછી કરીશું...'

એ અંધારી ઓરડીમાં આ વખતે તેતર શાન્ત પડી ગયાં હતાં–પણ પીંજરામાં ન સમજાય એવી ગમગીની હતી. બન્નેની આંખો ઘેરાયલી અને રિસાયેલી દેખાતી હતી...!

[૫]

**અ**ને સરાઈના મોટા દરવાજા આગળ ઝાડના ઠૂંઠા નીચે અમીર-**મીર**ઝાં ઊભા રહ્યા– અમીર ગાતો–બજાવતો હતો–પણ એના સૂરમાં આજે ન સમજાય એવી કઠોરતા હતી–અવાજ ફાટી જતો હતો. **મીર**ઝાં બોલતો હતો, 'દે દો! અલ્લાહ કે નામ પર!...' પણ હમેશ જે કરુણ વાતાવરણ તેઓ ખડું કરતા તે તેઓ આજે જન્માવી શકતા નહોતા.

'અમીર!...તું આવો નઠોર ક્યારથી થયો? તારા ભાઈમાં તને વિશ્વાસ નથી!...' **મીર**ઝાં બોલ્યો.

આકાશ સામે મોં કરી અમીરે કહ્યું: '**મીર**ઝાં!...તું મને છેતરે છે?...તું આમ જ મને છેતરતો આવ્યો છે?...સાચું કહે, આટલા વર્ષોમાં તેં કેટલા રૂપિયા મારાથી ચોરીછૂપીથી બચાવ્યા છે?'

'ઓહ!'

કોઈએ કારમો ઘા કર્યો હોત તો **મીર**ઝાં સહી લેત–પણ ભાઈની આવી ઝબાન એનાથી સાંભળી ન શકાઈ.

'ભાઈ!...મારે તને શા માટે છેતરવો?...શા માટે મારે તારાથી પૈસા છુપાવવા?...હું કંઈ તારાથી વધુ ખાતો કે પીતો નથી!...મારે પૈસાને શું કરવા છે?'

પીંજરામાંની તેતરની જોડી વિચિત્ર અવાજથી રડી રહી હતી. બહાર ટાઢો પવન ફૂંકાઈ રહ્યો હતો: સરાઈમાં એક ખૂણે બાંધેલાં ઢોરના

વાગોળવાના અવાજ આવતા હતા. બરફથી છવાયેલા પહાડો પર વાદળાંઓની ઘટા જામતી હતી.

'જૂઠ મત બોલ!...ગુલશનને તેં આપ્યા છે કે નહિ? બેઈમાન! ...ચોર છે!...' અમીરથી બોલાઈ જવાયું.

'હું ચોર? હું બેઈમાન!' મીરઝાંએ તાજુબીથી બૂમ મારી–વળી પાછી તેતરની જોડીએ કારમી ચિચિયારી કરી મૂકી. અબ્દુલ્લાના હાથમાંથી કૉફીનો એક પ્યાલો પડી ગયો અને કઠોર અવાજ થયો–એને ખીજ ચડી–એટલે તેણે સોટી વતી પાસે બેઠેલા કૂતરાને જોરથી નાહકનો ફટકાવ્યો. બિચારો કૂતરો કરુણ સાદે ભસતો ત્યાંથી નાસીને ફળિયામાં ચાલ્યો ગયો: બિલાડીએ મિયાઉં મિયાઉં કરી મૂક્યું... અબદુલ્લો ચીસો મારતો પડશાળમાં ચાલ્યો ગયો–ચૂલામાં લાલ અંગારાના ભડકા ભાંગેલી બારીમાંથી આવતા પવનના સુસવાટાથી વધુ જોરથી નીકળવા લાગ્યા.

મીરઝાં એના આંધળા ભાઈ સામે જોઈ રહ્યો અને પછી એક નિશ્વાસ નાખી બહાર ચોરામાં ચાલ્યો ગયો–દૂર દૂર, કોણ જાણે ક્યાં સુધી ચાલ્યા જતા બહારના રસ્તા પર એણે નજર નાંખી: આસ્માનમાં ઘેરાતી મેઘમાળાને એણે જોયા કરી: હમણાં વરસાદ વરસશે: એ ઢગને મીરઝાં શાંતિથી જોઈ રહ્યો. એના દિલમાં ન કળી શકાય એવાં દર્દનાં વાદળો ઘેરાયાં હતાં. એ રડી નાખે તો? પણ તેથી શો ફાયદો? એથી કંઈ અમીરના માનવામાં નહિ આવે. તેનાથી આ બધું ખમી શકાયું નહિ. સગો ભાઈ તેની પર બેઈમાની અને ચોરીનો આક્ષેપ મૂકતો હતો–જેને તે જાનથી પણ પ્યારો ગણતો હતો, જેને માટે તેણે જિંદગીની કુરબાની કરી દેવાના કસમ ખાધા હતા, તે માત્ર પાંચ રૂપિયા માટે એને ધુતકારે?–અમીર વહેમનો શિકાર બનતો હતો. એનાથી એ ઘા સહી શકાયો નહિ. જે ગોફણથી અમીર આંધળો થયો હતો એ કરતાં પણ આ ઘા વધુ કારી હતો: કોઈપણ હિસાબે પોતાની નિર્દોષતા સાબિત કરી આપવા તેણે મનમાં ગાંઠ વાળી.

તેને ખૂબ જ વિચારો આવવા લાગ્યા. તેના આંધળા ભાઈ માટે તો તેણે આમને આમ લોકોનાં અપમાન સહીને, હાથમાં ડબલું પકડીને

ભીખ માંગીને જિંદગી વિતાવવાનું પસંદ કર્યું હતું—એનો શું આવો જ બદલો? હા; અમીર તો ઘણા વખતથી જ પોતાનામાં વહેમ રાખતો હશે—આ વખતે તેને કહેવાનો મોકો મળી ગયો હતો. પણ એ એનો સાથ હંમેશ માટે છોડી દે અને પોતે કોઈને ત્યાં નોકરી કરવા માંડે તો...પણ અમીરનું શું?—અમીર જરૂર ગાઈને કમાઈ શકે—તેણે અંધારાભર્યા ચોગાનમાં પગલાં ભર્યાં...જિંદગીમાં પહેલી જ વાર એને અંધકારમાં એકલાં ફરતાં બીક લાગવા માંડી...દૂર દૂર પહાડોની પેલેપાર પથરાયેલાં આસ્માનમાંના તારાઓ શું એની મશ્કરી કરતા હતા?...શું તેતરની જોડી પણ એમની આ તકરારથી નારાજ હતી? એ ગુન્હેગાર નહોતો છતાંયે એને એવો શા માટે ધારવામાં આવ્યો હતો?

પણ એ જ વખતે તેણે અમીરને કારીખાના આગળ લાકડી વતી ખોડંગતો ખોડંગતો માર્ગ શોધતો જોયો—એ આકાશ સામે જોઈ રહ્યો હતો—મીરઝાંએ પણ આકાશ સામે જોયાં કર્યું—તેને તો અંધકાર જ દેખાતો હતો: તેને લાગ્યું કે તેને આંખો હોવા છતાંયે એ આંધળો બનતો હતો: તેને લાગ્યું કે એની દુનિયા અંધારી બની ગઈ હતી: આ પળોએ એના જિગર પર ટકોરા મારી કહેવા માંડ્યું કે તે અમીરને જાનથી પણ જ્યાદા ચહાતો હતો...અને...તે એને કદી એકલો નહિ મૂકી શકે. અમીરની જિંદગી તેની જિંદગી હતી. આ બધો પ્યાર એ શા માટે જવા દે?—માત્ર પાંચ રૂપિયા માટે? કાં તો તેણે તેના ભાઈની તેની તરફની બેદિલી સહી લેવી જોઈએ અને કાં તો પોતાને બેગુનાહ સાબિત કરવાની પૂરી તૈયારી કરવી જોઈએ.

એ માટે એણે શું કરવું?—પાંચ રૂપિયાની નોટ!...હા, પણ પાંચની નોટ ક્યાંથી લાવવી? હા; તો પછી તે અમીરને કહી શકે, 'તું શરાબ પી જાય એ માટે મેં પાંચની નોટ છૂપાવી રાખી હતી!'

બહાર આજે આવેલા નવા મુસાફરો જમીને પાછા સૂવાની તૈયારી કરતા તેણે સાંભળ્યા: હા, આજે સવારે જ તેણે તેમના ખિસ્સાની પાકીટમાં પુષ્કળ પાંચની નોટો જોઈ હતી. તેણે તેમની પાસે જઈ પોતાની બધી વાત કહી દઈને પાંચ રૂપિયા માગી લેવાનો વિચાર કર્યો. પણ એની વાત માને કોણ?

તે પોતાના ફાટેલાં ગોદડાં પર આડો પડ્યો. તેતર પણ ઊંઘી ગયાં હતાં. ત્યાં ઘોર અંધકાર હતો. બહાર શેરીમાં કૂતરાના ભસવાના અવાજ અને પવનના સુસવાટા સિવાય બધું શાન્ત હતું. પાસે જ સૂતેલા અમીરનો શ્વાસોચ્છ્વાસ એ સાંભળી શકતો હતો.

એણે વિચાર કર્યો કે સૂઈ જવું—પણ તેને ઊંઘ આવે તેમ નહોતી. એ વિચારના ચક્કરમાં પડ્યો હતો. હા, સારું થયું કે તે પેલા મુસાફરો પાસે પાંચ રૂપિયાની ભીખ માગવા ન ગયો: નહિતર તો એ બધાને તેના વિષેનો વહેમ મજબૂત થાત.

[ ૬ ]

મીરઝાં ગોદડીમાં આળોટતો હતો પણ ઊંઘ એને સંઘરતી ન્હોતી. અંધારિયા ખૂણામાં પડેલા પાંજરામાં તેતરની જોડી પણ શાન્ત રીતે ઊંઘેલી તેણે અંધારામાં યે દીઠી. ખૂણામાં મીંદડી ટૂંટિયું વળી સૂતી હતી. એનાથી થોડે દૂર એક કૂતરી પણ પડી હતી. ફક્ત બે ત્રણ ગલૂડિયાં એને ધાવતાં ધાવતાં 'કાઉં...કાઉં...કાઉં' અવાજ કરી રહ્યાં હતાં. પવનની ફૂંક સંભળાતી હતી—બધું યે શાન્ત હતું—પણ મીરઝાંનું દિલ શાન્ત ન્હોતું.

'ગમે તેમ કરી પાંચ રૂપિયાની નોટ પેદા કરીને અમીરને આપ!' એનું દિલ પૂકારીને તેને કહેતું હોયને એમ તેને લાગતું હતું.

પણ લાવવા ક્યાંથી?—ચોરી કરવી? પેલા મુસાફરો પાસે તો ઘણી નોટો હતી. એક ઓછી થાય તો એમને ક્યાં ખબર પડે તેમ હતું? વળી સાંજે એ જોઈ પણ ગયો હતો કે તેઓએ પાકીટને ઓશિકા હેઠળ મૂક્યું હતું—ઠીક!...જાણે કોઈ નિર્ણય પર આવ્યો હોય તેમ બહારના અંધકારનેં ભેદીને પળભર અનિમિષ નયને એ જોઈ રહ્યો.

એ બહાર નીકળ્યો—ધીમેથી. જિંદગીમાં પહેલી જ વાર એ 'આવું કામ' કરી રહ્યો હતો. કોને માટે? પાસે જ, ઉઘાડે બારણે, અંધકારમાં એ લોકો સૂતાં હતાં. બે મિનિટમાં જ કામ પૂરું થઈ શકે તેમ હતું.

ઉઘાડાં બારણાંની ફાટમાંથી તેણે ઓરડામાં બરાબર જોયું. અબ્દુલ્લો કાશીવાળો, મામદો રખેવાળ અને ઇસ્માઇલ કોન્ટ્રાકટર બધા ઊંઘી ગયા હતા. આકાશમાં તારાઓ જ માત્ર જાગતા હતા. બહાર મોટા દરવાજા પર ઘાસલેટનું ફાનસ દિવસે મરી જવા માટે જાગતું જાગતું, ઝોકાં ખાતું આછો પ્રકાશ ફેલાવતું હતું.

મીરઝાંએ બારણું ઠેલ્યું—અને પછી પોતે ધીમેથી અંદર સરકી ગયો—ફોલ્ડીંગ ખાટલાની નીચેથી આબાદ સરકી ગયો; ખાટલાની પાસેની ટિપાઈ પર પાણીનો ગ્લાસ અને એક અંગ્રેજી ચોપડી પડ્યાં હતાં. સામે બીજો ખાટલો હતો: તેની ઉપર પણ કોઈ ઘસઘસાટ ઊંઘી રહ્યું હતું.

એક માણસે પડખું ફેરવ્યું—કંઈક જમીન પર પડી ગયું. એ શું હતું?...મીરઝાં ગભરાઈને ખૂણામાં ભરાઈ ગયો. સારે નશીબે કંઈ અવાજ ન થયો—હા; એ પડી ગયું એ તો પાકીટ જ હતું—એમાં નોટો હતી ને? સીફતથી તેણે એ પાકીટ ઊંચકી લીધું. એણે ઉઘાડ્યું—હા; ત્યાં તો બહુ નોટો હતી—એક બે વધારે કહાડી લે તો?...ના; એથી ખબર પડી જાય તો?—તેણે એક જ પાંચ રૂપિયાની નોટ કહાડી...અને પછી તેણે તે પાકીટ ખાટલાના ઓશિકા આગળ મૂકી દેવા પ્રયત્ન કર્યો...પણ તેમ બનવું સંભવિત નહોતું. તેણે તે પાકીટ નીચે જ રહેવા દીધું. સૂનાર ધારશે કે પડખું ફેરવતાં ફેરવતાં તે પડી ગયું હશે...અને તે બારણાં તરફ ઘસડાયો—પણ એટલી વારમાં તો કોઈ જાગી ઊઠેલું બોલ્યું:

'કોન હય વહાં?'

'હેં?...કોણ છે?'

ભયંકર શાન્તિ પથરાઈ રહી...મીરઝાંને સારાયે શરીરમાં પરસેવો થઈ આવ્યો, પણ બીજી જ પળે ફરી પહેલાંના જેવી શાન્તિ ફેલાઈ ગઈ. મીરઝાં સિફતથી ઘસડાઈને બહાર આવ્યો. બહારનો ખુલ્લો પવન એના પરસેવાવાળા બદનને ટાઢક બક્ષી રહ્યો. જ્યારે તે પોતાની અંધારી ઓરડીમાં પહોંચ્યો ત્યારે તેણે સાંભળ્યું કે બહાર કૂતરો ખૂબ જોરથી ભસી રહ્યો હતો અને પાંજરામાં તેતર પાંખ ફફડાવતાં હતાં.

'કાલે આપણે શ્રીનગર ઊપડી જઈશું – ત્યાંથી દિલ્હી ઊપડી જઈશું – અહીં હવે ઝાઝો કસ નથી' – તેણે આ નિર્ણયનો વિચાર પોતાના દિલને કહી સુણાવ્યો. વળી બે દિવસ પહેલાં જ એણે અબ્દુલ્લા કારીવાળા અને ઇસ્માઇલ કૉન્ટ્રાક્ટરને વાત કરી હતી કે હવે 'અહીં દિલ માનતું નથી – દિલ્હી જવું છે.'

[ ૭ ]

બડી બામદાદમાં તો તેણે અમીરને ઊઠાડ્યો, ગુલશનને બોલાવીને કહ્યું કે રાતના વધેલા પાંઉના ટુકડા અને થોડુંક ખાવાનું બાંધી આપ: અમારે દિલ્હી જવું છે...' અને પછી તે ઇસ્માઇલ કૉન્ટ્રાક્ટરને સલામ કરીને પાછો આવ્યો.

'પણ બહુ ટાઢ પડે છે તેનું શું?'

'ફિકર નહિ!'

'પણ ભાઈ! શ્રીનગર પહોંચો ત્યારે પેલા સુમારીઆને કહેજે કે હજી સુધી માલ કેમ ન મોકલ્યો? આટલો સંદેશો દઈશને?'

'હા!'

અમીરે તેતરના પાંજરાને હાથમાં લીધું – બિચારાં પાંખો ફફડાવતાં હતાં: 'કડકડતી ઠંડીમાં બેહાલ થશે!' તે બબડ્યો.

મીરઝાંએ અમીરનો ડાબો હાથ પકડ્યો અને તેઓએ સરાઈને સલામ કરી – કૂતરો એમને જતાં જોઈને પૂંછડી હલાવતો આંટા મારવા લાગ્યો – બિલાડી મિયાઉં મિયાઉં કરતી ગુલશનના પગને શરીર અડકાવી લાડ કરવા લાગી.

ખીણમાં હજી ધુમ્મસ પ્રસરી હતી. સૂરજ ઊગે તો જ ધુમ્મસને હાંકી કહાડે. પહાડો પર વાદળોના ઢગના ઢગ દેખાતા હતા. દૂર દૂર પથરાયેલી સુરમ્ય કુદરતને ધુમ્મસ ઢાંકી દેવા પ્રયાસ કરી રહી હતી.

તેઓ ઠીક દૂર નીકળી આવ્યા હતા. રસ્તો સાફ હતો.

'હવે હું એને કહું?' મીરઝાંએ વિચાર્યું–તે કંઈ બોલ્યો નહિ: પણ ખિસ્સામાંથી પાંચ રૂપિયાની નોટ બહાર કહાડી અને પોતાના ભાઈને આપી. અમીરે તે પોતાના હાથમાં લીધી અને પછી તેનો અનુભવ કરવા લાગ્યો. 'પાંચ રૂપિયાની નોટ!' એણે તે પોતાના ગાલે અડાડી–આસપાસની ઠંડીમાં પાંચ રૂપિયાની એ નોટ એના ગાલને કંઈક વધુ ગરમ અને હૂંફવાળી લાગી.

'હા! મેં એમ જ ધાર્યું હતું...પેલા મુસાફરે મને કંઈપણ ન કહ્યું હોત તોયે મને તો ખબર જ પડી ગઈ હતી...' તે બોલ્યો.

'હા!...' નિશ્વાસ નાખતાં મીરઝાં બોલ્યો. શું કહેવું તેની તેને ખબર નહોતી: 'પણ મેં તને શા માટે આ પાંચની નોટ ન આપી તે તો તું બરાબર જાણે છે ને? તું તો શરાબ પી નાખત...મારો વિચાર તને ઈદ પર નવી ઈજાર, નવો કબજો અને નવી ટોપી લઈ આપવાનો હતો. કેમ, તું હવે ખુશ થયો ને? મને તો એ તારાથી છૂપાવી રાખી એ માટે બહુ જ ખુશી થાય છે!'

પણ અમીર ઉશ્કેરાઈ ગયો. તેણે જોરથી કહ્યું, 'મને તું ઉલ્લુ બનાવે છે?...તું ચોર છે! બેઈમાન...દગાબાજ છે!'

મીરઝાં એક ડગ પાછળ હઠી ગયો અને પછી બોલ્યો, 'હું જૂઠું નથી બોલતો હં!'

'તેં મને આમ કેટલાંય વર્ષથી ઠગ્યો છે, હું બધુંયે જાણું છું.'

મીરઝાં નીચું માથું કરી ચાલવા લાગ્યો. તે કંઈ બોલી શક્યો નહિ. તેણે ફરી તેના ભાઈનો હાથ ઝાલ્યો અને તેઓ આગળ ચાલ્યા.

ધુમ્મસને ભેદી સૂરજ ક્યારનોયે બહાર નીકળી ગયો હતો. પહાડો પરનાં વાદળાં વિખરાતાં જતાં હતાં. નીચેની ખીણમાં રસ્તો સાફ સાફ દેખાતો હતો. રસ્તામાં સવારના પંખીના અવાજ અને ધીમા વાતા પવનના અવાજ; કોઈવાર અમીરના એક હાથમાંના તેતરના પીંજરામાં થતો અવાજ...તે સિવાય સર્વત્ર શાન્તિ હતી.

'સૂરજ તપતો લાગે છે!'

અને મીરઝાંને થયું કે અમીરના દિલમાં કોઈ જાતની અસર તે આણી શક્યો નથી. એનું હૃદય તેવું જ હતું, વહેમથી ઘેરાયેલું–પલટાવિહોણું.

તેઓએ ચાલ્યા જ કર્યું...પણ મીરઝાંનું દિલ ચાલતું નહોતું. એ તો અનેક જાતના વિચારોના ચક્રાવામાં અટવાયું હતું : હા; સરાઈવાળાને વહેમ આવશે તો? આમ ઓચિન્તા ચાલ્યા જવું ઠીક ન કહેવાય!

પણ હવે એનું આથી વધુ ખરાબ કોણ કરી શકે તેમ હતું?— એને આનાથી વધુ દુ:ખ આપવાની તાકાત કોનામાં હતી?—એનો પોતાનો સગો ભાઈ એનામાં વિશ્વાસ રાખવા તૈયાર નહોતો. તેણે તેને ચોર અને બેઈમાન ઠરાવ્યો હતો. જિંદગી સુધી તેણે જેને માટે અપમાન અને મેણાંટોણાં સહ્યાં હતાં તે ભાઈજ આજે એનું ઘોર અપમાન કરી રહ્યો હતો–એના દિલને ઘૂંદી રહ્યો હતો.

[૮]

સફર આગળ ને આગળ ચાલતી હતી. તેતરની જોડી ભૂખી થઈ હતી. રસ્તે આવતી એક હોટેલ આગળ તે ઝાડના છાંયડામાં બેઠા–થોડુંક ખાધું–તેતરની જોડીને ખવરાવ્યું પણ તે બંનેમાંથી એકકેયે ખાધું જ નહી: જાણે બન્ને પંખીઓએ અબોલા લીધા હોય તેમ પીંજરાના એક એક ખૂણામાં બેઠાં રહ્યાં.

'શો ઉપયોગ?–પેલી પાકીટમાંથી પાંચની નોટ ચોરી એનો શો અર્થ?' મીરઝાં બબડ્યો અને તેણે તેના ભાઈના આંખવિહોણા ચહેરા તરફ જોયું. આસમાનમાં જાણે એ આંખોના ખાડા કંઈ શોધી રહ્યા હોયને,...જાણે એ ખાડા એના હૈયાંની આરપાર ઊતરી જવા મથતા હોયને, એમ મીરઝાંને લાગ્યું.

'એતો મને હજીયે ચોર, બેઈમાન ધારે છે!'

તેને લાગ્યું કે એના હૈયા પર એક જબ્બર બોજાનો ભાર હતો. એ અસહ્ય હતો.

અને પછી જ્યારે દૂર દેખાતા પહાડો પરથી સૂરજના તાપથી બરફ સાફ સાફ ઓગળતો દેખાતો અને નદીઓનાં ઝરણાં વધારે જોશથી વહેતાં સંભળાતાં ત્યારે બન્ને જણાએ લાગલાગટ એક કલાક સુધી મૌન સેવી ચાલ્યા જ કર્યું: પછી એકાએક મીરઝાંએ કહ્યું:

'ભાઈ!'

અમીર કંઈ બોલ્યો નહિં.

મીરઝાંએ પોતાનો જમણો હાથ અમીરના ખભા પર મૂકી દીધો અને પછી પૂકાર્યું:

'ભાઈ!...તને ભૂખ લાગી હશે—ચાલ! અહીં નાળું સરસ છે—જોને કુદરત કેવી રૂપાળી લાગે છે!'

અમીર થંભી ગયો—એને ભૂખ તો લાગી હતી જ. એક વધુ શબ્દનો વિનિમય કર્યા વિના જમી લીધા પછી બન્ને આગળ ચાલ્યા એક બીજા નાનકડા ગામડામાંથી તેઓ પસાર થઈ ગયા.

દૂર ક્ષિતિજ પર દ્રષ્ટિ દોડાવતાં દોડાવતાં, સૂરજનાં સીધાં કિરણોને અટકાવવા આંખ ઉપર એક હાથને રાખીને મીરઝાં બોલ્યો, 'શ્રીનગરનો રાજમહેલ દેખાય છે!' તે સાથે દૂર ક્ષિતિજમાં તેણે બે વ્યક્તિઓને નિહાળી. તે મનમાં બબડ્યો, 'પોલીસ લાગે છે!'

પોલીસની કલ્પના આવતાં જ એ જરાક કંપ્યો...એણે ચોરી કરી હતી! પણ પોલીસ એને માટે જ આવતી હશે, એની શી ખાતરી? જેમ જેમ તેઓ આગળ વધતા ગયા તેમ તેમ પોલીસ જેવી બે વ્યક્તિઓ પાસે આવતી ગઈ—અને આખરે એક નાળાંના પુલ આગળ બન્નેનો ભેટો થઈ ગયો—એમને મીરઝાં અચ્છી રીતે પિછાનતો હતો:

'શ્રીનગરની સરાઈના પોલીસ છે: ઉસ્માન અને કલ્લુમિયાં...!'

એ જરાક ધ્રૂજી ઊઠ્યો અને પછી પોતાના ઓળખીતા પોલીસ દોસ્તોને આવતાં જોઈ બોલ્યો, 'કાં?...કઈ તરફ—બેલી?'

'તમારી તરફ જ તો...' જવાબ મળ્યો.

'અમે જઈએ છીએ શ્રીનગર...' મીરઝાં બોલ્યો.

'...પણ માફ કરજો!...અમને એવું ફરમાન છે કે તમને પાછા ગુલમર્ગ લઈ જવા.'

'હેં?'

'હા! તમને પકડવામાં આવે છે!'

મીરઝાંની રાડ જ ફાટી ગઈ—એનું મોં રૂની પૂણી જેવું સફેદ બની ગયું. લોહી ક્યારનુંયે મરી ગયું હતું. એનું હૈયું જોશથી ધબકતું હતું. અમીર તો ક્યારનોયે જમીન પર ધબ લઈને બેસી ગયો હતો. એના હાથમાંનું તેતરનું પીંજરૂં જમીન પર ફસડાઈ પડ્યું હતું.

'મીરઝાં!...કંઈ બોલ તો ખરો! આ શું છે?' બધી વાતચીત પરથી અમીરે પૂકાર્યું.

'ભાઇસા'બ!...અમે...અમે એવા ન હોઈએ...ભાઇસા'બ!...' મીરઝાં કરુણ સાદે પૂકારી ઊઠ્યો.

'પણ તમને પકડવાનો અમને 'આડર' છે—એટલે લાચાર છીએ! તમને ચોરી કરવાના આરોપસર...' તે વધુ ન બોલ્યો, 'ચાલો.'

'બોલને!...આ શું છે? મીરઝાં!'

'હમણાં જ બધું કહું છું...થોભ જરાક...!'

બન્ને ઊલટી દિશામાં ચાલ્યા. મીરઝાંએ હજીય એના આંધળા ભાઈનો હાથ ઝાલ્યો હતો. પાછળ પોલીસના બે માણસો ચાલ્યા આવતા હતા.

મીરઝાં મનમાં વિચાર કરવા લાગ્યો. ફોજદાર આગળ એ બધું જ સમજાવી દેશે...પણ એમ કોણ માને?...એનો ભાઈ પણ ખુદ માનતો નહોતો.

આકાશ સામે મોં ઊંચું કરી અમીર ચાલ્યો આવતો હતો. હાથમાંના પીંજરામાં તેતરની જોડીએ ગમગીનીભર્યું તુફાન કરી મૂક્યું હતું. વિખેરાઈ ગયેલાં વાદળોમાંથી સૂરજ સખ્ત રીતે પ્રકાશતો હતો.

મીરઝાંએ અમીરના એ લાગણીવિહોણા–ખાલી મુખડા તરફ જોયું: તેણે વિચાર કર્યો, અમીર મારા વિષે જ વિચાર કરતો હશે કે 'મીરઝાં મને ધૂતે છે એટલું જ નહિ પણ ગામમાં પણ ચોરીઓ કરે છે, નહિ?...કારણ કે એની પાસે આંખો છે...'

એણે ખૂબ વિચાર કરવા માંડ્યો. એને કંઈ સૂઝ ન પડી. 'મને ભલેને સખ્ત કેદની સજા આપે. પણ એનો અર્થ શો?...એણે ચોરી શા માટે કરી હતી?...ફક્ત એના ભાઈની શંકા ટાળવા માટે, એના ભાઈના પ્યાર ખાતર...એના અમીર માટે જ...'

મીરઝાં કંઈ ચોક્કસ વિચાર પર ન આવી શક્યો. એનાથી રડી જવાયું. એની આંખમાંથી ડૂસકાં વિનાનાં આંસુ સરવા લાગ્યાં...

અમીર રસ્તે ચાલતાં એકદમ અટકી ગયો. મીરઝાં પણ અટક્યો.

'એલાઉ...ચાલો—' ધક્કો મારતાં સિપાહી બોલ્યો.

પણ તેણે તાજુબી વચ્ચે નિહાળ્યું તો આંધળા અમીરની બગલમાંથી દિલરૂબા જમીન પર ફસડાઈ પડી હતી. તેતરનું પીંજરૂં પણ...તેણે પોતાના બન્ને હાથ ઊંચા કરી પોતાના ભાઈનું મુખડું જોવા માંડ્યું. એ જ ચહેરો હતો પણ ગાલ ભીના હતા. આંખમાંથી આંસુ વહી રહ્યાં હતાં. તે પછી તેણે આસ્માન સામે માથું કરી, એક પળ પછી પોતાના બન્ને હાથ મીરઝાંની ગરદન પર ઝૂકાવી દીધા, અને તેને ન સમજાય એવા આવેશથી પોતાના બાહુપાશમાં જકડ્યો.

'એઈ! પાગલ તો નહી હુઆ?' સખ્ત રીતે સિપાહી બોલ્યો, 'ચાલો, આગળ!'

એક શબ્દ પણ બોલ્યા વિના અમીરે પોતાની દિલરૂબા પાછી લઈ લીધી. તેતરના ખુલ્લા પીંજરા પર પોતાનો રેશમી રૂમાલ ઓઢાડી દીધો અને ફરી ચાલવા માંડ્યું.

મીરઝાંએ જોરથી શ્વાસ લીધો, જાણે વર્ષોથી એનો શ્વાસ રૂંધાઈ ગયો હોયને!...પહેલી જ વાર એ પ્રેમનો શ્વાસ લઈ રહ્યો હતો. એણે અમીરના ચહેરા પર સંતોષ અને સ્મિત બેઠેલાં જોયાં. પોતાનો હાથ તેણે ભાઈના ખભે મૂક્યો.

શું એના ભાઈનો હૃદયપલટો થયો હતો?...

શું હજુયે અમીર **મીર**ઝાંને દગાબાજ અને ચોર માનતો હતો?

પોલીસને આ લોકોની વિચિત્ર વર્તણુંક ન સમજાઈ. હાથમાંના દંડા વતી તેમણે અમીર–**મીર**ઝાંને ચમકાવ્યા.

પણ **મીર**ઝાં પોતાના ભાઈના ખભા પર દ્રઢતાપૂર્વક હાથ રાખી આગળ વધતો હતો. પહેલાં કરતાં તે વધુ ઉતાવળી ગતિએ ચાલતો હતો; કારણુ કે તેણે જોયું કે અમીરના ચહેરા પર મીઠું સ્મિત ફરકી રહ્યું હતું. એના હોઠ પર મીઠાશ નાચતી હતી. આંખોના ખાડામાં આનંદ દેખાતો હતો:

પીંજરામાંનાં તેતર કંઈપણ તુફાન કર્યા વિના સુરમ્ય શાન્તિથી એક બીજાની ચાંચો મિલાવી છૂપી વાતો કરતાં હતાં.

'ફોજદારની પરવાહ નથી–' **મીર**ઝાંનું દિલ બોલ્યું, 'મને મારો ભાઈ તો પાછો મળી ગયો ને!'

જિંદગીમાં પહેલી જ વાર પરદેશ ગએલા ભાઈને ઘણાં વર્ષ પછી પાછો આવીને ભેટતાં જે આનંદ થાય તે આનંદ અત્યારે **મીર**ઝાંને થતો હતો.

આકાશમાં રૂના ઢગલા જેવાં વાદળાંઓ કયારનાંય વિખરાઈ ગયાં હતાં અને સૂરજ જરાક નીચે નમતો હતો. પહાડોમાંથી વહેતાં ઝરણાંઓ પરથી ચાલી આવતી હવા ખુશનુમા લાગતી હતી

તેતરની જોડીએ પીંજરામાં મીઠી ગેલ કરવા માંડી હતી.



# ૧૧. ભાંગેલા પડછાયા

**મ**ને બરાબર યાદ છે કે તે દિવસે મુંબઈ પર ધોધમાર વરસાદ વરસી રહ્યો હતો. આસમાન જાણે સારાંય વર્ષ દરમિયાન મુંબઈનાં કાળાં અને ભયંકર કર્મો નિહાળી પશ્ચાતાપનાં આંસુ વહાવી રહ્યું હોય ને તેમ મુંબઈ ઉપર એકધારો વરસાદ વરસતો હતો. શણગાર સજેલી કોઈ રૂપસુંદરીએ શરાબનો નશો કર્યો હોય અને પછી થોડો સમય વહી ગયા બાદ તે નશો ઊતરી જાય અને તેના શરીરમાં એક જાતની ઠંડી, એક જાતની સુસ્ત તંદ્રા અને તેને લીધે દિમાગમાં વિચારોના ધુમાડા પથરાય તે રીતે જ મુંબઈની ઝળકી રહેલી ગુલાબી બત્તીઓ, આલેશાન ઇમારતોની બારીઓના ગુલાબી પડદા પાછળ ઘેરાઈ રહેલા રોશનીના હોજ, વરસાદની ધારાઓનાં તોરણમાંથી સુસ્ત ખુમારીનો પરિચય આપી રહ્યા હતા.

અને તમારે સમજી જ લેવાનું છે કે એવો ધોધમાર વરસાદ ભલેને વરસતો હોય કે માથું ફાડી નાખે તેવો પ્રચંડ તડકો શહેરને પોતાના બાહુમાં જકડતો હોય કે બરફ જેવી ઠંડી શહેરને થથરાવતી હોય તોયે મારે એ ગલીમાંથી પસાર થયા વિના છૂટકો જ નહોતો. આ જમાનાએ, આજની સમાજરચનાએ મને ફરજની જંજીરોમાં કેદ કર્યો હતો. ગમે તેમ, મને કે કમને હું સિસોટી વગાડતો વગાડતો, ત્રણ વર્ષ થયાં પિતાજીએ આપેલા વારસાની એક અમૂલ મૂડી જેવા ઓવરકોટને શરીર પર નાખીને હાલી નીકળતો. મારા મગજ પર એક જ વિચાર સવારી કરી રહ્યો હતો :

'કેમ કંઈ ખાસ 'સેન્સેશનલ' ખબર છે?'

'શહેરમાં કોઈનું ખૂન થયું?'

'કંઈ આગ, ચોરી કે લૂંટફાટ?'

'પોલીસ કોર્ટના કંઈ અહેવાલ?'

'કોઈ પીઠા કે મયખાનામાંની મારામારી?'

'આશકે માશૂકનું કરેલું ખૂન ?'

આ બધાં વાક્યો મારા જીવનના ઘરગથ્થુ 'દોસ્તો'–ઓળખીતાં બની ગયાં હતાં. સવારે ઊઠીને માણસને દાતણ કે 'ટૂથ પેસ્ટ' અને પછી ચહા યાદ આવે તેમ મને આ પ્રશ્નો, આ પ્રસંગો સાથે જ હિતપ્રારંભ જેટલી ઉપયોગિતા જોડાયેલી દેખાતી; કારણ કે એમાંથી જ મને મહિનાની દશમી તારીખે થોડીક ચલણી નોટો મળતી અને પછી...પછી...તો કોઈ પણ જાણી શકે જ.

[ ૨ ]

જ્યાં મરતાં મરતાં જીવી રહેલો પ્રકાશ જ સ્થાનની જાહેરાત કરતો હોય અને જ્યાંની દુર્ગંધ જ સ્થાનની પ્રતિષ્ઠા અને ઈમાનદારી સાબિત કરતી હોય, જ્યાં માંસના લોચા અને ઘડીભરના હાસ્યના ખડખડાટ જન્મ, જીવન અને મૃત્યુની ફિલસૂફી સમજાવતા હોય તેવી ગલીઓમાંથી મારે દરરોજ કંઈક મેળવીને મારા મુદ્રણયંત્રના રોજરોજના અભખરાને શાંત કરવાનો હતો. એવી ગલીઓની જમીન સાથે મારા પગ ઠીક પરિચય સાધી ચૂકયા હતા; જેની બારીઓમાં બેઠેલી 'સ્ત્રી'ઓ દરેક પુરુષને સંતોષવા એક સામુદાયિક સતી તરીકેનાં ગૌરવ અને પ્રતિષ્ઠા મેળવવામાં માન સમજી ચૂકી હતી!

—અને એવી જ એક ગલીના ખૂણા પરની 'લાલબત્તી' હમેશની માફક રાતો–ભૂખરો પ્રકાશ વરસાદનાં વહી જતાં પાણીમાં વહાવી રહી હતી. વરસાદ જાણે વેર લેતો હોયને તેમ પાણીથી ભીની થયેલ જમીન પર ડોલી રહેલા રાતા પ્રકાશના પડછાયાને ભૂંસી નાખવા વૃથા પ્રયાસ કરતો હતો. મેં ખીસામાંથી સિગારેટ બહાર કહાડી, ખીસામાં બીજી વાર હાથ ફેરવી જોયો પણ દીવાસળી નહોતી. હું એ 'લાલબત્તી' આગળ અટકયો. હજી હું એ સિગારેટ સળગાવવા કોઈ પાસેથી દીવાસળી માગવા હાથ લંબાવું ત્યાં તો મારે કાને અવાજ અથડાયો:

'પેસ્તનજી!...આ મારી છેલ્લી મુલાકાત ન સમજતા હં!...હું કંઈ પીવા...નથી આવ્યો! હજી મારે 'આટલાં પીપ ખાલી કરવાનાં છે!

'શું કરું?...કમબખ્ત મારા શેઠે મને રજા ન આપી...કેટલાય કાગળો આવ્યા!...તે તો કંઈ નહિ પણ આજે તો તાર આવ્યો છે. મારા બાપ છેલ્લો શ્વાસ લઈ રહ્યા છે! અને કદાચ...ખુદા ખુદા!!...અને અમીનાને માટે મીઠાઈ પણ લઈ જવી...છે.'

અને એનો અવાજ થડકી ગયો. એણે ફરીવાર આગળ ચલાવ્યું: 'મારે ઘંટી ચલાવ્યે જ છૂટકો. મારો શેઠ કહે છે કે હવે તહેવાર આવે છે, ઉપર ગોકળઆઠમ આવે છે. એટલે આટો દળાવવા ખૂબ ખૂબ ઘરાકો આવશે...અને તેથી મને રજા નહિ મળી શકે...અને એથી પગાર પણ નહિ મળે.'

'તો પછી, તું તો આજે તારા બાપ પાસે જવા તૈયાર થયો છે, જુસબ? તારે જરાક વહેલું ઊપડવું જોઈતું હતું.'

'હા આજનો વકરો મારી પાસે છે. હું એમાંથી ટિકિટ કઢાવીશ... ને મારી નાનકડી બહેન અમીના માટે જરૂર મીઠાઈ લઈ જઈશ. કેટલી ખુશ થશે? ને...હું જરૂર મારા બાપને બચાવી શકીશ...કદાચ...એ મરી જશે? મને ખાતરી છે કે એ મરી જ જશે...પણ ના, હું છું ને?'

'પણ શેઠને શું જવાબ આપીશ?'

'ઓહ?...જવા દોને યાર?...તમારા કેટલા લેણા છે? તે લઈ લ્યો—' અને તે જુવાને પોતાના જાકીટના અંદરના ખીસામાંથી થોડી આટાથી ખરડાયેલી નોટો બહાર કાઢી. ઉપરનો લોટ ખંખેરી તે જુવાને બે ત્રણ નોટ પેસ્તનજીને આપી.

'પેસ્તનજી!...સલામ આલેકુમ. મારા બાપને ખુદા તો નહિ જ બચાવે, પણ કદાચ હું બચાવીશ...મને અમીના...'ભાઈ, મીઠાઈ!' એમ કહી તે જરૂર બોલાવશે!...'

હું આ જુવાનનો મામલો બરાબર સમજી ગયો હતો. પેસ્તનજી મારો ઓળખીનો પીઠાવાળો હતો શરાબના સદ્‌ગુણોની એ જાહેરાત કરતો. શરાબના બિરાદરો એના ગ્રાહકો હતા. પાળેલા જીવનમાંથી ફુરસદ મેળવી થોડી ઘણી 'ઉદારતા' અને 'અમીરી ખવાસ'નો અનુભવ

મેળવવા કેટલા યે લોકોને પેસ્તનજીના હાથની પ્યાલીઓ આકર્ષી ચૂકી હતી. પણ પેસ્તનજી પણ એ જુવાનના શેઠના જેવો જ હતો, એ મારા ધ્યાન બહાર નહોતું. હું એને ઘણા લાંબા સમયથી ઓળખતો હતો. ઘણી યે વાર મેં એ જુવાનને પેસ્તનજી સાથે ગપ્પાં લગાવતો જોયો હતો; પણ તે તરફ ખાસ ધ્યાન નહોતું આપ્યું. પણ આ વખતે મને એક બીજા તત્ત્વે ખૂબ જ આકર્ષ્યો હતો. 'અમીના' જુસબની નાનકડી બહેન હતી!...એને માટે મીઠાઈ લઈ જવાની વાત તે ઘણી વાર પેસ્તનજી આગળ કરતો.

મેં તેને પૂછ્યું પણ નહિ છતાંયે તે જુવાનની બધીય હકીકત જાણી લીધી.

## [૩]

હજીયે બહાર વરસાદ વરસતો હતો. પીઠાના બારણે વીજળીની રોશનીમાં ચમકતાં પાણીની ધારાઓનાં મોતીહારનાં તોરણમાંથી મેં જુસબને દૂર દૂર ગ્રાન્ટરોડ તરફ ચાલી જતો જોયો.

એકાએક મને વિચાર આવ્યો. જુસબનું તંદુરસ્ત બદન, એની ઊગતી જવાની, એનો માંસલ અને ઘાટદાર દેહ, એની મર્દ ચાલ, એની આંખોની ખુમારી અને વાત કરવાની લાપરવાહીએ મને તેની પાછળ જવા – ઉતાવળે તેનો પડછાયો બનવા પ્રેર્યો.

'પેસ્તનજી!...હું હમણાં આવ્યો' કહી મેં માન – પ્રેમની એ પરબના ઉંબરામાંથી ત્વરાભેર મારા શરીરને બહાર ફેંક્યું. ઉતાવળી ચાલે, મારી 'હેટ' સરખી કરી, સિગારેટનો છેલ્લો દમ મારી, ધુમાડાને વરસાદના પાણીમાં ફેંકી દઈ હું આગળ ચાલવા લાગ્યો. અને જોતજોતામાં તો મેં જુસબને પકડી લીધો. માથે વરસાદ તો પડતો જ હતો. અને તુર્કી ટોપી ભીની થઈ ગઈ હતી. નવી ખરીદેલી પાટલૂન પણ પાણીથી થોડી ઘણી ભીની થઈ ગઈ હતી. ફક્ત તાજો ખરીદેલો સેકન્ડહેન્ડ 'ગરમ ડગલો' વરસાદને જેમ તેમ દૂર રાખતો; પણ વરસાદ કંઈ બહુ જોરમાં નહોતો. સદ્ભાગ્યે, સેન્ટ્રલ સ્ટેશને આવ્યા ત્યારે તો તે ઝરમર વરસી રહ્યો હતો.

જુસબના હાથમાં એક નાનકડી ટ્રન્ક અને બિસ્તરો હતાં. લગભગ સાડાદસ વાગી ગયા હતા. મેં સેન્ટ્રલ સ્ટેશન તરફ એક નજર નાખી– જાણે મને એમાંથી કોઈ લાભની આશા હોયને તેમ! દરવાજા આગળ એક મલબારી હાથમાં નેતરની સોટીઓ અને ફેન્સી ચાબુકો લઈ ઊભો હતો. જુસબે ખીસામાં હાથ નાખ્યો.

'સા'બ!...સા'બ!' નેતરની સોટીઓ વેચવાવાળો મોપલો તેની પાસે આવ્યો: 'કેઇન હય...સા'બ! છે આના...સા'બ!'

જુસબે 'કેઇન' લીધી. ચમચમ કરતો તે સ્ટેશનમાં આવ્યો. 'ને... હવે...અમીના માટે મીઠાઈ! એ તો રાજીની રેડ થઈ જશે!' અને તે પાસેની મીઠાઈની દુકાને ગયો. ટોપલીમાં થોડીક સરસ મીઠાઈ તેમજ બીજું ખાવાનું લઈ લીધાં...

અને પછી ટિકિટ ઑફિસ પાસે આવ્યો. હું તેની પાછળ હતો. એને ક્યાં જવાનું હતું એ હું સાંભળી શક્યો નહિ. પણ એણે પોતાના ખીસાના તમામ પૈસા એકત્ર કર્યા, પણ મેળ મળ્યો નહિ. જુસબ મૂંઝવણમાં પડ્યો. તેને નેતરની સોટી યાદ આવી. પળ માટે નેતર પર તિરસ્કાર આવ્યો અને...અને તે ફરી ફરી પૈસા ગણવા લાગ્યો. ટિકિટ આપનાર પણ વિચારમાં પડી ગયો. તે સમજી ગયો કે એની પાસે થોડાક પૈસા ખૂટતા હતા. પૈસાની આ જાતની તંગી માટે તેનો લાપરવાહ અને વધુ પડતો દિલાવર મિજાજ જવાબદાર હતો.

તે લાચાર બની બાજુએ ખસી ગયો. બીજા વર્ગના વેઇટિંગરૂમ પાસે બે પારસી સ્ત્રીઓમાંની એક પોતાના પાઉડર લગાડેલા ચહેરાને 'હૅન્ડબૅગ'ના આયનામાં નિહાળી રહી હતી. એક કૂતરો તેની સાડી સાથે ગેલ કરતો હતો. દૂર દૂર એક આંધળો મિયાં હાથમાં ભીખનું ડબલું લઈને ગાતો હતો—

'આશકો કા દિલ બનાયા
આઈના અલ્લાહને........

'ઉનકો રોશન કર દિયા
અરે........હાં...........'

અને આમ તે આગળ વધતો હતો. સેન્ટ્રલ સ્ટેશનના કોલાહલમાં જુસબની મૂંઝવણ ક્યાંય ગાયબ થઈ જતી હતી!...જુસબ ખરેખર મૂંઝાયો હતો; તે બબડયો: 'મને ખાતરી છે કે મારા બાપુ બચશે નહિ! ...પણ નહિ, હું જરૂર એમને સારા કરી દઈશ...'

'પણ આ ટિકિટનું શું?...સાડાબાર આના ખૂટે છે!...'

મેં એ જવાંમર્દ જુસબના ચહેરા પર નજર ફેંકી. તે માથું ખંજવાળતો હતો. ઘડિયાળ તરફ તેની આંખો ટીકી ટીકીને જોઈ રહી હતી. પણ ઘડિયાળને શરમ નહોતી. તે તો 'ટક! ટક!' કરીને સેકન્ડના કાંટાને આગળ ને આગળ ચલાવી રહ્યું હતું, અને જુસબની આંખમાંથી એક આંસુ બહાર નીકળું નીકળું થઈ રહ્યું હતું!

આખરે મેં પૂકાર્યું: 'જુસબ!...'

જાણે હું છૂપી પોલીસ હોઉં, જાણે તેના શેઠે તેને પકડવા 'વૉરન્ટ' કઢાડ્યું હોય; જાણે તેના શેઠને જુસબના પૈસા લઈને ભાગી જવાના આ બનાવની ખબર પડી ગઈ હોય અને તેણે પોલીસને ખબર આપી દીધી હોયને, તેમ જરાક ગભરાઈને જુસબે મારા તરફ જોયું. પણ બીજી જ પળે તેણે પોતાની સ્વસ્થતા જાળવી રાખી.

'જુસબ...!' મેં તેની સામું જોઈને કહ્યું.

'શું છે?'

'પૈસા કેટલા ખૂટે છે...?'

'જુસબે ફરી વાર મારા મોં પર બરાબર તાકીને જોઈ લીધું અને તેણે જરાક મિજાજ અને ટેડાઈથી કહ્યું: 'શાના પૈસા...? ખૂટવાની વાત જ નથી...' એના અવાજમાં કડકાઈ સાફ દેખાઈ આવતી હતી.

'જુસબ!...એમ વહેમ ન આણ...તારી પાસે ટિકિટ માટે પૈસા નથી...કેટલા ખૂટે છે?'

મારા અવાજમાં જુસબને સહાનુભૂતિ દેખાઈ એટલે તેણે ધીમેથી કહ્યું: 'અહેસાન!...સાહેબ!...અહેસાન! સાડાબાર આના મળે તો મારો બેડો પાર!...મારા બાપુને જરૂર બચાવી લઈશ.'

મેં એને સાડાબાર આના આપ્યા. અને તેજ વખતે જુસબે ઘડિયાળ તરફ જોયું.

'સા'બ!...ગાડી ઊપડી જશે. હું તમારો અહેસાન માનું?'

તેણે સાડાબાર આના લઈ પોતાની ટિકિટ લીધી અને મારી સામે છેલ્લી વાર, ફક્ત એક જ...એક જ આંસુભર્યાં નયને જોયું.

'સલામ!'

'સલામ!'

તેણે બે વાર પૂકાર્યું. મેં એની સામે હસીને હાથ ઊંચો કરીને કહ્યું: 'સલામ જુસબ!'

અને તે દોડ્યો...મેઈલ ઊપડવાને એકાદ બે મિનિટ બાકી હતી... તે પ્લૅટફૉર્મમાં ધસ્યો. પણ બીજી પળે એને કંઈક યાદ આવ્યું હોય તેમ તેણે મને જોઈને કહ્યું: 'સા'બ!...હું આવીને તમારા પૈસા જરૂર પાછા આપી દઈશ. પીલહાઉસ પાસે...પીઠાની બાજુના બીજા ઘરમાં... આટાની ચક્કીમાં હું કામ કરું છું. જુસબના નામથી મને આસપાસની બધીએ ઓરતો, બધાય ચહાવાળા, બધાય પીઠાવાળા, બધાય લોકો ઓળખે છે...અને સલામ!...સલામ સા'બ!'

મેઈલે 'સીટી' વગાડી. જુસબ ટ્રન્ક, બિસ્તરો અને એક પોટકાંને બગલમાં મારી દોડ્યો: ચાલતી ગાડીએ તે ત્રીજા વર્ગના ડબ્બામાં કૂદી પડ્યો.

...અને તે ગાડી મારી દૃષ્ટિમર્યાદામાંથી અદ્રશ્ય થઈ ત્યાંસુધી મેં જોયા કર્યું.

અને હજીયે સેન્ટ્રલ સ્ટેશનની બહાર એ જ મુંબઈ—એ જ ઘોંઘાટભર્યું મુંબઈ દેખાતું હતું. સામેની હૉટેલમાં ગ્રામોફોન સૂર કહાડતું હતું:

'અગર કોઈ મુઝકો પૂછે
કિ ઈશ્ક બેવફા હય...
હાં, બેવફા હય...

હરગીઝ મૈં કહુંગી
કિ ઈશ્ક બેવફા હય...
કિ ઈશ્ક બેવફા હય...
હાં, ઈશ્ક...બેવફા હય...

અને મારી સામે એ ગ્રામોફોનની રેકર્ડ, દૂર દૂર વહી જતા મેઈલના એંજીનના ધુમાડા, તેની ઉપર રાક્ષસી એંજીનનાં જબરજસ્ત પૈડાંઓ, સીટીની કારમી ચીસ અને સહુથી છેલ્લે ગાર્ડનો ડબ્બો અને તેથીયે છેલ્લે દૂર દૂર અનન્તતામાં મળી જતા રેલ્વેના પાટાઓ તરવરી રહ્યાં. અને એ બધાની ઉપર જુસબ અને તેની નાની બહેન અમીનાની તસવીરો !...જુસબનું મોટું જુલફાંવાળું માથું, એના હાથમાં મીઠાઈની ટોપલી !...અમીનાના મુખ ઉપર મીઠાઈની ખુશહાલી...! અને વળી પાછો જુસબનો ચહેરો...એની બે આંખો !...બે આંખોમાંની એકના ખૂણેથી પડું પડું થઈ રહેલું બોર જેવું મોટું આંસુ !...અને પછી પેલું શરાબખાનું !...

ઓહ !...અને મેં કલ્પના દોડાવી : એનો બાપ મરવા પડ્યો હશે. જુસબના શબ્દો મારા કાનમાં ગુંજી રહ્યા હતા : 'હું જઈશ એટલે એ જરૂર બચશે. પણ કોણ જાણે એ મરી પણ જાય તો...?'

જુસબ કેવો બાળક જેવો હતો ? એની જુવાનીને કોણ છૂંદી નાંખતું હતું ? એનાં ઉત્સાહ, એની શક્તિ, એનો તરવરાટ, એનો સારો દેહ કોણ નિચોવી રહ્યું હતું ?

મને બે ભયંકર હાથ દેખાયા ! એ વિરાટ જેવડા હાથ ! ઓહ...! હું ધ્રૂજી ઊઠ્યો. મનેયે એ હાથ જકડી લેવા માગતા હતા—શયતાની પંજા સમા—'હું' 'તું' 'તે' 'તમે' 'તેઓ' તેમને—બધાયને ભરખી લેવા માગતા હતા !...એ કોણ ? આજની સમાજરચના?...અને...એક વિરાટ ચક્કર મારા મસ્તક પર અથડાતું મને લાગ્યું.

અને પછી મેં આંખો ચોળી...મેં જોયું કે હું ચાલતો ચાલતો ક્યાંય દૂર નીકળી આવ્યો હતો.

[ ૪ ]

અને મારા છાપખાનાના ભૂતના યંત્રને ય ક્યાં આરામ હતો? કાગળોનો ધોધ, શાહીના ડબ્બા અને સીસાનાં ચોસલાંનાં ચોસલાં વડે અમે બધાય એની ભૂખ ભાંગતા હતા.

'આજે તો કંઇયે ખબર નથી. મારે 'મૅટર' લાવવું ક્યાંથી? શહેરમાં કોઈ ખૂન કે લૂંટફાટ થાય તો મઝા આવે!' મારા સાથીદાર 'ન્યૂઝ એડિટરે' મને કહ્યું. અને પછી તે માથું ખંજવાળવા લાગ્યો, 'તું જરા શહેરમાં જઈ આવે છે? કંઈ હોય તો જલ્દી ટેલિફોનથી લખાવી દે ને...'

અને મારા પગ આશાભરી ગતિએ એ ગલી, જ્યાં કાળાં અજવાળાં ઘેરાતાં ત્યાં પહોંચ્યા. એ જ રસ્તા, એ જ ઝાકઝમાળ અને એ જ માંસના લોચાના સોદા કરતી સ્ત્રીઓ!...એ જ આલમને હવાઈ દૃષ્ટિ આપનારાં શરાબખાનાંઓ!

'પેસ્તન!...કેમ શું ખબર છે?'

'જુઓને, હમણાં જ પોલીસે પાસેના માળામાંથી એક ઓરતની ધરપકડ કરી. બડી જવાન ઓરત છે...'

અને પેસ્તને મને બધી વાત કહી સંભળાવી: 'એક જવાન સ્ત્રીને ફસાવવામાં આવી હતી. તેની ઉપર એક ઇન્સાન...જાણીતા શ્રીમંતના નબીરાએ શરાબ પીધા પછી જોબન લૂંટવા હલ્લો કર્યો હતો અને પરિણામ એ આવ્યું કે પેલી નવીન ઓરતનો મિજાજ ગયો અને તેણે 'શેઠ'ને જાનથી ખત્મ કર્યા હતા...'

મને ખોરાક મળ્યો. પાસેના ટેલિફોન 'બૂથ' પર હું ધસવા જતો હતો પણ ત્યાં જ મારા કાને શબ્દો અથડાયા: 'સલામ સા'બ!...સા'બ!'

મેં પાછળ નજર કરી. એ જુસબ હતો. એની આંખમાં આંસુ નહોતાં, અંગારા હતા. એ ક્યાં હતો?...એની જ આટાની ચક્કી હતી. મેં એની આસપાસ બે પોલીસને ઊભેલા જોયા. એની પાછળ એના શેઠ જેવો લાગતો એક શખ્સ મને દેખાયો.

'તમારા સાડાબાર આના...' કહી તેણે પોલીસની સામે હાથ છૂટા મૂકવા ઇશારત કરી. ખીસામાંથી તેણે મારી સમક્ષ સાડાબાર આનાનો 'ખુરદો' – થોડાક સિક્કા ધર્યા.

'શું છે, જુસબ?' મેં પૂછ્યું, 'આમ કેમ?'

'મિસ્તર!...' પેલા શખ્સે કહ્યું: 'આ બદમાશે ચોરી કરી છે. પંદર દિવસ પહેલાં તે અહીંથી પૈસા ઊઠાવી ભાગી ગયો હતો. મારા ખરા કમાણીના સમયે મેં તેને કામ ચાલુ રાખવા આજીજી કરી છતાંયે તે ચાલી ગયો–તે પણ પૈસા ઊઠાવીને...પોલીસે તેને પકડ્યો છે.'

'જુસબ!' હું બોલ્યો.

હું હજી સાડા બાર આના લઉં તે પહેલાં તો પોલીસે તેને પકડી ચાલવા માંડ્યું. હું એની પાછળ પાછળ ગયો. મેં સાડા બાર આના લેવાની ના પાડી.

'જુસબ!...તારા બાપુ...ઠીક...'

'મરી ગયા, સા'બ!' તે બોલ્યો. 'આહા! મારા બાપ મરી ગયા, કારણ કે આ આલમમાં ખુદા છે...એટલે જ મારા બાપ મરી ગયા. ખુદા!...હા...હા...અને મારી નાની બહેન અમીના...' અને પછી તે હસ્યો: 'એ ખુદા કેવો?'

આ વખતે તેની આંખમાં આંસુ નહોતાં. મને ફરી વાર સેન્ટ્રલ સ્ટેશન પરનું જુસબનું મુખ યાદ આવ્યું.

પાસેની બિલ્ડિંગમાંથી એક હસીન તવાયેફનો અવાજ હવા લઈ આવતી હતી...

'ન મહોબ્બત બૂરી હય ન ચાહત
બૂરી હય,
'બૂરા હય વોહ, જિસ્કી નિયત
બૂરી હય!'

અને પછી—

'સલામ સા'બ!...ફિર મિલેંગે.'

જુસએ 'લૉક-અપ'માં જતાં જતાં કહ્યું.

મને પછી યાદ નથી કે મેં તે રાત્રિએ મારા વર્તમાનપત્રના 'ન્યૂઝ-એડિટર'ને શાના ખબર લખાવ્યા!

હું બહાર નીકળ્યો ત્યારે મુશળધાર વરસાદ તૂટી પડ્યો.



# ૧૨. મોતની ધર્મશાળા

હાડચામ થિજાવી નાખે એવી ઠંડીની પાંખમાં મુંબઈ લપાઈ રહ્યું હતું—અને માળામાં જે રીતે પંખીઓ ટૂંટિવાઈને અને પાંખો ફફડાવીને, માથે આછા વરસતા વરસાદનાં ફોરાંને ઊડાવી દઈને તરણાંઓ ગોઠવીને લપાઈ જાય, એ રીતે હું અને મારો ભાઈ એક નાનકડી ઓરડીમાં ચૂલા પાસે ટૂંટિવાઈને બેઠા હતા: બાજુમાં જ સંડાસની હાર આવી હતી: તેની પાસેના નળમાંથી કાયમ પાણી વહેતું જ રહેતું—કોઈક કપડાં ધોયા જ કરતું: કપડામાં સાબુ તો લગાડવામાં આવતો પણ એના પર ધોકાના સપાટા વધુ પ્રમાણમાં પડતા: હું એ ધોકાના અવાજો અને સપાટાને ગણતો લાલ ધાગાની બીડીને બે હોઠ વચ્ચે ગોઠવીને ફૂંકતો બેઠો હતો: મારા ભાઈની પથારી ચૂલા પાસે જ હતી: આઠ અને દશ ફૂટના ક્ષેત્રફળવાળી એ નાનકડી કોટડીની આથમણી બાજુએ એક નાનકડી બારી હતી: પણ એ બારીમાંથી સૂરજનાં કિરણો કોઈક વાર અહીં ડોકિયું કરવાની ભૂલ ન કરતાં કારણ કે એ બારીની પાછળ જ એક મોટી, જૂના જમાનાની એક વિશાળ ચાલીની 'ઇમારત' ઊભી હતી: ફક્ત એ ચાલીના ચાર માળાની અસંખ્ય દશ ફૂટ અને આઠ ફૂટના ક્ષેત્રફળવાળી કોટડીઓમાં વસનારાંઓ એઠવાડ, ગંદું પાણી અને બીજો કચરો બારીમાંથી બહાર ફેંકતાં, એનો નીચે ઊંડી ગટરમાં પડવાનો અવાજ હું અને મારો ભાઈ સાંભળ્યા કરતા. બહારની બાજુમાં સંડાસ પાસે પાણીનો નળ વહેતો જ રહેતો: કપડાંઓ ધોવાયા જ કરતાં: અને કપડાં પર ધોકાના સપાટા પડ્યે જ જતા: હું બરોબર મારા માંદલા ભાઈના થિજી ગએલા ભાવવાળા ચહેરા તરફ જોઈ રહેતો, ત્યારે લાગતું કે તે મારી માફક એ ધોકાના સપાટાની સંખ્યા...એક, બે, ત્રણ ચાર...એમ ગણ્યા જ કરતો: જમણી બાજુએ ઓરડામાં ચૂલામાંથી નીકળતો ધુમાડો ઘેરાઈ, ઘૂંટાઈ રહેતો—અને એ જગાએ કાળી મેશનો કિલ્લો બંધાઈ ગયો હતો: કરોળિયાનાં જાળાં, વંદા અને કંસારીઓની રમત અને અવારનવાર ઉંદરોની સવારી

અમારી આઠ–દશના ક્ષેત્રફળવાળી કોટડીનાં ખાસ આકર્ષણો હતાં: વળી સંડાસની પાસે જ ઓરડી આવેલી હતી એટલે મારા માંદલા ભાઈને સંડાસમાં લઈ જવાનું કામ સહેલાઈથી હું પતાવી લેતો. પણ ઘણી વાર તો એ સંડાસમાં પહોંચે તે પહેલાં તો એનાં કપડાં વચ્ચે જ ખરડાઈ જતાં–અને એના કપાળ પર પરસેવો થઈ જતો: હું એને નળ પર લઈ જતો: અને લંગોટ પહેરવા આપતો. પછી થોડીક સાફસૂફી કરી એને પાછો લઈ આવીને ચૂલા પાસેની ગંદી પથારીમાં લઈ આવતો.

[૨]

આજે અઢાર દિવસ થયા મારો ભાઈ સખ્ત બુખારથી, તાવથી પટકાઈ પડેલો હતો: શરૂઆતમાં ઊલટી અને ઝાડાએ એના શરીરમાંથી લોહી ચૂસી લેવા માંડ્યું હતું: વળી શિયાળાની કકડતી ઠંડી અને ઘણી જ ગમગીન રાત્રિઓ વચ્ચે મારો ભાઈ જ્યારે ચાર ડીગ્રી તાવમાં દાંત કચકચાવતો ત્યારે હું એના ધીકતા કપાળ પર હાથ ફેરવ્યા કરતો.

—પણ પછી તો મેં એક ધર્માદા દવાખાનેથી મારા ભાઈ માટે દવા લેવાની શરૂ કરી: એક નવાસવા, હમણાં જ શરૂ કરેલા દાક્તરી ધંધાવાળા કમ્પાઉન્ડર સાથે મેં દોસ્તી કરી હતી: અને હું એક દિવસ એને ઘેર લઈ આવ્યો: કોઈપણ હિસાબે મેં એને તે દિવસે ચહા પિવડાવી; એણે મારા ભાઈને તપાસ્યો: અને થર્મામીટરને નિહાળતાં એણે કહ્યું:

'ટાઇફૉઇડ છે!'

'મુદતિયો તાવ!'

'ક્યારે ઠીક થઈ જશે?' મેં પૂછ્યું: મારામાંથી હવે 'લાગણી' ચાલી ગઈ હોયને, એમ લાગ્યું: કારણ આ માંદગી આજે દોઢેક મહિનો થયાં અમારી કોટડીમાંથી ખસતી ન્હોતી:

'જુઓ ભાઈ...! આ તો ટાઇફૉઇડ છે...એટલે દર્દીની માવજત કરવાની ખાસ જરૂર છે. અને એ માટે તમે એને ઇસ્પિતાલમાં લઈ

જાવ !' એમણે સલાહ આપવા જેટલી માયા બતાવી : અને પછી એણે અમારી કોટડીમાં ચોતરફ જોયા કર્યું : આ કોટડીમાં પ્રકાશને આવવાની મનાઈ હતી. અંધારાના સખ્ત સામના પાસે પ્રકાશ અહીં દબાઈને, દુમ દબાવીને પોબારા થઈ જતો :

'પણ ઇસ્પિતાલમાં ? ક્યાં ?...કેવી રીતે લઈ જાઉં ?' મને બોલવાનું ભાન જ ન્હોતું રહ્યું : હું બોલી રહ્યો હતો, એટલું જ હું જાણતો હતો.

'આ તમારી ઓરડીમાં ગંદકી બહુ છે : હવા નથી; ઉજાસ નથી !...કેમ ચાલે ?...તમારા ભાઈને તન્દુરસ્ત બનાવવા માટે એને ઇસ્પિતાલમાં લઈ જાવ.'

ફરી એણે સલાહના શબ્દો આપ્યા.

એ ભાઈનો મારે ઉપકાર જ માનવો રહ્યો—કારણ કે મને તો કોઈ સલાહ સુદ્ધાં આપતું નહિ કે મારા ભાઈને જોવા કોઈ હજી સુધી આવ્યું ન્હોતું: ફક્ત આડોશી પાડોશીમાંથી કોઈક અઠવાડિયામાં બેચાર વેળા અમારી કોટડીમાં ડોકિયું કરી જતું.

'પણ ઇસ્પિતાલ કઈ ?'

'કેમ ?—ઘણી યે ધર્માદા ઇસ્પિતાલો મુંબઇમાં છે !...ત્યાં લઈ જશો એટલે દર્દીની માવજત થશે.'

[ ૩ ]

હું આખરે મારા ભાઈને લઈને, જેમ તેમ કરીને એક ધર્માદા ઇસ્પિતાલ પાસે આવી પહોંચ્યો : એ વિશાળ ઇમારત હતી; આસપાસ સુંદર બગીચો હતો : બહાર પગથિયાં પાસે ઊભા રહેલા દરવાનનાં સફેદ કપડાં અને ચકચકતાં બટનો મેં જોયાં : ઇસ્પિતાલમાં આવતાં જતાં લોકોને હું જોયા જ કરતો : બહાર મેં એક મોટું પાટિયું વાંચ્યું હતું : 'શેઠ...ની ધર્માર્થ ઇસ્પિતાલ.'

'અહીં ગરીબોને મફત દવા આપવામાં આવે છે!'

'અહીં ગરીબોને જ રાખવામાં આવે છે!'

આ બધી હકીકતો મેં જાણી. પણ મેં જે જાતનાં લોકોને આ ઇસ્પિતાલમાં જતાં અને આવતાં જોયાં એ બધામાં મને કોઈયે ખાસ 'ગરીબ' દેખાતું ન્હોતું: આવનારા ઘણાખરા લોકોનાં કપડાં ચોખ્ખાં હતાં. હા; અમારા જેવા કંગાલ કપડાંવાળાઓમાં હું અને મારો માંદલો ભાઈ જ હતા:—એ સિવાય ઇસ્પિતાલમાં બીજા બધાં લોકો મને 'ઊજળા' દેખાયાં: બગલાની પાંખ જેવાં ઉજળાં કપડાં પહેરીને અહીંથી તહીં આંટા મારતી રૂપાળી અને સુંદર, કદરૂપી અને પ્રૌઢવયની નર્સોને મેં ત્યાં ફરતી નિહાળી:

આખરે હું મારા ભાઈને લઈને એક વિશાળ ઓરડામાં આવી પહોંચ્યો: બહાર ઊભેલા ખાખી રંગનાં કપડાં પહેરેલા એક માણસે કહ્યું: 'આ બાંકડા ઉપર બેસી જાવ!...પછી તમારો વારો આવે એટલે દાક્તરને બતાવજો. 'ફારમ' લઈને જ દાખલ કરવામાં આવે છે!'

એ વિશાળ ઓરડામાં પુષ્કળ બાંકડાઓ પડ્યા હતા; મારા ભાઈને મેં એક બાંકડા પર બેસાડ્યો: સફેદ રંગથી રંગેલા એ બાંકડા પર કાળાશના અને મેલા ડાઘાઓ પડ્યા હતા: અને તેમની ઉપર ઘણાં માણસો બેઠેલાં મેં જોયાં; મારો ભાઈ એક બાંકડા પર જેમતેમ ગોઠવાઈને બેઠો: એના કપાળ પર મેં હાથ મૂકી જોયો: એ ધગધગી રહ્યું હતું.

બહાર ગજબનાક ઠંડી પડતી હતી: છતાંયે અહીં થોડી ઘણી ગરમી હતી. ઉપર બે પંખાઓ હતા: પણ એ પંખાઓ ચાલતા ન્હોતા. મારી સામે એક આધેડ વયની સ્ત્રી બેઠી હતી: એનું બેસી ગએલું મોં, મોટી ફાંદ અને સફેદ બનેલા વેર-વિખેર હાલતમાં બાલો જોઈ મને ચીતરી ચઢવા લાગી: કારણ કે આવી સ્ત્રીને મેં કદીયે અમારી ગંદી ચાલીમાં યે જોઈ ન્હોતી: એના ખોળામાં બે વર્ષનું નાનું બચ્ચું સૂતું હતું. પાસે જ એક જુવાન, પણ જુવાની નિચોવાઈ ગએલા શરીરવાળી સ્ત્રી બેઠી હતી: એની છાતી ચપટી થઈ ગઈ હતી. એના શરીરમાં લોહી દેખાતું નહોતું:

એના વાળ ઠીક હોળેલા હતા: પણ એણે ઘૂંઘટ કહાડ્યો હતો—એટલે હું એની સૂરત જોઈ શક્યો નહિ: બીજી બાજુ બેચાર માણસો બીડી પીતા બેઠા હતા: જમણી બાજુ એક મિયાંભાઈ ઉર્દુ અખબાર વાંચતા બેઠા હતા: એની પાસે જ બે પડદેનશીન સ્ત્રીઓ બેઠી હતી અને તેમના પગ આગળ ત્રણ છોકરાં અડધાં નાગાં રમ્યા કરતાં હતાં: એક લાલ ટોપી પહેરેલો મોટો છોકરો પડદાનશીન સ્ત્રીની બાજુમાં ગોદમાં માથું નાખી, આંખો બંધ કરી બેઠો હતો: એના નાકમાંથી કાયમ સેડા નીકળ્યે જ જતા; એટલે માખીઓ અવારનવાર આવીને ત્યાં પોતાનો અડ્ડો જમાવતી. થોડીથોડી વારે એ છોકરો પોતાના પહેરણની બાંયથી એ સેડા લૂંછી નાખતો: વળી પાછો સેડાનો લીસોટો હોઠ પર આવીને ખડો થઈ જતો: વળી પાછી ત્યાં માખીઓ બણબણ્યા કરતી: એને ઓધરાળા બાઝ્યા હતા: અને બહુ કંટાળો આવતાં એ છોકરો પોતાના માથાના જેમતેમ ઉગી નીકળેલા બાલોમાં લાંબા ગંદા મેલભરેલા નખોવાળી આંગળીઓ ખોશીને કંઈક કરડતું હોય ને એમાંથી રાહત મેળવવાનો પ્રયાસ કરતો.

એ ઓરડામાં પુષ્કળ ગિરદી હતી: અમારો વારો ક્યારે આવશે, એ વિષયનો હું વિચાર કરતો મારા ભાઈની પાસે જ આખરે કંટાળીને બેસી ગયો: સામેની દીવાલ પર એક જૂના જમાનાનું ઘડિયાળ લોલકના લટકા બતાવતું દેખાતું હતું:

મેં એ ઘડિયાળ તરફ જોયા જ કર્યું: 'અમારો વારો ક્યારે આવશે?' આખરે મેં ખાખી કપડાં પહેરેલા ઇસ્પિતાલના એક માણસને સવાલ કર્યો.

[ ૪ ]

એ ઓરડામાં દવાની એક વિચિત્ર પ્રકારની વાસ આવતી હતી: મને થયું કે આ વાસ અમારી ચાલીમાંથી આવતી ગંદકી કરતાં સારી કહેવાય: અને એ વાસ મને ગમી ગઈ—અને હું ગુપચુપ બેસી રહ્યો. પણ બાંકડામાં પુષ્કળ માંકડ ભરાયા હતા: અમારી આગળના બાંકડાઓ પર ઘણા માણસો, સ્ત્રીઓ, છોકરા—છોકરીઓ બેઠાં હતાં.

તેઓ અંદર અંદર વાતો કરતાં હતાં :

'તમારા કાકાનો વારો તો જલદી આવી ગયો, નસીબદાર તમે !' એક વેપારી જેવો આદમી બોલી ઊઠ્યો : 'તમે શું કરો છો ?...પરણ્યા છો ?...ક્યાં રહો છો ?...છોકરાં કેટલાં છે ?'

પેલાએ જવાબ વાળ્યો, 'જુઓને ! અમારું તો કુટુંબ જ મોટું છે: મારકીટમાં કાપડની દુકાન છે: જ્યારે કાપડ ખરીદવું હોય ત્યારે આ ઇસ્પિતાલના દાકતર અમારે ત્યાં જ આવે !...એટલે ઓળખાણ છે...'

'સારું ત્યારે તો ભાઈ !'

'હા !...નહિતર આ ઇસ્પિતાલમાં આપણો પત્તો ન લાગે હોં.'

'પણ હમણાં લડાઈને લીધે કમાણી પણ ઠીક છે : માલ જ ક્યાં છે?'

'હા !...મોટાકાકા તો મોટર ખરીદવાના હતા: પણ પેટ્રોલ પર કેવી બંધી મૂકાઈ છે; તમે જુઓ છો ને ?–એટલે પછી વિચાર માંડી વાળ્યો.'

'ઠીક !'

એટલી વારમાં કોઈકે એને બોલાવ્યા–એટલે એ ભાઈ ઇસ્પિતાલની અંદરના ભાગમાં (જ્યાં દાકતર બેઠા હશે) ચાલ્યા ગયા : બારણું ઉઘડ્યું અને બંધ થયું; એ દરમિયાન મેં ત્યાં નજર કરી લીધી : મને કંઇ ખાસ દેખાયું નહિ.

તો પણ અમારી આસપાસ વાતો ચાલી જ રહી હતી: મારા કાન એ સાંભળી રહ્યા હતા :

'આ ઇસ્પિતાલમાં જે કંઈ દવાદારૂ આવે છે, એ બધો માલ અમારા શેઠની કંપનીમાંથી આવે છે : આ નાનકાનું ઑપરેશન કરાવ્યું છે : ગળામાં 'ટૉનસીલ' પડ્યા છે...' આમ કહી એણે પાસેના છોકરાને બતાવ્યો : છોકરાએ રેશમનું મેલું ખમીસ અને એક ચોરણી પહેર્યાં હતાં. એના વાળ સારી રીતે પદ્ધતિસર કાપેલા દેખાતા હતા.

'આમ જુઓને; બીજા ડૉકટર પાસે જઈએ તો દશ પંદર રૂપિયા ભરવા પડે; અહીં તો ઓળખાણુ છે—ને વળી ધર્માદા ઇસ્પિતાલ એટલે કામ થઈ જાય!'

હું આ સાંભળી જ રહ્યો: મેં આગળ સાંભળ્યું:

'ફીચરમાં તેજી છે!'

'અરે! ડૉકટરના કાકા શેર બજારમાં કામ કરે છે; એને મારા મોટાભાઈએ ખૂબ દલાલી કમાવી આપી: સારો નફો અપાવ્યો હોં!'

'એટલે આ ઇસ્પિતાલમાં આપણો જલ્દી પત્તો લાગે!...નહિતર તો?'

એટલી વારમાં તે એક ફૂટડી નર્સ પેલા મિયાંભાઈ પાસે આવી પહોંચી:

'ચલો, અંદર, ડૉકટર સા'બકી પાસ.'

પેલા મિયાંભાઈ પોતાના આખા કાફલા સહિત—બે પડદાનશીન બાનુઓ, બે ત્રણ છોકરાંને લઈને—અંદરના ભાગમાં ચાલ્યા ગયા: એની પાછળ બહાર ઊભા રહેલાને મિયાંભાઈએ કહ્યું:

'આમદ! તું અહીં જ ઊભો રહેજે!...નર્સ આવે એટલે તું પેલી ડાબલી એને આપી દેજે!...એમાં વીંટી છે: એને એ વીંટીની ડીઝાઈન પસંદ નહોતી એટલે ફેરફાર કરાવવા આપી હતી—હવે એને ગમી જશે.'

[ ૫ ]

ઘડિયાળમાં બારના ટકોરા થયા: સવારના સિંગલ ચહા અને પાંઉનો ટુકડો ખાઈ હું મારા ભાઈ સાથે અહીં આવ્યો હતો: હજીયે અમારો વારો આવ્યો નહોતો: મારું મન મૂંઝાઈ રહ્યું હતું: અમારી આગળ આવેલા ઘણા લોકો બેઠા હતા: મને વિચાર આવતો હતો કે આ ગિરદી જોતાં અને અહીંનાં સંજોગો જોતાં અમારો વારો આવશે જ નહિ:

મેં આખરે કંટાળીને ખાખી કપડાં પહેરેલા ઇસ્પિતાલના સિપાહીને કહ્યું: 'ભાઈ! જરાક મહેરબાની કરશો?'

'શું છે?'

'મારા ભાઈને મુદતિયો તાવ છે: આજે વીશમો દિવસ ચાલે છે... અને દાક્તરસાહેબ પાસે જવું છે—મારા ભાઈને ઇસ્પિતાલમાં દાખલ કરાવવો છે: હું નોકરીએ પણ કેમ જઈ શકું?—બાર વાગી ગયા!'

'તેમાં હું શું કરૂં?

'મહેરબાની કરીને કોઈક રસ્તો બતાવોને?'

'બેસો! બેસો!' એણે જરાક તોછડાઈથી કહ્યું, અને હમણાં જ ખાધેલા પાનના કૂચામાંથી થયેલા થૂંકને બહાર ફેંકવા માટે તે બારી પાસે પહોંચી ગયો: પાછા આવતાં એણે કરડાકીથી કહ્યું,

'જરા, અહીં બેસો! તમારો યે વારો આવશે.'

'પણ ક્યારે?'

'આવશે!...જુઓને, તમારી માફક બીજા લોકો પણ બેઠા છે ને?'

× × × ×

મારા ભાઈને ઊંઘ આવી ગઈ હતી: એ મારા માટે એક આનંદની વાત હતી: પછી મેં ઘડિયાળમાં નજર નાખી: ત્યાં સાડાબાર વાગી ગયા હતા.

'ડાક્ટર તો ગયા!'

'જમવાનો ટાઇમ થયો...'

'હેં?' મારાથી નિશ્વાસ નંખાઈ ગયો. મેં મારા પેટ પર હાથ ફેરવ્યો. મને યે કકડીને ભૂખ લાગી હતી. હજીયે મારી આગળ આઠ દશ દર્દીઓ બેઠેલ હતા. છતાં યે ઓરડામાં ગિરદી તો હજી યે દેખાતી હતી:

મારી નજરે સામેની હૉટેલ દેખાઈ: હૉટેલના કબાટમાં પડેલી ખાવાની વસ્તુઓ દેખાઈ: મને વિચાર થયો: હું શું ખાવાનું મંગાવું?...મેં ખિસ્સામાં હાથ નાખ્યો; મારી પાસે થોડાક પૈસા હતા: મેં આંખો ચોળી!...

મારી સામે જ એક આદમી બાંકડા ઉપર ઊંઘી રહ્યો હતો: એને કંઈક કરડ્યું હોયને તેમ એ ઓચિંતો ચોંકીને ઊઠ્યો; અને પછી બરાડી ઊઠ્યો:

'માંકડ બહુ લાગે છે.!'—

પછી તેણે બાંકડાના પાટિયા પર બારીકાઈથી નજર નાખી. એણે એક માંકડ પકડી પાડ્યો અને પછી એક ગાળ બોલતાં એને જમીન પર, ફાટેલા ચંપલની એડી વતી કચડી નાખ્યો: ત્યાં લોહીનો એક નાનકડો લીટો થઈ ગયો.

મારો ભાઈ હજી યે ઊંઘી રહ્યો હતો. મેં એના કપાળે હાથ ફેરવ્યો: એ હજી યે ખૂબ ખૂબ તપી રહ્યું હતું. એના ગંજીફરાક નીચે હાથ નાખીને મેં એના પેટ પર હાથ ફેરવ્યો: જાણે ભૈયાની દુકાને પરોઠા માટે તાવડી ધીખતી હોયને તેમ એનું અંગ અંગારા જેમ જલી રહ્યું હતું.

મારા કાને શબ્દો અથડાયા.

'મુદતિયો તાવ!'

'આજે કેટલામો દિવસ છે?'

'ધર્માદા ઇસ્પિતાલમાં લઈ જાવ; ત્યાં એની સારી સારવાર થઈ શકશે.'

હું તો શૂન્યમનસ્ક જેવો ત્યાં જ બેઠો રહ્યો:

મેં ઘડિયાળ તરફ નજર નાખી: એમાં અત્યારે સાડાત્રણ વાગ્યા હતા:

'ડૉક્ટર સા'બ આયા?' મેં કંટાળીને પૂછ્યું:

'નહિ! અભી શામકો આયેંગે.' જવાબ મળ્યો.

'ઓહ!' મેં એક નિશ્વાસ નાખ્યો. મને હવે ભૂખ પણ સતાવતી નહોતી. હું સ્થિર બની ઇસ્પિતાલમાં ટાંગેલા માનવીના હાડપિંજરનાં ચિત્રો જોઈ રહ્યો: અમારા ઓરડાના વિશાળ દરવાજાની બહાર એક આરસનું પુતળું હતું:

એ પુતળામાં એક સદ્‌ગૃહસ્થ વિરાજતા હતા. તેમણે જ એ ઇસ્પિતાલ ગરીબ લોકોના લાભાર્થે બંધાવી હતી:

મને ખબર ન રહી કે વખત કેટલો અને કેવી રીતે વીતતો હતો.

[ ૬ ]

જ્યારે કોઈએ મને ઢંઢોળ્યો ત્યારે હું ઊંઘતો ઊઠ્યો. એ ઇસ્પિતાલનો ખાખી કપડાંવાળો સિપાહી હતો; 'ચલો! ડૉક્ટર સા'બ અંદર બુલાતા હય!' મેં મારા ભાઈને ઢંઢોળ્યો: એ ઊંઘતો હતો: મેં એને ઊંચક્યો: હું એને લઈને અંદર ગયો.

દાક્તરે દર્દીને અંદરના રૂમમાં સૂવાડીને તપાસવા નાડી હાથ પકડી: અને પછી કહ્યું:

'યે કોન હય?'

એકદમ હું બોલી ઊઠ્યો, 'મેરા ભાઈ!' 'ક્યા હુઆ થા ઇસ્કો?'

'સા'બ! મુદતિયા બુખાર!

'આજ કોનસા દિન હુઆ?' ડૉક્ટરે ધીમેથી પૂછ્યું.

'સા'બ!...આજ એકવીસમા દિન હય!'

'હં!' ડૉક્ટર આથી વધુ કંઈ બોલ્યા નહિ: એમણે કાનમાંથી તપાસવાની રબ્બરવાળી નળીના આંકડા બ્હાર કહાડ્યા અને પછી ઉમેર્યું;

'તુમ દેરી સે ક્યું આયા?'

'સા'બ! સવારના સાત વાગ્યાથી આવ્યો છું–'

'પણ અત્યારે તો સાંજ છે!' ડૉક્ટરે સાશ્ચર્ય જવાબ વાળ્યો, 'એને લઈ જા!...તારો ભાઈ હવે જીવી નહિ શકે.'

મેં મારા ભાઈનો હાથ મારા હાથમાં લીધો: એ તદ્દન ટાઢો બોળ પડી ગયો હતો!



# ૧૩. જિંદગીનો તરજુમો

'તમારા એ સાક્ષરો, વાર્તાકારો વેદિયા લોકો છે: એમને જીવનની સમજ નથી; અને વળી આજકાલ તો વાસ્તવવાદનો, 'રીઆલીઝમ'નો, તેમાં યે વળી કોઈપણ પ્રકારના પૂરેપૂરા અભ્યાસ વિના પ્રગતિવાદનો પવન વાય છે.' તેણે પોતાની અસલી છટાએ જ્યારે કહેવા માંડ્યું, ત્યારે અમે બધા ય એની સામે એની દલીલને કઈ રીતે તોડવી અને એને કઈ રીતે 'સ્નબ' કરવો, એની દલીલનો અને એની ચમકારાભરી વાતનો કઈ રીતે ઘાટ ઘડી નાખવો, એ વિચારોના ભાવને મોં પર ફેરવી દલીલો ગોઠવવામાં, દલીલોની ઇમારત ચણવામાં ચકચૂર પડ્યા હતા. તે વખતે અમારાં બધાયનાં મોં જોવા જેવાં હતાં. એના ચહેરા પર નીડરતા, બીજા બધા એની પાસે બેઠેલાઓ તો એની બુદ્ધિના તેજ આગળ પતંગિયાં છે, એવી જ માન્યતાના વિજયની ભાવના અને કોઈ નિર્વેદવાદીની માફક દુન્યવી વસ્તુઓ તરફ ક્ષુદ્રતાની દ્રષ્ટિ અદ્‌ભુત રીતે ચમકી રહ્યાં હતાં.

એણે આગળ ચલાવ્યે રાખ્યું: 'અને આ બધાયમાં પેલા વાઇલ્ડીઅન—અરે, ઑસ્કર વાઇલ્ડના સિદ્ધાન્તની માફક 'Life imitates Art'—, 'જિંદગી એ કલાનું અનુકરણ કરે છે' એવી માન્યતાવાળા લોકોય તમારામાં ઘણા બધા છે. પણ બિરાદરો, તમે કહેશો કે એમાં પતંગિયાંના ક્ષણિક ચમકારા સિવાય બીજું શું છે?—એનો જીવનની નક્કર બાજુ સાથે કેટલી હદ સુધી સંબંધ છે?'

એની દલીલો, એની વિવેચનની કલા વિષે અમને બધાયને માન હતું; પણ જ્યારે એ બોલવા માંડતો ત્યારે કોઈ કોઈ વાર તો તે હદ ઓળંગી જતો.—'અહંતા' એની વિવેચનશૈલીની મુખ્ય નાયિકા બનેલ દેખાતી. અમે એનાથી ઘણી યે વાર અંજાઈ જતા—અને ઘણી યે વાર ઊંડે ઊંડે અમે સાચા છીએ એમ લાગવા છતાં યે એની ઝબાનના પ્રભાવ આગળ, એની દેખાઈ આવતી બુદ્ધિના ચમકારા આગળ પતંગિયાં બની

અમે ઉડચે જતા. અલબત્ત, જ્યારે એ અમારી પાસે હાજર ન હોય ત્યારે અંદરોઅંદર અમે એની દલીલો તોડી નાખતા અને એમ કર્યાનો આત્મસંતોષ લેતા. અમે એવા હતા: એ એવો હતો. એની બુદ્ધિની સૂક્ષ્મતાના હથિયાર વડે એ કોઈને પણ મહાત કરતો.

[ ૨ ]

એ વિલાઈ જતી સંધ્યાનો સમય અમને યાદ છે. તે એ સમયે બહુ ખીલ્યો હતો. ટૂંકી વાર્તાની શૈલી, આયોજન, ઘડતર, રૂપ, એનું શિલ્પ અને એનાં શાસ્ત્ર વિષે, એની કલા વિષે, એની સામાજિક જવાબદારી વિષે અમારી વચ્ચે ખૂબ ખૂબ ચર્ચા થઈ હતી. આખરે મેં કહ્યું:

'પણ મને લાગે છે કે આપણે બધા જિંદગી! જિંદગી!! જિંદગી!!! કરીએ છીએ; લખીએ છીએ; ચર્ચીએ છીએ!...જિંદગીની વાસ્તવિકતા વિષે ખૂબ ખૂબ વાતો કરીએ છીએ, પણ આપણે કદાચ એ નથી જાણતા કે જિંદગી ખુદ આપણા કરતાં અતિશય બુદ્ધિમાન છે, જીવન આપણા કરતાં વધુ કાબેલ છે.'

મેં મારી સિગારેટને ડબ્બી પર ઠોકતાં કહેવા માંડ્યું. મેં જોયું કે અમારી આ વાત બહુ 'ગરમ' બનતી જતી હતી. જે હૉટેલમાં અમે અડ્ડો જમાવ્યો હતો એ હૉટેલ એવી વિચિત્ર હતી કે એને કદાચ હું મારી ભવિષ્યની એકાદ વાર્તાના 'લોકેશન'–સ્થાન તરીકે ઊઠાવું તો નવાઈ નહીં. એનુંયે આવી બન્યું હોવાથી જ અમારી હડફટે આ હૉટેલ ચઢી ગઈ હતી.

સાંજની ધૂસરમાં ગલીના નાકા પરની ગેસની બત્તીના ધૂંધળા પ્રકાશને જેમ જેમ માર્ગ મળતો જતો હતો તેમ તેમ એની સત્તા, નાનકડાં ગામડાંના પટેલની સત્તાની અદાથી ત્યાં જામતી હતી. એથી ત્યાં ભૂખરો પ્રકાશ પથરાતો જતો. એ પ્રકાશ હેઠળ આસપાસ ઊભેલી, બુઢાપાને આરે પહોંચેલી મોટી મોટી, ખખડી ગયેલ જરીપૂરાણી ચાલીઓ, એમાં વસનારા શ્રમજીવી વર્ગના, મોટે ભાગે મિલમાં કામ કરનારા મજદૂર વર્ગનાં નાગાંપૂગાં છોકરાંઓ લખોટીએ રમ્યા કરતાં: કૂતરો લાળ પાડ્યા

કરતો: ફાનસના કાચ પર દેઢગરોળી ધીમે ધીમે માખીઓ કે જીવડાં પકડયે જતી અને બત્તી પાસેની ગટરમાં ગંધાઈ રહેલાં ગંદાં પાણી પર જામેલા કીચડ જેવા શેવાળ પર મચ્છરો અને જીવડાંઓની છાવણી રાતની નીંદર લીધા કરતી. અમે એ બધું સતત્ નિહાળતા. ઘણે ભાગે આ મજદૂરોની કંગાલ દુનિયામાં શાહુકાર દેખાવાનો ડોળ કરતી, કાચના કબાટોમાં અને અકાળે આધેડ વયની બનેલી ઓરતો માફક મેલી, ગંદી, સુશોભિત દેખાવાનો પ્રયાસ કરતી કાચની બરણીઓમાં પડેલા ખાવાના પદાર્થોનું પ્રદર્શન ભરતી હૉટેલને અમારો કિલ્લો ગણી ખૂણામાંના એક ટેબલ પર અડ્ડો નાખી અમે જામી જતા. ગલ્લા પર બેઠેલો આદમી અમને વારંવાર માનની કે તિરસ્કારની નજરે જુએ છે એની પરવાહ કર્યા વિના અમે પંદર પંદર કે વીસ પચ્ચીસ મિનિટના અંતરે ચહા, બિસ્કિટ કે ગાંઠિયા મંગાવતા: આ બધાની વચ્ચે અમારી ચર્ચાનો ભીષણ, ઠંડો, ઉગ્ર સંગ્રામ શરૂ થતો: તે ક્યારે અટકશે, એનું તો અમનેયે ભાન ન રહેતું. ફક્ત કોઈવાર ગલ્લા પરનો આદમી ખીજવાતો. જાણે છૂપી રીતે કંઈક ગેરકાયદેસર કામ કરતો હોયને, એ રીતે એ ગલ્લા પરનો આદમી કોઈ એક ચોપડી કાઢતો, અને મિલમાંથી છૂટી આવેલા મજદૂરો તરફથી છાનીમાની, ગુપચુપ અપાતી જુદી જુદી ચિઠ્ઠીઓ હાથી છાપની, પચ્ચાસ સીગારેટનાં ટીનો રાખવાના મોટા ડબ્બામાં ઠલવાઈ જતી ત્યારે એ બબડતો: 'આ સાળો હિસાબ!...મારાથી રાખી શકાય એમ નથી: આ મજદૂરો! સાળા ભામટા છે, ચોર છે!...કોઈક દિવસ મને મરાવી દેશે!' અને આટલું જાણે સ્વગત બોલ્યો હોય અને બાકીનું પ્રકટ બોલવાનો ઇચ્છાપૂર્વકનો એનો હેતુ જાહેર કરતો હોય ને, તેમ એ અમારી સમક્ષ જોઈ, ઉદ્દેશીને કહી નાંખતો: 'કોઈક દિવસ!...કોઈક દિવસ મને આ બધી ધાંધલ મરાવી નાખશે!...આ ચિઠ્ઠીઓ! સાળા મજદૂરો!... મફતનો માલ ખાઈ જાય છે અને બદલામાં કાગળિયાં મૂકી જાય છે. પગારને દિવસે આ બધી ચિઠ્ઠીઓમાંથી જેટલા કંઈ રોકડા મળ્યા એટલા ગનીમત સમજવા: બાકી તો, હરિ! હરિ!...સાળા ભામટા!...પણ આપણે તો જાનથી મારી નાખીએ...એવા!' અને પછી તે ચૂનો અને તમાકુને ડાબા હાથની હથેલીમાં જોરથી મસળતો. આ વખતે એના ડાબા

હાથના પંજાની વચલી આંગળીનો કપાયેલો ભાગ વિચિત્ર રીતે બહાર બરાબર દેખાઈ આવતો અને એ વિષે કોઈવાર અમે એની મશ્કરી યે કરતા.

અને આ રીતે એ હૉટેલ જીવતી. પણ એ હૉટેલની કોઈ ખાસ પ્રતિભા હોય, અમારી ભાષામાં કહીએ તો એની કોઈ વિશિષ્ટતા, અરે! 'પર્સનાલીટી' હોય તો તે અમારી હાજરી અને અમારી ઝબાન જ છે, એમ અમે માની લેતા—બલ્કે ઘણી યે વાર એ ઠેકાણે એમ જ મનાતું.

રોજ ગલીની ગેસની બત્તી સળગતી: અમારા ટેબલ પર સિગારેટની ડબ્બીઓ આવતી: પ્યાલા-રકાબી અને ચહાની વાસ પ્રસરી જતી: સિગારેટના ધુમાડા અમારા માથા પરથી ઊડી ઊડીને કાળી પડી ગએલી 'સીલીંગ' સુધી, ત્યાં જામેલાં કરોળિયાનાં જાળાં સુધી, ઊડી જતા: અમારી ચર્ચાની ધૂણી આમ ધખ્યા કરતી: વિચારોના ધુમાડાઓ નીકળ્યે જતા.

[ ૩ ]

'સમજ્યા બિરાદર!...જિંદગી કોઈ અજબ છે: એ જ એવી વસ્તુઓ શોધી લાવે છે કે કલ્પના એની પાસે ફિક્કી પડી જાય છે: જિંદગી અને કલ્પનાની શર્તમાં કલ્પના તો જોજનો પાછળ રહી જાય છે એટલે માત્ર કલ્પનાનો દોર પકડી આપણે વાર્તાઓ લખીએ, એમાં કંઈ ખાસ જીવન નથી આવતું, એમાં જિંદગીનો થડકો નથી આવતો!' મેં કહ્યું અને મારી એ દલીલનું સમર્થન કરવા હમણાં જ મેં તાજી લખેલી, તાજેતરમાં ગુજરાતના એક પ્રતિષ્ઠિત, અગ્રગણ્ય સામયિકમાં પ્રકટ થઈ ચૂકેલી એક ટૂંકી વાર્તાનું ઉદાહરણ પણ આપ્યું, અને પછી આગળ ચલાવ્યું: 'જિંદગી જે જે રચે છે, એનો વાર્તામાં કે નવલકથામાં તરજુમો કરવાનું કાર્ય કઠિન છે—અતિશય કઠિન છે.'

'પણ તો પછી આપણા કેટલાક લેખકો પોતાની વાર્તાની પહેલાં લખે છે 'સર્વ હક્ક લેખકને સ્વાધીન!' એનો અર્થ શો?' વચ્ચે જ એક વિવેચકે વાત ફેંકી અને પછી કહ્યું: 'બરાબર છે!...પણ એક કલાકારની, લેખકની તો ફરજ છે કે જે રીતે હજાર પાનાનું કોઈ નૉવેલ હોય, કોઈ મહાન લાંબી નવલકથા હોય અને તેને બે કલાક સુધી પડદા પર ચાલે

એટલી લાંબી ફિલ્મમાં ઉતારવા માટે કોઈ એક ફિલ્મ-ડિરેક્ટર એમાં 'કાટ-છાન' કરે; એનો અમુક ભાગ ઉડાવી નાખે; અમુક પ્રસંગો નવા ઉમેરે; અમુક પ્રકરણો તો ધરમૂળથી બદલી નાંખે-અને પછી એને પડદા પર ઉતારે; તે રીતે તેણે પણ જિંદગીની કિતાબને 'કાટ-છાન'થી 'નવીન' બનાવી, એને પોતાની સજાવટથી, પોતાનાં ટાંકણાંથી ઘડવા માંડવી. પછી જેવી જેની શૈલી, જેવું જેનું શિલ્પ, જેવી જેની પીંછી, જેવું જેનું ટાંકણું!...' તેણે પોતાના બે હોઠ વચ્ચે સિગારેટ ગોઠવી અને પછી હંમેશની અદાથી એણે ધુમાડા કહાડવા માંડ્યા અને તે બાદ આગળ ચલાવ્યું: 'એ રીતે જિંદગીની કિતાબનો આપણે આપણી કલાથી, કલમથી સરજાતી કિતાબમાં આણવા તરજુમો કરીએ તો, આપણી હંમેશની રીત મુજબ તો પહેલાં અસત્યનો જય, વચ્ચે સત્યની ધીરજ, અપાર દુઃખ, કસોટી અને આખરે સત્યનો જય અને અસત્યનો ક્ષય એટલે વિનાશ...! એ પ્રણાલિકા પ્રમાણે જ આપણે વાર્તા બાંધીએ. અલબત્ત, આમાં એક જાતનું વેદિયાપણું છે, કારણ કે તમારા જેવા લેખકો જેને ગુજરાત સાક્ષરોમાં ગણે છે, સુવર્ણચંદ્રકો આપે છે, મોટાં મોટાં ભાષ્યો લખાવડાવે છે: તે બધા વેદિયાગીરીના ઉપાસકો છે-વેદિયાવાદ અને વાણિયાવાદના પંજામાં સદાય સંડોવાયલાં સાક્ષરી મગતરાંઓ છે!'

'વળી આ નવી ફેશનના આપણા કલાકારો, જિંદગીની ચોરી કરીને, જિંદગીની નકલ ઉતારીને, મૌલિકતાના મેલા વાઘા પહેરાવીને પોતાની વસ્તુને, કલાકૃતિને બહેલાવે છે. પણ અસલ જિંદગીને એના મૂળ રૂપે ન મૂકીએ તો એમાં રસ ન આવે, કલાત્મક સ્વરૂપ ન આવે, રંગ ન આવે, પ્રાણ ન આવે, જાન ન આવે. પેલો વાઇલ્ડ સાચો ઠરશે કે કેમ?-'Life imitates Art'-'જીવન એ કલાની ખુશામત કરે છે-અનુકરણ કરે છે-કલાના રૂપની માફક જ દેખાવા માટે જીવન એવા રંગો ધારણ કરે છે.'

'કહો, દાખલો આપું? તમને યાદ છે ને કે તે દિવસે મારે પુનામાં ભરાયેલી હિંદી રાષ્ટ્રીય મહાસભાની એક સમિતિની બેઠકને 'કવર' કરવી હતી: એના રિપોર્ટને મારે બ્હેલાવવો હતો, એટલે ત્યાં જવાનું થયું. હું ઊપડ્યો. હું તો રાતની 'પેસેન્જર'માં બેઠો હતો.

બાંકડા પર બિસ્તર પાથરી, છાપાંઓ અને 'એડિટીંગ'ની કલા વિષે, છ લાઈન, ચાર લાઈન, ટુ લાઈન, ડબલ કૉલમ, ફ઼ોર, ફ઼ાઇવ અને સેવન કૉલમ હેડ લાઈન વિષે, વચ્ચે મૂકેલાં ઉપયોગી ખબરોનાં ચોકઠાં વિષે અને અગ્રલેખ મૂકવાની શૈલીમાં કાંઈક સરસ ફેરફાર કર્યો હોય તો કેમ, એ વિષે વિચાર કરતો હતો. રાત્રિનો સમય! દિવસનો થાક! કંટાળો! ગરમી! પણ જેમ જેમ અમારી 'પેસેન્જર' પોતાની રાબેતા મુજબની ઝડપથી આગળ વધતી જતી હતી તેમ તેમ પવનના મારામાં તફાવત પડતો ગયો.

'પૂરપાટ જતી પેસેન્જરના ઉતારુઓ!...થર્ડ ક્લાસ!...માણસોની ગિરદી!...સામાન!...કોઈ નવી પરણેલી વહુનો ઘૂંઘટ!...ઊંઘ!... કોઈક ધાવણા છોકરાની માતાના સ્તન સાથેની મૈત્રી!...ખાંસી ખાતા કોઈ દમિયલ આદમીની રોજીંદી આલબેલ!...કોઈના નસ્કોરાનું સંગીત... અને કોઈ બાંકમિયાં મીઠુની લહેરમાં ગવાતી ગઝલ:

'મંય ઇશ્કકી ગલીમેં ઘાયલ હુઆ પડાથા...
મંય ઇશ્કકી ગલીમેં...
જોબનકા માતા આકર!...મુજકો ખંધલ ગયા હય!
મંય ઇશ્કકી ગલીમેં!...'

'અને પેસેન્જર ટ્રેઈનના પૈડાંનો અવાજ!...ખટાટ ખટટટટ! ખટાટ ખટટટટ ખટટા!...ખટાટટટ ખટખટ!...! અને પાસે હમણાં જ જઈ આવેલા કોઈ માંદા ઉતારૂની અશક્તિને લીધે ઉઘાડા રહેલા સંડાસના બારણાના પછાડા ખાવાનો અવાજ!...સંડાસમાંથી હવા સાથે અહીં ધસી આવતી દુર્ગંધ!

'ટ્રેઈનના ત્રીજા વર્ગનો મોટો ડબ્બો...માનવીઓના ચહેરા...એમની વાતો! દુનિયાની હાલત! લડાઈની વાતો! રાજકારણ...સિનેમા!... સમાજ!...બદમાશી!...સાધુતા!...નાણાંની તંગી!...બેકારી!... સગાંના મરણના સમાચાર!...કોઈ પરણેલી છોકરી – નવવધૂ સાસરે જતી!...કોઈક સસરો વધૂને લેવા જતો!...કોઈકે કરેલો તાર 'જલ્દી આવ! સખ્ત બીમારી!' એના જવાબરૂપ ફરજિયાત અફસોસભરી મુસાફરી!...

એ આગગાડીનો ડબ્બો!...'પેસેન્જર' ટ્રેઇનનો 'થર્ડ ક્લાસ!' તેના ઉતારુઓ!...એ દુનિયા!...એ ગંધ!...એ અવાજ!...'

[૪]

'લાંબું ન કર!...'રસ'ને અવગણી કાઢતાં ન શીખ!...પછી કંટાળો આવવા માંડે છે. તારી વાર્તાની 'ટેકનીક'માં – વેગ છે; પણ કોઈવાર વેગનું સમતોલપણું ગુમાવી બેસે છે!' વિવેચકે, એણે જે રીતે વચ્ચે કહી નાખ્યું તે જોઈને મારી પાસેના બીજા બધા બિરાદરો એની સામે તાકી તાકીને જોઈ રહ્યા – પણ મેં તુરત જ જ્યાંથી મારી વાર્તાનો દોરો તૂટ્યો હતો, ત્યાંથી પાછો પકડી લીધો અને વાર્તાને આગળ ચલાવી કહ્યું: 'અહીં મેં નવી જ 'ટેકનીક' નવી જ આયોજનકલાનો આશરો લીધો છે, એમ તમે બધાય પાછળથી જાણી શકશો...જુઓ, સાંભળો હવે!...હવેની વસ્તુમાં તમને નવીનતા જણાશે. Now gentlemen! Mark you, all!...' અને મેં નવી સિગારેટ ચેતાવી: દીવાસળીની પેટીમાંથી ઝડપથી સળી કાઢી મારી સિગારેટને આગનું ચુંબન આપ્યું અને એમાંથી એક અચ્છો દમ મારી ધુમાડાને ફરી એ હૉટેલના ગંદા ખૂણાની ઉપરની કાળી 'સીલીંગ' સુધી, કરોળિયાનાં જાળાં સુધી મોકલી આપવા ઊંચે ફૂંક મારી!...સિગારેટનો દમ ખાલી કર્યો અને પછી આગળ ચલાવ્યું: 'હવે જે આવે છે તે તદ્દન નવું જ છે. સાંભળો ત્યારે! મારી આંખો ઘેરાતી હતી એટલે હું મારાં બિસ્તર પર આડો પડ્યો!...પાંચેક મિનિટ આમ ગઈ હશે...મારી આંખો બીડાઈ ગઈ હશે!...ગાડીનાં પૈડાંના ખડખડાટ અવાજ, ફૂંકાતા પવનના મારાએ મને જગાડી દીધો કે કેમ એ તો ખબર નથી, પણ મધરાતના આસમાની રંગના આકાશમાં તારલાઓ ચમકતા, ટ્રેઇનની દોટની ઝડપથી પાછળ રહી જતા, ભાગી જતા, નાસી જતા હતા...હું અચાનક સફાળો બેઠો થયો!...અને મેં મારી ઉપર શું જોયું?...ઓહ!...ગભરાશો મા! તમને એમ લાગે છે કે હું કોઈક 'થ્રીલર'–'ડિટેક્ટીવ'ની 'ભેદભરી' નવલકથાનું બંડલ તમારી પર ફેંકી રહ્યો છું! કેમ, એવું જ લાગે છે ને હમણાં?...અને બિરાદરો! મેં ત્યાં ઉપર શું જોયું?...

'મેં શું જોયું?'

'મેં ઉપરની 'બર્થ' પર, સૂતેલી કોઈક વ્યક્તિનો પગ જોયો!... એ પગ લટકતો હતો – અડધો, માંદલી અવસ્થામાં!...એ લટકતો પગ!... કોણ જાણે, એ લટકતા પગે મારા પર એવી કઈ જાતની અસર કરી, એવી કઈ જાતની પ્રત્યાઘાતની લાગણીએ મારા પર હુમલો કર્યો કે એ પગ – લટકતા પગને હું વિચારોની સાંકળથી અલગ ન પાડી શકયો. એ પગ પણ મારા મનમાં જ લટકી રહ્યો!...પગ!...કોઈક વિચિત્ર પગ!

'ઉઘાડી બારીમાંથી ધસી આવતા પવનની ફૂંકો! મેલા ગ્લોબમાં બળતી વીજળીની ભૂખરી, ઝાંખી બત્તીઓ!...વરસાદ અને ધૂપથી ખવાઇ ગએલ ટ્રેઈનની સીલીંગ!...ખોં ખોં કરતા દમિયલ રોગીના બળખા કાઢવાનો કોઈક ભયંકર રોગિષ્ઠ અવાજ! રાતની અશાંત શાંતિ!... દોડયે જતી ટ્રેઈનના ડબ્બાની સ્થિર, અગતિમય ગતિ!...

'વળી પાછો પેલો લટકતો પગ! લટકતો પગ!...

'એ પગની પણ અનેક ખાસિયતો ઘડીના છઠ્ઠા ભાગમાં મારી આંખમાં અને અંતરમાં સમાઈ ગઈ! એ લટકતા પગમાં એવું શું હતું કે એની સારી કે નરસી અસર મારા પર આટલા વેગથી, આટલી વિદ્યુતગતિથી થવા પામી હતી?

'એ લટકતા પગની આંગળીઓના નખ ખવાઈ ગએલા હતા... મેલના થપેડા એ પગ પર જામેલા લાગતા હતા... કાળાશભરી ચામડી અને તે પર જેમ તેમ ઉગી નીકળેલા વાળ!...ખવાઈ ગયેલું, ઘસાઈ ગયેલા જોડાના ફાટી ગયેલા તળિયા જેવું એ પગનું તળિયું!...પગના તળિયામાં પડેલાં રખડપટ્ટીનાં ચાઠાં! અને તેમાં દેખાતા જબ્બર કાપા! શિયાળાની ઠંડીથી ચામડી ફાટી જાય તે રીતે પગની એડીનો ભાગ ફાટી ગયેલો હતો–ત્યાં ચામડી મરી ગયેલી, નિર્જીવ અને લબાડ બનેલા ઈન્સાન જેવી નફ્ફટ અને નકટી, પીટાતી, ટીપાતી, ચોંટી રહેલી હતી.

'પછી મેં બરાબર ઉપર જોયું. એ લટકતો પગ હતો–ઉપરની 'બર્થ' પર સૂનાર ઇસમનો!...હું જ્યારે ટ્રેઈનમાં બેઠો ત્યારે તો મેં

એને ખાસ જોવાની દરકાર કરી ન્હોતી. એ વ્યક્તિ તે વખતે સૂતી હતી કે જાગતી હતી, એ પણ મેં તે વખતે ધારીને જોવા ઇચ્છ્યું નહોતું—મને એ વખતનું કંઈ યાદ નથી—પણ અત્યારે તો એ વ્યક્તિનું શરીર, જાણે પુષ્કળ ટાઢ પડતી હોય ને ઠંડીના ચાબખામાંથી બચવું હોય તેમ આખા શરીરે એક મેલો, ફાટેલો પણ થીંગડાં મારી સાંધી દીધેલો ધાબળો ઓઢી સૂતું હતું.

'એ લટકતો પગ!'

'એના પંજાનાં ખવાઈ ગએલાં આંગળાંઓ...! એના નખ હતા કે કેમ, એ જ તમારાથી સહેલાઇથી કળી શકાય નહિ—કારણ કે દરેક આંગળાનો ટેરવાંવાળો ભાગ ખવાઈ ગએલો, કોરાઈ ગએલો દેખાતો. શાથી હશે એમ?! પણ એક ખૂબી તો એ હતી કે એના એ લટકતા પગના પંજાની પાંચ આંગળીઓમાં અંગૂઠો જ પૂરેપૂરો ન્હોતો—અડધો અંગૂઠો જાણે સડી ગયો હોયને કે પછી કોઈ રોગના કારણસર, કે પછી અકસ્માતને લીધે કપાઈ ગયો હોયને એમ લાગ્યા કરતું. એ લટકતો પગ તો મને એક જાતની ચીતરી ચડાવી દે તેવી ઘૃણા ઉત્પન્ન કરતો હતો.

'પણ આ શું?...અમારી ટ્રૈન એક જબ્બર આંચકા સાથે ઊભી રહી. એંજીને સિસોટી મારી...ખૂબ જ વરાળ અને ધુમાડાને આકાશમાં ફૂંકી દીધાં, એ સઘળું મેં અવાજ અને ધાંધલ પરથી કલ્પનામાં નિહાળી લીધું.

'કોઈ નાનું સ્ટેશન હશે ત્યાં સિગ્નલ નહિ અપાયું હોય!' મેં ધારી લીધું, 'એટલે પેસેન્જર ઊભી રહી લાગે છે!' વળી પાછો ટ્રૈનના માનવીઓની વાતોનો અવાજ!...ફૂંકાતા પવનની છાની છાની વાતો!...આકાશમાં ચમકી રહેલા તારાઓ અહીં શું બન્યું છે, 'પેસેન્જર' અહીં ઊભી ન રહેવી જોઈએ, છતાંયે ઊભી રહી એનું શું કારણ, એમ પૂછતા હોય તેમ ટોળે વળેલા જિજ્ઞાસુ માણસોનાં ટોળાંની માફક આકાશમાંથી અમારી તરફ જોઈ રહ્યા!...દૂર જંગલમાંથી આવતો જીવડાં અને તમરાં બોલવાનો અવાજ!...

'એ નાનકડું સ્ટેશન!...સ્ટેશનનો માસ્તર...લાલ-લીલું ફાનસ!... પાણીવાળો!...સાંધાવાળો અને બીજા બે એક હજૂરિયા ગાર્ડના ડબ્બાથી એંજીન સુધી અહીં તહીં ફરી રહ્યા હતા. સ્ટેશન પરની બત્તીના થાંભલાઓ...અને બત્તીના કાચ ઉપર લખાયેલા ગામના નામના અક્ષરો!... દૂર દૂર દેખાતાં ગામડાંની હસ્તી બતાવતાં થોડાંએક જૂનાં, બેઠાં મકાનોમાં બળતા દીવાનાં તેજનાં ટપકાંઓ!...અંધારામાંથી આવતો કૂતરાં ભસવાનો અવાજ!

'એકાએક અમારા ડબ્બાનું બારણું ખુલી ગયું. એક દમામદાર આદમીએ અંદર પ્રવેશ કર્યો. એના પહેરવેશ પરથી એ પોલીસનો અમલદાર હોય એમ લાગ્યું: પણ એ જ્યારે બારણામાં હતો ત્યારે મારી ઉપરની 'બર્થ'માંનો ચડચડાટ—અથવા 'બર્થ'ના પાટિયા પર પડેલા બોજાના ભારના હલનચલનથી થયેલ ફેરફારને લીધે થતો અવાજ કાને પડ્યો. સૂનાર વ્યક્તિએ પાસું બદલ્યું હતું. મોં પર ધાબળો વધુ જોરથી ખેંચ્યો હતો: અને તે દરમિયાન ધાબળાનો એક છેડો લટકતા પગની સાથોસાથ એવી રીતે લટકતો બની રહ્યો (એને ખબર હશે કે કેમ, એ હું નથી જાણતો) કે લટકતા પગના પંજાની આંગળીઓમાંથી એનો ખવાઈ કે કપાઈ ગયેલો અંગૂઠો એથી ઢંકાઈ ગયો!'

[ ૫ ]

'તારા ડિટેકટીવને જલદી દાખલ કર!...ડિટેકટીવ!...કોઈક ખૂનીની તલાશમાં?... નહિતર પછી વાચકને થોડોક કંટાળો આવશે; અલબત્ત! તારી વાર્તાસંયોજનની આ જાતની 'ટેકનીક'—આયોજનિક કલા નવી છે. તારા વાતાવરણીય પ્રયોજનમાં તારો કસબ દેખાઈ આવે છે; પણ તને લટકતા પગનું જે 'ઓબસેશન' થઈ આવ્યું છે, એ વાચક પર એટલું જ 'ઓબસેશન' ઉતારે છે કે નહિ એની તને ખાતરી હોવી ઘટે! અને એ માટે હજી યે તારે વાતાવરણને અને પગના સ્નાયુઓને એ વ્યક્તિના બધા ય અંગોમાં એ 'પગ' જ હોય ને; અને 'પગ'થી જ એની પિછાન તું કરાવતો હોય ને, એ રીતે બધાંને સુમેળથી વણવાં જોઈએ. અલબત્ત, તારી 'ટેકનીક' સુંદર છે, એમાં જરૂર તું સફળ થયો

છે...પણ ચાલ! ક્યાં છે હવે તારો પોલીસ અમલદાર કે 'ડિટેકટીવ'?... પણ તારા ડિટેકટીવથી આ વીરરસ વાર્તાને સસ્તી બનાવી ન દેતો હું!' વચ્ચે જ તેણે મને, મારી વાતને આગળ વધવાની હમણાં તો તક આપ્યા સિવાય, અટકયા વિના, પ્રતિભાશાળી અને કોઈ 'સ્કૉલર'–અભ્યાસીના અવાજમાં કહી દીધું.

હૉટેલના ગલ્લા પર બેઠેલો આદમી બીડી પીતો હતો. પણ એ જ વખતે ચાર પાંચ મજદૂરોનું ટોળું ત્યાં ધસી આવ્યું. બે ચાર અવાજો, થોડાંક વાકયો એટલા જોરથી બોલાયાં કે એ તો અમારે કાને યે અથડાયાં :

'કાય હોણાર કાય!...કાલ છક્કા!...વ ઉદ્યા ચેણાર નવ્વા!... બધ્ધ આરન્ટીને સાંગતો...'

ગલ્લા પર બેઠેલા, ભરેલા શરીરવાળા, મજબૂત આદમીએ બીડીનો દમ પૂરો ન માર્યો ત્યાં તો ઉપલા શબ્દો એને કાને જેવા પડ્યા કે તરત જ એ પોતાની ચીં ચીં ચીં અવાજ કરતી ખુરશી પરથી સફાળો બેઠા થઈ ગયો–ઉશ્કેરાયા વિના એણે બે ચાર લાફા ઉપલાં વાકયો બોલનાર એક મજદૂરને ઠોકી દીધા પછી દાંત ભીંસી, ગુસ્સામાં ને ગુસ્સામાં, ખૂબ જોરથી બોલવા માગતા એના અવાજને દાબીને, દાંતમાંથી કચકચાવીને બોલ્યો : 'સાલ્યા! કેવ્હાં તરી તુમ્હી આમાલા તુરુંગાત પાઠવેલ!...ચુપ! તુઝા બાપ પોલીસ અઈકેલ તર'...આણ તુઝી ચિઠ્ઠી!'

અને પેલા મજદૂર તો સડક થઈ ગયા. એનાથી ધ્રૂજી ગયા! અને પછી ચુપચાપ બે ચાર કાગળની ચિઠ્ઠીઓ એણે ક્યાંક ભેરવી દીધી–અને બોલ્યો :

'સાલ્યાનું! પહા! બાપાચી હોટેલ નાય હં હં!!...ઉદ્યા પગારદિન આહે ના! પૈશે દેણાર ના? ખાયાલા તર ગોડ વાટતે?...તુઝા બાપાચી હોટેલ આહે વાટતં?!! હોય રે!'

અને તે અમારી તરફ અને બીજા નિર્દોષ ગ્રાહકો તરફ જોઈ રહ્યો. મેં એની સામે નજર માંડી ત્યારે એણે ગલ્લામાંના પરચુરણનો હિસાબ કરવા માંડ્યો.

'ચલાવ તારી વાર્તા આગળ!...બોલાવ ડિટેકટીવને!'

અને પછી મેં આગળ ચલાવ્યું: 'હા!...અમારા ડબ્બામાં બારણું ખોલી રુઆબથી અને કોઈ હેતુથી ધસી આવનાર પોલીસ અમલદાર જ હતો. એણે પહેલાં તો છેવટનો ભાગ તપાસવા માંડ્યો, અને તે દરમિયાન ઉતારુઓનાં મોં, હાથ અને શરીર જોઈ, એ કંઈક બોલતો—અને એના કહેવા પરથી મને સમજાયું કે આ ટ્રેઈનમાં એક ખૂની ભરાયો છે.'

'હેં ખૂની? ખૂની વળી કોણ?'

'શા માટે?...ખૂની ટ્રેઈનમાં?...પણ વળી પુના 'પેસેન્જર' આમ અધવચ રસ્તે રાતના આવે ટાણે ઊભી રહે એટલે શું?'

'લોકોમાં, ઉતારુઓમાં એક જાતની સનસનાટી ફેલાઈ ગઈ. દરેક પર એની અસર થઈ; સ્ત્રીઓએ પોતાના દાગીના પર હાથ ફેરવી જોયો, ઉતારુઓએ પોતાના સામાન પર; દાગીનાઓ પર નજર ફેરવી લીધી—અને 'ખૂની! બદમાશ!...ભાગેડુ!...નાસભાગ!...પોલીસ!...ઇન્સ્પેકટર!' એ શબ્દો કાન પર અથડાવા લાગ્યા.

'અને આખરે પોલીસ ઇન્સ્પેકટર મારી બેઠક આગળ આવ્યો—મેં ધીમેથી આંખનો ડોળો ઉપર ફેરવીને જોયું તો હજી યે મારા પર એ વિચિત્ર પગ લટકતો જ હતો! મારી પાસે જ બે ચાર માણસો સૂતા હતા—એમાંથી એકાદ બે ઊઠ્યા. બાકીનાએ ઊંઘ્યા જ કર્યું!...મેં ઉપર ત્રાંસી નજર કરી ને લટકતા પગને ફરી જોવા પ્રયાસ કર્યો! ઓહ! કેવું વિચિત્ર અને ભયંકર?! ખવાઈ ગયેલાં, સડી ગયેલાં આંગળાં?

'પણ એ વ્યક્તિ હવે ઘોરી રહી હતી, સખ્ત નિદ્રામાં હોય એ રીતે!

'પોલીસ ઇન્સ્પેકટરે એની સામે ઊભા રહી બૂમો મારી: 'એય! ઊઠો, કોન હય?...પણ એના શબ્દોની કંઈ ધારેલી અસર ન થઈ...પેલી વ્યક્તિ હજી યે ઘોરતી હતી...ઘરરરરરર...ઘરરરરરર! એનાં નસકોરાં નીંદરનું ગીત ગાતાં હતાં.

'ફરીવાર મેં જરાક હિંમતથી ઊંચે જોયું: એ લટકતો પગ!'

[ ૬ ]

રાતપાળીના મજદૂરો મિલમાં કયારના યે કામે ચઢી ગયા હતા; તોયે અમારી હોટેલમાં કોઈ કોઈવાર કોઈક મજદૂર આવી ચઢતો—ભૂખ્યો તરસ્યો! સીંગલ ચહાને પેટમાં ઓળવીને તે ચાલ્યો જતો: ગલ્લા પરનો આદમી કંઈક વિચિત્ર રીતે ગલીને નાકે નજર નાખ્યા કરતો—કોઈને એની આંખો શોધતી હોય ને, અગર તો કોઈથી એની આંખો ત્રાસતી હોય ને, એવી રીતે વધતી જતી રાત સાથે એની નજરના મિજાજ બદલાતા જતા.

મારી વાત આટલે સુધી આવી અને ફરીવાર સ્પેશીઅલ ચહાનો ઑર્ડર આપ્યો ત્યારે ગલ્લા પરના આદમીએ, હૉટેલવાળાએ દૂર, ગલીને નાકે નજર ઠેરવતાં ઠેરવતાં, હૉટેલના પોરીઆને બૂમ મારી: 'શેઠ લોગાલા સ્પેશીઅલ ચાય બનવુંન દે રે!'

'સાંભળ!' વચ્ચે જ અમારી અંદર જેના બોલવામાં કે ચર્ચામાં હમેશ નિર્વેદવાદનાં કડવાં તત્ત્વો ભરેલાં દેખાતાં તેણે કહ્યું: 'હવે તો તારૂં આ પિંજણ છોડ! તારે જે કંઈ કહેવાનું છે એ નવી જ રીતે કહે, તો જ તું તારી 'ટેકનીક'માં ફાવીશ; નહીંતર આ તો 'ટેકનીક'નો ખીચડો છે. It's all a jumble!'

બીજા એક બિરાદરે ઉમેર્યું, 'ચાલ! એમ ગોઠવ ને કે ખૂનીએ ખૂન કર્યું હોય કોઈ ઘરમાલિકનું! એ ન હોય ત્યારે એનો પઠાણ એની વહુ આગળ કંઈક બોલી ગયો હોય, અને પછી રાતના શેઠને ઘેર તે પઠાણની સાથે ગયો હોય; પઠાણ કંઈક કામને લીધે ત્યાંથી બહાર ચાલ્યો ગયો હોય! શેઠ અને એ કંગાલ આદમી—જે બેકાર છે, જેની સ્ત્રી સુવાવડમાંથી હમણાં જ ઊઠી છે તેને વધુ રકઝક થતાં, ગાળો ન સહન થતાં, ગુસ્સે થએલા શેઠના હુમલામાંથી પોતાનો બચાવ કરતાં શેઠનું—મકાનમાલિકનું તે ગળું દાબી દે...ને નાહાસી જાય! આવું કંઈક કર ને!'

'પણ ભાઈઓ!' મેં વચ્ચે જ કહ્યું, 'ધીરા પડો. હું મારી વાર્તાને તદ્દન નીરસ અને 'ચાલુ માલ' જેવી સસ્તી તો નહીં જ બનાવું. પછી તમને જે ગમે તે ઠીક સૂચના કરજો!'

'ચાલો ત્યારે...'

'તો સાંભળો!...મારી વાર્તા પૂરી કરવાની શૈલી નિરાળી જ છે. હું તો તમને બધાયને આશ્ચર્યવિમૂઢ બનાવી દે તેવો અંત આણવા ઇચ્છું છું. It's going to have a surprise end, something startling!...પણ એથી કંઈ અમેરિકન નવલિકાકાર ઓ. હેન્રીની ચમક નહિ આવે હોં!'

'ઇન્સ્પેકટરે એને જગાડવા પુષ્કળ પ્રયાસ કર્યા. પણ તે જાગ્યો નહીં! એ ઘોરતો હતો. ઇન્સ્પેકટર ત્રાડૂકી ઊઠ્યો: 'એઈ સૂવ્વરકા બચ્ચા! ઊઠો!'

'પણ પેલો માણસ તો કુદરતી, સ્વસ્થતાપૂર્વક, નસ્કોરાં બોલાવતો ભરઊંઘમાં પડ્યો હતો. એનો એક પગ જે ધાબળામાં તદ્દન ઢંકાયલો હતો તે એક ટ્રંક પર પડ્યો હતો. એને ઓશીકે એક પોટલી હતી. બાકી ખાસ કંઈ નહોતું.

'સૂતેલા ઇસમને ઇન્સ્પેકટરની બૂમો જગાડી શકી નહિ.

'જાને દો! એટલું કહી ઇન્સ્પેકટરે આગળ ચાલવા માંડ્યું.'

'હેં? હેં?...ત્યારે ખૂની નાસી જાય છે?' વચ્ચે જ એક શીખાઉ બુદ્ધિશાળીએ નિર્દોષ રીતે પૂછ્યું—કુતૂહલથી: 'પણ આવો અંત હોય?'

હું હજી મારી વાતને આગળ ચલાવું છું એટલી વારમાં તો અમારી એ હોટેલમાં દશથી પંદર માણસો ધસી આવ્યા. એમાંના ૭ તો દેખીતા પોલીસ હતા. એક ગોરા ઇન્સ્પેકટરે આવતાં વ્હેંત જ ગલ્લા પર બેઠેલા પેલા લઠ્ઠ આદમીને ગળચીમાંથી પકડ્યો. પણ તરત જ એ ગલ્લા પરના આદમીએ એક છલાંગ મારી અને બધી બત્તીઓ ઓલવી નાખવાના ઇરાદાથી વીજળી બત્તીઓ માટેની મુખ્ય ચાવી—'મેન સ્વીચ' તરફ

ધસ્યો...પણ ગોરા ઇન્સ્પેકટરના હાથમાંથી એ છટકી જવા ન પામ્યો. અમે બધા તો આશ્ચર્યવિમૂઢ થઈ ગયા. એકદમ સનસનાટીએ આવી અમારા પર વીજળી પાડી.

'કોઇભી બહાર નહીં જા સકતા! ઠયરો!' પોલીસનો ઑર્ડર છૂટ્યો!...

અમે તો હતા ત્યાંજ ઊભા રહ્યા. અમને આ બનાવની સનસનાટી અને તેના જીવન્તપણાનો, સાચા બનાવનો પરિચય આપવા માટેજ પ્રદર્શિત થતો હોયને એમજ લાગ્યું!...તે વખતે અમારા એ ચાર પાંચ બિરાદરોના મનમાં શાના-કયા પ્રકારના વિચારો હશે, એ તો હું કહી શકતો નથી. પણ તે વખતે મારા દિમાગમાં કંઈ ને કંઈ વિચારોનાં તુફાન આવી ગયાં-શમી ગયાં. ત્યાં ધાંધલ મચી રહી; પુષ્કળ માનવમેદની જામી રહી. એ તો સારૂં હતું કે મિલમાં કામદારો કયારનાયે, વખતસર પહોંચી ગયા હતા એટલે ગિરદી ઓછી હતી: છતાંયે કોલાહલ તો હતોજ.

સખ્ત મારામારી અને ઝપાઝપી બાદ એ લઠ્ઠ શરીરવાળો, જોવામાં તો ટેંટો દેખાતો આદમી-ગલ્લાવાળો-હૉટેલનો કેશિયર પકડાયો-પોલીસે એના ગલ્લાની અંદર પડેલા એક કબાટની જડતી લીધી. ખાવાના પદાર્થોની બરણીમાં-વચ્ચે ગોઠવેલા પતરાના ડબ્બામાં પડેલી ચિઠ્ઠીઓ કહાડી અને તેનો કબજો લીધો.

'સૂવ્વર!...સટ્ટાખેલ? બેટીંગ લેતા હય? ટુમ! ઇસ વખત દો બરસ!'

'લેકિન સા'બ મેરી ભી સુન લો!' ગલ્લાવાળાએ ધીમેથી કહેવા માંડ્યું. એના હાથ બબ્બે પોલીસોએ સજ્જડ રીતે પકડ્યા હતા. 'મંય ઇસ હૉટેલકા માલિક નહીં હું!...માલિક દુસરા શેઠ હય, વોહ તો તુમ જાનતે હો ના સા'બ!'

'ચલો ચોકીપે!'

એને લઈ ગયા ચોકી ઉપર. એને લઈ જવામાં આવ્યો ત્યારે હું એના ઉઘાડા પગ પર નજર ઠેરવી રહ્યો. મેં અજાયબી વચ્ચે પૂકાર્યું:

'ઓહ! આ સડી ગએલો, કપાયેલો અંગૂઠો, લટકતો પગ! ઓહ! મીલ ગયા! મને મારી વાર્તાનો અંત જડી ગયો.'

અને અમે બધાએ પોલીસની સાથે બહાર ચાલવા માંડ્યુ. કયી તરફ?

રસ્તા પરની ગેસની બત્તી ભૂખરી પ્રકાશી રહી હતી!...ઢેઢગરોળી જીવડાં પર તાકી રહી હતી!–ગલી સૂમસામ પડી રહી હતી!

ચાલતાં ચાલતાં મને અમારા બુદ્ધિશાળી વિવેચકે કહ્યું: 'કાલે તને એક સુંદર અન્ત સૂચવીશ, વાર્તા ઘણી જ કલામય બનશે!'





કચ્છ પાસેના એક ગામમાં ૧૧મી ઑગસ્ટ, ૧૯૧૦ને દિને એ જન્મ્યા. એમનું ખરું નામ તો છે **રામજી અર્જુન**; પરંતુ એ નામે ભાગ્યે જ કોઈ એમને પિછાની શકે એમ છે.

કૉલેજ કે વિદ્યાપીઠનાં દ્વાર એમણે કદી જોયાં નથી. અભ્યાસકાળ દરમિયાન ચિત્રો ચીતરી, સાપ્તાહિક પત્રોના કાર્યાલયમાં નોકરી કરી, જુદી જુદી કિસમનાં ફિલ્મી જાહેરાતનાં સુશોભનો તૈયાર કરી એ પોતાનો નિર્વાહ કરતા. પત્રકારિત્વના ધંધાથી દૂર રહેવાની પિતાની સલાહને અવગણી એમણે ‘**બકુલેશ**’ ઉપનામથી ‘વીસમી સદી’ના સહતંત્રી તરીકે કારકિર્દી શરુ કરી. આ કાળ દરમિયાન એમણે ‘નવચેતન’માં વાર્તાઓ લખવા માંડી અને લોકપ્રિયતા મેળવી. ત્યારબાદ સાપ્તાહિક ‘પ્રજામિત્ર કેસરી’ના તંત્રીમંડળમાં જોડાયા અને ત્યાં ‘હિન્દુસ્થાન પ્રજામિત્ર’ના દીપોત્સવી અંકોના કલાત્મક સંપાદનથી એમણે ગુજરાતભરમાં નવું સાહિત્ય અને નવી કલાને વહેતાં મૂક્યાં.

‘**નિઃશ્વાસ**’ અને ‘**ઇશ્કની ખુશ્બુ**’ નામક એમના બે નવલિકાસંગ્રહો અત્યાર પહેલાં જ પ્રસિદ્ધ થઈ ગયા છે. ‘નિઃશ્વાસ’માં ઉદ્દામ, પ્રગતિશીલ અને કલાત્મક નવલિકાઓ છે, તો ‘ઇશ્કની ખુશ્બુ’માં એમણે પોતે જૂના બકુલેશની અવસાનનોંધ લીધી છે અને આરંભકાળની ઇશ્કી વાર્તાઓ આપી છે.

એમની શૈલીની સચ્ચાઈ અને સાફદિલી વરતાઈ આવે એવાં છે. સમાજના નીચા થરના જીવોની સૃષ્ટિની એમની રજૂઆત ધ્યાનપાત્ર છે અને ચીલા બહારના નવલિકાકાર તરીકેની એમની કીર્તિ સર્વથા યોગ્ય જ છે.



અમારૂં પ્રથમ પ્રકાશન

# સી તા

[ નાટક ]

ચન્દ્રવદન મહેતા

કિંમત દોઢ

—"આખી નાટિકામાં સમયને ઉચિત એવી ગાભાર્યભરી ભાષા આગળ તરી આવે છે અને રામની વિહ્‌વળતા કારુણ્યમય છે."

–ગુજરાતી (૨ ૪-૪૪)

"[illegible] પર સારી રીતે રજૂ કરી શકાય એવાં ઘણાં તત્વો [illegible]માં છે. 'કારુણ્યમૂર્તિ' સીતાને તખ્તા ઉપર રજૂ કરી શકાય [illegible] લખાવટ સાધ્ય કરવામાં પણ લેખકની કલમ સફળ નીવડી [illegible]"

–[illegible] (૨૩ ૩ ૪૪)

"ભજવાશે ત્યારે શોકાન્ત અસરકારક

–પ્રા. અનન્તરાય રાવળ (એક [illegible]માં)

"કરુણા ઊભી કરવા જેટલું બળ સંવાદોમાં અવશ્ય છે અને રામના દિલમાં સંઘર્ષ જગાડવાનું સામર્થ્ય પણ આ વસ્તુમાં રહેલું છે...સંવાદો અને તેની ભાષા, એના સુમેળમાંથી ઊભી થતી અભિનય કલ્પના ખરે જ સુંદર લાગે છે: આ દૃશ્યો લોકહૃદયને ઘડીભર હચમચાવશે પણ ખરાં...સીતા પરોક્ષ રૂપે જ નાટકમાં રહે છે તે સર્વે રીતે યોગ્ય છે."

–જન્મભૂમિ (૨૧ ૪ ૪૪)